સળગતી દુનિયાનો સંતાપ

ભુલાવનાર

રાજનગરનાં હજારો
કુટુંબોનો મનમાનીતો

# વાડીલાલનો આઈસ્ક્રીમ

ઘેર બેઠાં
ઓર્ડરથી
મોકલીશું

## વાડીલાલ સોડા ફાઉન્ટન અને કાફે રેસ્ટોરાં

ત્રણ દરવાજા ટે. નં. ૨૭૯૪ :: રાયપુર, ટે. નં. ૫૨૫૬

### કાફેની લિજ્જત

અમદાવાદમાં અનેરી વાનગીઓ સહકુટુંબ ચાખવા માટે 'કાફે'નો લાભ જરૂર ઉઠાવો. રાજનગરની પ્રજાનું આરામ ધામ.

# દેશદ્રોહી

[ રાષ્ટ્રજાગૃતિ-યુગની નવલકથા ]



લેખક

" પ્ર "



મૂલ્ય રૂા. ૨

# બે બોલ



જે નવલકથા પરિચિત સમાજ, સંજોગ, સ્થળ અને સમયની આંકેલી ચતુરેખા વચ્ચે રમે છે તેનાં પાત્રો ને પ્રસંગો ઘણા વાચકોને સગી આંખે જોએલાં લાગે છે. એ કેવળ લાગે જ છે—એ માત્ર ભાસ હોય છે! કારણ, નવલકથા બનેલા બનાવોનું બયાન નથી. હા, એ સર્વાંગે ને સર્વગુણે કલ્પનાકથા નથી, તેનું વસ્તુ વાસ્તવ-માંથી ઘડાય છે ને તે વાસ્તવમાં જ વિહરે છે; છતાં તે જીવનચરિત્ર નથી, હકીકત–તવારીખ પણ નથી.

"દેશદ્રોહી" ઐતિહાસિક વાર્તા નથી ને છે. એનો વાર્તાપ્રવાહ ગયા દાયકાના ઉપાંત્ય વર્ષોના ઇતિહાસ "ક્વિટ-ઇંડ-યા"નાં ઝરણાંમાંથી જન્મી તેની જોડે જોડે વહે છે. એનાં પાત્રો કોઈ વિશિષ્ટ વ્યક્તિઓનાં હૂબહૂ પ્રતિબિંબ કે પ્રતીક નથી. એમાંના પ્રસંગો જે એ રૂપે જ બન્યા ન હતા. લેખક યા અન્ય કોઈ તેના પ્રેક્ષક કે સાક્ષી ન હતા. તત્કાલીન ઘટનાઓના અંશ ને અંશુને કલ્પનાએ ને કલમે નવો ઓપ ને રૂપ અર્પી આ વાર્તાની ઘટમાળમાં ઘટાવ્યાં છે. એ ઘટાવણીમાં કલ્પના વધારે કે ઘટના વધારે તે કહી ન શકાય. પરંતુ એટલું તો કહી શકું છું કે વાર્તાનો પ્રવાહ જે જે નગર કે ગામને સ્પર્શે છે તે સાચાં નથી. અને જ્યારે તે જ સાચાં નથી તો પછી પાત્રો કે પ્રસંગો હોઈ શકે? "દેશદ્રોહી"ની માંડણી ને બાંધણી એક એવી ધરતી પર થઈ છે કે જેથી આટલો ખુલાસો આવશ્યક માન્યો છે.

સાહિત્યમંદિરે સરસ્વતી માતાની પૂજા નિમિત્તે લેખકનો આ પ્રથમ ગ્રંથસ્થ ઉપહાર છે. એ અર્ઘ્ય, નૈવેદ્ય, ભોગ યા જે કહો તે-પકવ છે, પથ્ય છે, સ્વાદુ છે, સરસ છે, અગર નથી—એનો નિર્ણય જે એ પ્રસાદ ચાખશે તેના પર છોડું છું. સાહિત્યમંદિરે પ્રવેશતાં ઘણા પ્રથમ પ્રવેશકો પુરાપ્રવિષ્ટ એવા પ્રસિદ્ધ ઉપાસકો પાસે પ્રવેશપત્ર, પરિચયપત્ર અથવા સાચું કહીએ તો દાખલ થવા દેવાની રજાચિઠ્ઠી મેળવી રાખે છે. મેં એવો પત્ર પ્રાપ્ત કર્યો નથી. મારા અર્ઘ્યમાં ને નૈવેદ્યમાં સત્ત્વ કે સુગંધ હશે તો તેજ તેની છડી પોકારશે. વાગ્દેવતાને ચડાવેલી આ થાળીને મારા જેવા અજાણ્યા આદમી પાસેથી, પુરસ્કાર આપીને 'પ્રજાબંધુ' કાર્યાલય જેવી જાણીતી સંસ્થાએ મેળવી છે, ને પ્રજા પાસે રજૂ કરી છે. એજ કદાચ મારા હિસાબે મોટી પ્રસ્તાવના ને પ્રવેશક છે. એ માટે હું એ કાર્યાલય ને તેના તંત્રીમંડળનો ખૂબ ઋણી છું.

મારૂં હાથ-લખાણ મુદ્રિત રૂપે પ્રગટ થાય છે. વચ્ચેની આદિથી અંત લગીની સર્વ ક્રિયાપ્રક્રિયાનો ભાર પ્રકાશક કાર્યાલયે પ્રેમપૂર્વક ઉપાડી લીધો હતો. એ કાર્યમાં પરિચિત, અપરિચિત એવી ઘણી વ્યક્તિઓનો મારા પર ઉપકાર ચડ્યો છે.

પુસ્તકમાં છાપભૂલો છે એનો આગળથી નમ્રતાપૂર્વક સ્વીકાર કરૂં છું. એકજ શબ્દ જુદી જુદી જોડણીમાં જડશે અગર સ્વીકૃત જોડણીમાં નહિ જડે, એકાદ અક્ષર ખોટો છપાવાથી આખો શબ્દ બદલાએલા અર્થમાં અથવા કદાચ અર્થશૂન્ય થયેલો જડશે: એ બધા માટે ઉદાર વાચક ને વિવેચક દરગુજર કરશે એવી આશા છે.

લિ.

"પ્ર"

# અનુક્રમણિકા



# દેશદ્રોહી



## પ્રકરણ ૧ . . . . . . છેલ્લી સલામ



**સા**વિત્રી બહેન,

સલામ, છેલ્લી સલામ! સ્નેહી જનની છેવટની સલામ! વિદાયનાં વંદન !

વિદાય? હા વિદાય જ. આ પત્ર એ જ મારો અને તમારો અંતિમ મેળાપ છે. એ મેળાપમાં જ આપણા સંબંધના વિચ્છેદની શરૂઆત છે. આ પત્ર તમને કહેશે કે એ વિચ્છેદ કેવળ આપણા સ્નેહનો—આપણી મૈત્રીનો જ નથી પણ આપણા આદર્શોનો છે, જીવનની દિશાનો છે, કાર્યની પદ્ધતિનો છે.

સાવિત્રી બહેન ! હું અહીં શાંતિ શોધવા આવ્યો હતો, પરંતુ તે નથી મળી. 'શાંતિધામ' માં શાંતિ ના મળી એવું સાંભળી તમને અજાયબી થશે. વાત પણ અજાયબ થવા જેવી જ છે. શાંત અને શીતળ, ધવલ અને નિર્મળ એવા સરોવરમાં સ્નાન કરવા છતાં મારા હૃદયની આગ નથી બુઝાતી, મારા જિગરનો ઉકળાટ નથી શમતો.

હોળી જેવી હોળીને લોકો પાણીની ધારે ઠંડી પાડે છે, ભડભડ બળેલી ચિતાની રાખોડી પણ ગંગાજળે અને અશ્રુજળે ઠારે છે; જમણવારની તમણ અને કુંભારવાડાના પજાવા પણ એક દિવસ બુઝાય છે, શાંત થાય છે; પણ નથી બુઝાતું મારૂં શેકાતું અંતર, નથી ઠરતું મારૂં બળતું ઝળતું કલેજું અને નથી શાંત થતું મારૂં ધમધમી રહેલું કપાળ !

રવિવારે સૂતાં સૂતાં મેં સુધીરને સહજ જ કહ્યું : "કેટલી ગરમી !"

"ગરમી !" તેણે આશ્ચર્યનો ઉદ્‌ગાર કાઢ્યો. એ ઉદ્‌ગારમાં તેણે જાણે કહેવાનું હતું તેટલું બધું કહી નાખ્યું. તે પડખું ફેરવી સૂઈ ગયો.

અમે ખુલ્લા ચોગાનમાં સૂતા હતા. ખાટલા તળે ચોગાનમાં હરિયાળી ધ્રો બિછાવેલી હતી. ઝાંઝવથી દાઝેલી આંખ પણ એના પર ઠરતાં શીતલ બને, સ્વસ્થ બને. અમે સૂતા હતા તેની પાસે જ મોગરાના માંડવા હતા, કમાનો હતી, વીથિકાઓ હતી. એવા લીલા પત્રઘુમ્મટની છતમાં માથે આકાશમાં તારા હોય તેવા હજારી મોગરાના મોટા મોટા દડા ઝૂલતા હતા. એ જોઈને લીલા ચંદરવામાં ચંદ્રકાંત મણિ જડ્યા હોય એવું લાગે !

એવા એ મોગરાના માંડવા મીઠી મહેક પ્રસરાવતા હતા. તેમાં ભળતી હતી ગુલાબોની માદક ખુશબો. કેવળ ગુલાબની જ ગંધ શા માટે ? બકુલ બોરસલીની તળે ધોળાં મોતી સરખાં ફૂલની પથારી હતી. તે પર પવનસુરખી હળવે હળવે આળોટતી ત્યારે એ ફૂલશય્યામાંથી એવો તો પરિમળ પ્રગટતો કે પવન સુરભિવંતો બની જતો અને પોતાના રોમેરોમ તથા અણુએ અણુમાંથી મઘમઘ ફોરતો આખા વાતાવરણને ખુશબોદાર બનાવતો.

છતાં મને શાંતિ ન મળી. મારી આંખ ન મળી. મને આખે અંગે પરસેવો વળ્યો. એ પરસેવો ધોવાનેજ હોયની એમ પશ્ચિમથી બે ચાર વાદળાં દોડી આવ્યાં અને ઝરમર ઝરમર વરસી ગયાં. આકાશદેવતાએ જાણે વાદળાંની ઝારીમાંથી મારા પર શાંતિનાં છાંટણાં છાંટ્યાં, અવિરત છાંટ્યાં, બે પાંચ મિનિટ એકધારે છાંટ્યાં.

"પ્રબોધ ! ઉઠ ઉઠ, વરસાદ આવ્યો." સફાળો જાગેલો સુધીર મને ઢંઢોળવા લાગ્યો. પણ હું તો જાગતો જ હતો, વરસતી વૃષ્ટિમાં પણ સગડી પર શેકાતો હતો તેનું એને શું ભાન !

"નથી ઉઠવું."

"અરે ! પલળી જઈશ."

"ભલે." એમ તો હું પરસેવે પલળેલો હતો જ તો.

"અરે! શરદી થશે." પોતાના બિછાનાનો પિંડો બગલમાં ઘાલી છાત્રાલય તરફ જતાં જતાં સુધીરે કહ્યું.

"તો તો ભાઈ, તારો ખૂબ ખૂબ પાડ માનીશ."

પરંતુ એ પાડ માનવાનો અવસર ન આવ્યો. કારણ મારી હૃદયજવાળામાં, તપેલી તવાઈ પર ઘી તેલના છાંટા ઝાકળ પેઠે ઉડી જાય તેમ વરસાદના છાંટા બળી ગયા. હા, હું ભીંજેલો તો રહ્યો જ પણ તે પરસેવાએ.

મારો આ અશાંતિનો રોગ અહીંનો નથી. ત્યાં તમારી પડખે હતો, ગુરૂજીની સેવામાં હતો, મિત્રામિત્રોની પડોશમાં હતો ત્યારે પણ આ અશાંતિ તો હતી જ. અને તમે બધાં તે જાણો છો. એ જાણીનેજ તો તમો બધાંએ આગ્રહ કરી મને અહીં મોકલ્યો છે, શાંતિના ધામમાં, સાહિત્ય સંગીત અને કળાના નિકેતનમાં. પરંતુ તમારૂં મોકલવું તથા મારૂં આવવું અફળ ગયું છે. તમારા દાદા દયાશંકર તે મારા ગુરુ અને તેમનાય ગુરુ તે આ આશ્રમના ગુરુદેવ. એઓશ્રી કેવળ મારા ગુરુના ગુરુના નાતાએજ ગુરુદેવ નથી. આખો આશ્રમ એમને ગુરુદેવ કહે છે, શિષ્યભાવે પૂજે છે. ગુરુદેવ પણ સો સો માતાના વાત્સલ્યે ભરેલા પ્રેમદેવ છે. એમની રૂપાઘંટડીના મંજુલ રણકાર સમી વાણીમાં—શબ્દેશબ્દમાં અમૃત ઝરે છે. એમની આંખ જુઓ તો દીનદુખિયાંના બેલી કરુણાસાગર ભગવાનની કલ્પના કરવાની જરૂર ન રહે. એમનો એક આશીર્વાદ મળે તો આખું આયખું સાર્થક થયેલું લાગે. એમનો બોધ સાંભળીએ તો બુદ્ધના વારામાં ન જન્મ્યાનો શોક ન રહે. એમને પોતાની કવિતા ગાતા જોઇએ તો વેદના વખતના ઋષિ–મુનિઓનાં આ કળિયુગમાંય દર્શન થયાં એવો આનંદ પામીએ.

એ બધું ખરૂં છે અને એ પણ ખરૂં છે કે મને બાદ રાખો તો બાકીના દરેક જણ માટે આ 'શાંતિધામ' શાંતિનું સાચેસાચું નિકેતન છે. અત્રેની આમ્રકુંજો અને વૃક્ષવીથિકાઓ, શાલવન અને આમ્લકી કાનન, અહીંની પુષ્કરિણીઓ અને સ્નાનકુંડો, અહીંનાં પત્રો અને પુષ્પો, વૃક્ષો અને વેલો, પલ્લીઓ અને પોળો, ગોપુરો ને ગલીઓ, પુસ્તકાલય અને વિદ્યાલયઃ બધામાં શાંતિ છે, તપસ્વીઓનાં તપોવનોની શાંતિ છે.

છતાં હું અશાંત છું, ભર્યાં તળાવે તરસ્યો છું, સદાવ્રતના ભંડારે ભૂખ્યો છું. કારણ મારી ભૂખનું ભોજન અહીં નથી રંધાતું, મારી પ્યાસની પરબ અહીં નથી મંડાતી.

આ છે મંદમંદ સુરખીએ લાસ્યનૃત્ય કરતું સરોવર, પરંતુ મારે નહાવું છે ગાંડે દરિયે. ઘર ઘર જેવડાં મોજાં પર ઘોડે ચડવું છે. ફીણ ઓકતા દરિયાઈ ઘોડે કે વડવાનળ ઓકતા પાણીગેંડા પર મારે સવારી કરવી છે. મને થાય છે કે હું આંધીનો વંટોળ બનું અને અદ્ધર ઊંડી ઘૂમરીએ ચડું. વિદ્યાલયનો દાદરો ચડું છું ત્યારે પગ કહે છે કે, અલ્યા, મારે તો હિમાલય ચડવા છે, અજેય કૈલાસ ને અલકાપુરીઓ જીતવી છે. જલકુંડમાં નહાવા પડું છું ત્યારે હાથ કહે છે કે ચાલ વિલાયત, ત્યાંની ડોવરની ખાડી તરી બતાવું ને મારા બળનું પારખું બતાવું. કદીક કદીક કવિસંમેલનમાં કલ્પનાએ ચડું છું, પણ એ તો મનનું ચડાણ. શરીરને તે ન ભાવે. તે તો કહી ઊઠે છે કે મારે તો વિમાને ઊડવું છે, અરે મને ઉડાડતા એ ખુદ વિમાનને મારે ઉડાડવું છે!

આ બધા જ્યારે શેખચલ્લીના તરંગો લાગે છે ત્યારે ખૂબ નિરાશા ઉપજે છે, ઉત્સાહ ઓસરી જાય છે. હતોત્સાહ ને હતાશ એવો હું આદર્શોને અળગા મૂકી અવળી બાજુએ જોવા લાગું છું. પડી રહું ને સડયા કરૂં તે કરતાં ચાલ જીવ સરકારના લશ્કરમાં જોડાઉં, લશ્કરમાં કંઈ

નહિ તો લડવાનું તો મળશે, તોપ બંદૂક ફોડવાનું તો મળશે એમ મનમાં થાય છે; પરંતુ આપણા ગુજરાતી માટે લશ્કરી ભરતીના દરવાજા બંધ છે. લાખોનાં લેખાંએ આપણે લાખોને લડાવ્યા છે. અહિંસાપરાયણ જૈન નગર-શેઠોએ દિલ્હીપતિ બાદશાહોના બેટાઓને નાણાં ધીરી ધીરી લડાવ્યા છે. ધર્મપરાયણ આચાર્યોએ ધર્મનો નશો પાઇ કાંટિયાવરણને ચડી આવતા પરદેશીઓના મુખમાં ધરી છે, પણ પોતે નથી લડ્યા. શિષ્ટ અને સંસ્કૃત સમાજે લડાઇને પ્રાકૃત જનોનો ધંધો માન્યો છે, એમનો વંશજ હું—મને લશ્કરમાં કોણ લે?

અને મન વધુ પોચું પડે છે, આદર્શોથી અવળે માર્ગે અવળા ગધેડે બેઠેલું એ હજુ વધુ નીચે ઉતરે છે. તે કહે છે કે ચાલ પોલિસ થઈ જા, સિપાઈદાદાની પીળી પાઘડી પહેરી લે અને ઘેટાંને ભરવાડ હાંકે તેમ તુંય ટોળાંને હાંક. ભરવાડની પેઠે ડાંગ ચલાવતાં કદાચ નહિ આવડે, પણ સિપાઈની લાકડી ઠોકતાં તો આવડશે જ.

આ શાંતિધામની આશ્રમદેવતા સરસ્વતી છે. તે વીણાપાણિ છે, દિવ્યવસ્ત્રા છે, મધુરભાષિણી છે. એના પ્રેરાયા ભક્તજનો સદેહે સ્વર્ગે વસતા હોય એમ વિશ્વપ્રેમ, સાહિત્ય, સંગીત અને કળાની ઉપાસના કરે છે.

મને એ ઉપાસના નથી ફાવતી. છતાં બળપૂર્વક તેમાં ચિત્ત પરોવું અને આદર્શ દેવતા શારદાને સભાવ પ્રણામ કરું તો મને એ શાંત, સૌમ્ય અને સુંદર મૂર્તિની જગ્યાએ કોઇ નવો જ આકાર દેખાય છે. એ પદ્મના આસને નથી બેઠો પણ બેઠો છે અંગારના આસને. ધગધગતી ધૂણીઓ વચ્ચે વીણાપાણિ નહિ પણ ત્રિશૂળ-પાણિ, પરશુપાણિ. એ છે અર્ધ નારી ને અર્ધ પુરુષ, અર્ધ કાલિકાદેવી—ચણ્ડીરાણી અને અર્ધ કાલદેવતા—જમરાજા, અર્ધ વાઘ-દેવતા અને અર્ધ કાગદેવતા—ભીલોનો ભૂતરાજા. એ ભીમ અને ભીષણ,

ભૈરવ અને રૂદ્રની મૂર્તિના દર્શને મને શાંતિ મળે છે, પણ એ તો ક્ષણાર્ધ માટેજ. કારણ આ તો છે સરસ્વતી દેવીની શારદાપીઠ. ચણ્ડીદેવીની તાંડવપીઠ તો અહીં સ્વપ્નું છે, ભ્રમ છે.

હા, સ્વપ્નું છે, ભ્રમ છે. પરંતુ ભ્રાંતિ પણ પોતાના કુંડાળામાં સત્ય હોઇ શકે છે, અને તેની મને ખાતરી થઇ. કારણ—ચમકતી નહિ—શાંતિધામની સીમ સમાપ્ત થતાંજ મને એક ક્રાંતિધામ જડયું. એ જડયું ત્યારે મને લાગ્યું, અરે! શાંતિ અને ક્રાંતિ વચ્ચે તો એક આડો પડદોજ છે, એકમાંથી બીજે જવા એક ડગલુંજ બસ થાય.

તમને નવાઇ લાગી હશે કે આવા "શાંતિધામ" ને અડીનેજ "ક્રાંતિધામ!" સાવિત્રી બહેન! થોડા મહિના અગાઉ હું પણ એવોજ ઉદ્‌ગાર કાઢત. પરંતુ બંગાળમાં આવ્યા પછી, બંગાળીઓ જોડે મૈત્રી કર્યા પછી હું હવે અચરજ નહિ પામું. બંગાળના દેશપુરૂષનું એક પડખું જમણો પક્ષ શાંત છે, નરમ છે, તો બીજું પડખું—ડાબો પક્ષ અશાંત છે, ગરમ છે. તેથીજ અહીંના પાણીના પુકુરો—પુષ્કરોમાંથી આગના ગોળા જડે છે, મીઠા રસગુલ્લાનાં માટલાંઓમાંથી સંસાર આખાને કડવો કરે એવા ઉલ્કાના ગલોલા મળે છે. અહીં ઘણા કોમળ હૃદયના કવિઓ છે, તો તેટલાજ કઠણ કાળજાના ક્રાંતિકારો છે. એવું છે એટલેજ 'શાંતિધામ' પાસે 'ક્રાંતિધામ' મળતાં મને નવાઇ ન લાગી.

એ ક્રાંતિધામ સાચેજ ક્રાંતિનું ધામ હતું! ત્યાંના રસોડે લાડુ બને છે, પણ તે ઉલ્કાના આટાના. ત્યાંનાં પાણીઆરાં પાણીએ ભર્યાં છે પણ તે પાણી છે લાવાના લાડકા આગ્નેય અમ્લ રસોનું—એસિડોનું. ત્યાંના પુસ્તકાલયે ગ્રંથોના ગંજ છે પણ એ ગ્રંથનાં પાને પાનાં લોહીથી લખેલાં છે. એ રક્ત-રામાયણોમાં કાણ્ડો છે: લોહીકાણ્ડ, ગુપ્તકાણ્ડ, યુદ્ધકાણ્ડ, વિપ્લવકાણ્ડ અને એવાં એવાં અસંખ્ય તાણ્ડવ કાણ્ડો.

અહીંના વિદ્યાલયે આચાર્યો છે તેઓ વેદો ભણે છે ઇન્કિલાબન ઉપનિષદો શીખે છે સામ્યવાદના તથા પાઠો બોલે છે સ્વાતંત્ર્યન અહીં બીજમંત્ર છે કુરબાની, દીક્ષાવિધિ છે રક્તતિલક અને દક્ષિ છે સરફરોશી. અત્રે ધર્મ, સત્ય, દયા, અહિંસા ગૌણ છે અને પ્રધ આસને છે મુક્તિ, ક્રાંતિ અને નવસૃષ્ટિ.

એ આશ્રમમાં મેં દીક્ષા લીધી છે. હાશ! એ ગુપ્ત ધર્મ કંઠી બાંધી કે જાણે જાદુ થયો. મારો બધો શોક શમી ગ અશાંતિ આથમી ગઈ, જીવનદિશા સ્પષ્ટ થઇ, અને કાર્ય ચોકખો દેખાયો.

ગૂજરાતને મારો પંથ નવો લાગશે. પણ તે તો તે તેના ગૌરવને નથી ઓળખતું તેથી. આજ અંગારપંથે ગુર્જરભૂમિ પનોતા પુત્રોનાં પગલાં પડેલાં છે તે મેં અહિંના ઇતિહાસમંદિર જાણ્યું. શ્યામજી કૃષ્ણવર્મા, મૅડમ કાંગા, ધીંગરા, સરદારસીંગ રા જેવાઓ આ માર્ગે મારા પુરોગામીઓ છે. વળી તમને જાણી નવ લાગશે કે અમેરિકાની ગદર પાર્ટીનું મુખપત્ર અગિયાર ભાષા નીકળતું તેમાં એક ગૂજરાતી હતી.

એ વિષે વધુ વિવેચન નહિ કરૂં, કારણકે બધું જ સ્પષ્ટ તો પછી અમારા ધર્મનું ગુપ્ત વિશેષણ ખોટું ઠરે. દીક્ષા લીધી એ કહેવાની પણ મના છે. અહીં રક્તતિલક થતાં જ જીભે તા દેવાય છે, હોઠે ટેભા લેવાય છે. એ સોગંદ લેતાં અગાઉ તમને ? પત્ર લખી વિદાય લેવાની મેં મંજુરી મેળવી છે, એટલે જ આ પ

આજથી કોઈ મારૂં સગું નથી પણ સગો છે મારો ક્રાંતિપં હવે કોઈ મારૂં સ્નેહી નથી પણ તે છે ભારતવર્ષની પ્રજા. ર રામ રામ. આપણે છૂટાં પડયાં. તમારો પરમમિત્ર પ્રબોધ, તમ. દાદા ગુરૂજી દયાશંકરનો લાડકો વિદ્યાર્થી હવે મૃત્યુ પામે

કાલથી—ના, ના, ક્યારથી તેય હવે નહિ કહેવાય—(સત્યાગ્રહની ઉઘાડી ચાલ અને અમારી "ક્રાંતિ–આગ્રહ"ની ગુપ્ત ચાલમાં એજ તો મોટો ફરક છે), હું ગેબમાં ગરક થઈ જઈશ. એ અજાણ્યા દરિયામાં તરું કે મરું, ડૂબું કે ઝૂલું તેની હવે ખોળ ના કરશો. મને ભૂલી જશો. આપણા મિત્રપ્રેમની યાત્રા એક નિશ્ચિત તીર્થે જ પળતી હતી. એને અધવચ અટકાવવા માટે નળ પેઠે અર્ધે રસ્તે તમને ઊંઘતાં છોડી જવા માટે ક્ષમા આપજો. મારા પંથેથી મને પાછો વાળશો મા. એ પંથ જો મૃત્યુનો હોય તો તમે સત્યવાનની સાવિત્રી ના થતાં. એ પંથ સ્વર્ગનો હોય તો તમે આ બંગાળની લોકવાર્તાની બેહુલારાણી–પતિને સ્વર્ગેથી પાછી લાવનારી—ના બનતાં. કારણ, મને મારા મનગમતા આદર્શોથી પાછો પાડશો તો હું છેક જ નીચે પડીશ. તમે નારી છો છતાં કદાચ ભગીરથ થશો તો તે કબૂલ, પણ હું પુરૂષ છું તે જો નારી થઈશ તો પછી ભાગીરથી નહિ રહું, તમો ભગીરથની પાછળ પાછળ નહિ આવું. હું કદાચ કોઈ ઊંડા કોતરમાં ભૂલો પડીશ, ભેખડ કરાડે આખડી મરીશ, અને ના મરૂં તો ઘોડાપૂરે દોડતો આવી ભગીરથ જેવાં તમનેય ખેંચી જઈશ, કોઈ ઊંડા ખાડામાં, કોઈ પતનના પંથમાં!

એ તો મેં આગળ કહ્યું જ છે કે મારૂં મન હતાશ થતાં અવળપંથના અવળા ગધેડે બેસે છે. માટે ખબરદાર, સાવધાન, મને ભૂલી જજો; રામ રામ!

તમને સલામ, તમારા દાદુને સલામ, પેલા પડોશી પ્રસાદને સલામ. છેલ્લી સલામ.

લી.

તમારો એક વારનો મિત્ર **પ્રબોધચંદ્ર**



# પ્રકરણ ૨ . . . . દાદુ, દૌહિત્રી ને દત્તક



સાવિત્રીના દાદુ દયાશંકર આખી મુંબઈના દાદાજી હતા. સહકારી અને અસહકારી, સરકાર અને દેશના કર્ણધાર, વિનીત અને ઉદ્દામ–દાદાજીને ભગવાનનું માણસ માનતા અને વંદતા, વંદતા જ નહિ પણ પૂજતા. એમના દયાળુ દિલે, સત્યના આગ્રહે, સિદ્ધાંતની નિષ્ઠાએ અને ત્યાગતિતિક્ષાએ તે સર્વના પૂજાપાત્ર થયા હતા. એ સાદા ઓલિયા મહારાજ ન હતા છતાં એમનું વ્યક્તિત્વ સંત–ઓલિયાનું હતું.

દયાશંકરનો સદાચારનો આગ્રહ એ કંઇ સત્યાગ્રહમાં જોડાયા પછીનો નવો ગુણ ન હતો, ગાંધીજીની અસરનાં પાણી પી ફૂટેલો નવો ફણગો ન હતો. એ આચારનિષ્ઠ મરજાદી કુળમાં જન્મ્યા હોઇ સત્યધર્મ અને ચારિત્રધર્મ તો એના રક્તમાં જ હતો. દયાશંકર શીખ્યા, ઘણુંય શીખ્યા–વિલાયતી વિદ્યા શીખ્યા, પશ્ચિમનું વિજ્ઞાન શીખ્યા, પાખંડીઓની તર્કવિદ્યા શીખ્યા–છતાં કુલપરંપરા ન ભૂલ્યા. વિદ્યાએ એમને વધુ વિનયી બનાવ્યા, વિજ્ઞાને વધુ ધર્મશીલ બનાવ્યા અને તર્કશાસ્ત્રે વધુ શ્રદ્ધાશીલ.

એમની લોકપ્રીતિ પણ આજની ન હતી. દેશનો પ્રાણ જ્યારે અજાગ્રત હતો, પ્રજાનો આત્મા જ્યારે ઊંઘમાં હતો, ત્યારથી ઉત્તિષ્ઠ જાગૃત...નાં પ્રભાતિયાં ગાવાનું મંગલ કાર્ય એણે આરંભ્યું હતું. મરજાદી વૈષ્ણવ કુળના હોવા છતાં એ સમાજસુધારામાં મોખરે હતા, સ્વભાવે શાંત અને એકાંતપ્રિય છતાં સભા સમિતિઓમાં સભાપતિ થતા હતા, બોલવે મિતભાષી અને મિતાક્ષરી છતાં અન્યાય અને અસત્ય સામે સરકારનો દરબાર અને સમાજનાં પંચો ગજાવતા.

લોકશિક્ષણ અને જનસેવા પણ એમણે વર્ષો પહેલાં આદરેલી હતી. વ્યવસાયે શિક્ષક હોવાથી એમણે એનો આરંભ વિદ્યાર્થીઓની ગરીબ અને અનાથ, ચારિત્રભ્રષ્ટ અને ઠોઠ—સેવાથી માંડયો હતો. શિષ્યસેવાએ ગુરુજી માટે વિદ્યાર્થીઓના વાલીનાં બારણાં ઉઘાડયાં. એ બારણેથી પ્રવેશી તે વાલી વડીલોના પણ ગુરુ થયા, નાયક થયા. એમની વિદ્યાર્થીઓ પ્રતિની મમતાએ પુત્રવેલી માતાઓના હૃદયમાં પણ પડઘો પાડયો. તેઓએ પડદા, મર્યાદા અને સંકોચ તજી દયાશંકરનાં દર્શન અને બોધ મેળવવા પડાપડી કરી.

એક દિવસ આવા દયાશંકરે સત્યાગ્રહી સૈનિક તરીકે નામ નોંધાવ્યું. તેજ દિવસે તે સૈનિક મટી સેનાની થયા. એમની આનાકાની એળે ગઇ. સમિતિના પ્રમુખપદે અને મંત્રીપદે એમનાજ શિષ્યો હતા. તેઓએ એ ઊંચાં આસન ખાલી કર્યાં.

“ ગુરૂદેવ ! એ આસન આપના માટે છે. ”

“ ના ભાઇઓ ના, આ વયે હવે એ ભાર નહિ ઊંચકાય. ”

“ ગુરૂજી ! એવું બોલી અમને શરમાવો ના. આપના પર તેનો ભાર લાદવા માટે અમે આ ખુરશી વળગાડીએ છીએ ? અમારી અંતરની ઇચ્છા છે કે આપ આ ઊંચું આસન શોભાવો. બાકી એ ખુરશીનો અને આપનો ભાર તો અમેજ ઉપાડીશું. ”

“ તમારો એ પૂજ્ય ભાવ જોઇ મને મારું જીવ્યું સાર્થક થયું લાગે છે. ભાઇઓ ! તમે સ્વેચ્છાએ નહિ પણ મારા વતી એ ખુરશીઓ પાછી લો. શિષ્ય અને ગુરૂમાં ભેદ નથી. તમે ત્યાં બેસો છો તે હુંજ બેઠો છું. તમારી બુદ્ધિ, કાર્યશક્તિ અને દેશપ્રેમ એ મારાંજ દીધેલાં દાન છે. તમારા હૃદયમાં સેવાભાવનાના છોડ મેંજ વાવ્યા હતા; સીંચ્યા હતા અને ઉછેર્યા હતા. પરિણામે તમે જે કંઇ કરો છો તે હુંજ કરૂં છું; અને ઊંચું આસન શોભાવવાનીજ જો વાત હોય તો આ ખુરશીઓથી પણ ઊંચી ખુરશી, પેલી

ગાદીઓથી પણ પોચી ગાદી પર હું બેઠોજ છું તો ! ત્યાં બેઠો બેઠો હું તમારી પૂજા અને અર્ઘ્ય હરઘડી પામીજ રહ્યો છું. એ આસન છે તમારા હૃદયનું."

"ભલે ગુરૂજી, આપની ઇચ્છા અને આજ્ઞા. અમારા હૃદય-આસન પર આપની ગાદી કાયમાબાદ રહો. અમારા હૃદયમંદિરમાંથી આપ અમારા જીવનદેવતા સમા સહાય કરજો."

મુંબઇના મહાસભાવાદીઓમાં એ અલભ્ય આસન પર દયાશંકર વિરાજમાન થયા. સૂર્ય કદી વૃદ્ધ થતો નથી તેવા દયાશંકર વયે વૃદ્ધ છતાં એક યુવાનની ક્ષમતાથી એ આસનેથી સત્યાગ્રહના જંગને દોરવણી આપવા લાગ્યા.

આજની પ્રભાતફેરીઓ પૂરી થઇ. એ મંડળીઓ પોતપોતાને સોંપાએલી ગલીઓમાં ફરી દયાશંકરના ઘરે આવી વંદન કરીને આવતી કાલ માટે આદેશો લઇ ઘેર ગઇ.

પછી દયાશંકર કાંતવા બેઠા. સાવિત્રી દાદુના માટે સ્હવારના નાસ્તાની રાબડી તૈયાર કરવા રસોડામાં પેઠી.

સાવિત્રી હતી તો હજુ પચ્ચીશીના આરે, છતાં તે દાદાજીની પણ દાદી હોય એવી થઇને દયાશંકરની ખિદમત કરતી. ગયા વરસે દયાશંકરની દેવોએ ખૂબ કસોટી કરી હતી. એમના પર ગેબનો કારી ફટકો પડ્યો હતો. એમને નવાઇ તો ન હતી. ધીરજની ઘણી કસોટી પછી આપેલા એક પુત્રના બદલામાં દેવે એ બાળપુત્રની માતાને હરી લીધી હતી. પછી એજ પત્નીએ પોતાની પહેલા ખોળાની પુત્રીને તેના પતિગૃહેથી સ્વર્ગે બોલાવી લીધી હતી. સદ્ગત માતાનું આણું આવતાં તેની લાડીલી પુત્રી પોતાની પંડની નાની પુત્રી સાવિત્રીને રડતી મૂકી ચાલી નીકળી હતી. એ મર્મવેધી ઘા દયાશંકરે હરીચ્છા બોલી ખમ્યા હતા. પરંતુ ગયા વર્ષના ઘાએ

એમને બહુ દુ:ખ થયું હતું. એ ઘા હતો એમના પેલા બાળવયે માતા-વિહોણા બનેલા દીકરાનું ભરયુવાનીમાં મૃત્યુ. મૃત્યુ તો એણે શોભાવ્યું હતું, કારણ તે કોલેરાપીડિત પ્રજાની સેવા કરતાં કરતાં મર્યો હતો, છતાં મૃત્યુ તે મૃત્યુ: તે શૌર્યભર્યું, છતાં તેના નહોર પાછળ રહેનારા સ્નેહી સ્વજનોને ઘાયલ તો કરેજ છે.

એ ઘા દયાશંકરનો જીવ લઈને જ રૂઝાત, પરંતુ દીકરો જતાં સૂના થયેલા ઘરમાં બીજા બે જીવ પ્રવેશ્યા હતા. તેમણે એમને મૃત્યુ-પંથની કેડીએથી પાછા વાળ્યા હતા.

એ બે જીવોમાંથી એક હતી સાવિત્રી–દયાશંકરની દૌહિત્રી, વર્ષો અગાઉ સદ્દગત થયેલી પુત્રીની પુત્રી. સંઘસ્નાતિકા એવી એ દાદાનો શોક મુકાવવા આવેલી તે દાદા પાસેજ રહી ગયેલી.

"આવ મારી દીકરી! આવ." સાવિત્રીને આવેલી જોઈ શોકવિહ્વલ દયાશંકર તેને ભેટી પડયા હતા.

દાદાજીની છાતીમાં સમાઈ રહી, હળવે હળવે તેમનાં આંસુ લૂછતી સાવિત્રી ત્યારે બોલી હતી: "દાદુ! હું તમારી દીકરી થઈશ, દીકરો થઈશ, જે કહેશો તે થઈશ, પણ એક શરતે."

"કઈ શરતે બેટા? ના ના, શરત કે નહિ શરત, હું તને નહિ જવા દઉં. તું હવે મારી લંગડાની લાકડી છે, આંધળાની આંખનું રતન છે." અને પછી દયાશંકરે સાવિત્રીને વધુ જોરથી છાતી સરસી દબાવી હતી.

"નહિ જાઉં! દાદુ, નહિ જાઉં. પણ તમનેય નહિ જવા દઉં."

"હું હવે ક્યાં જવાનો છું, બેટા? મારા માટે બધાં બારણે આગળા દેવાયા છે."

"ક્યાં જવાના છો તે તો તમારી ઊંડી ઊતરતી આંખને પૂછો, ઉપવાસ કરતા ઉદરને પૂછો, ધ્રૂજતા કંપતા હાથપગને પૂછો, પણ

હવે બહાર જવાનાં બારી બારણાં બંધ નહિ હોય તોય હું તે બંધ કરીશ, અને તે પર તાળાં મારીશ." એ બોલતાં સાવિત્રી ગળગળી થયેલી.

"દુભા ના બહેન ! હવે તો હું જ જમને, તેને મેં વારેવારે વિનવીને તેડ્યો છે છતાં, પાછો કાઢીશ."

અને ત્યારથી દયાશંકર દૌહિત્રી માટે ફરી જુવાન થયા હતા અને સાવિત્રી દાદુ માટે ઘરડી માજી જેવી ઘરરખુ થઈ હતી.

સાવિત્રી રસોડામાં રાબડી તબડાવતી હતી. દયાશંકર રેંટિયા પર તાર ઉપર તાર કાઢતા અને વીંટતા જતા હતા. બંને પોતપોતાના કામમાં તલ્લીન હતાં. ત્યાં તો રોજનો પરિચિત લહેકાદાર સ્વર આવ્યો: "ટ...પા...આ...આ...લ."

લ અક્ષરનો ઉચ્ચાર હજુ અધૂરો હતો ત્યાં તો ટપ કરતો એક કાગળ પડ્યો. ખજૂરીની પીળી સાદડી પર એક સફેદ પરબીડિયું શોભવા લાગ્યું.

એ ટપાલ અને ટપના અવાજે દયાશંકરનો રેંટિયો થંભ્યો. તે પેલા પરબીડિયા તરફ જવા ઊઠ્યા. પરંતુ ત્યાં તો એ પરબીડિયું સાવિત્રીના હાથે ઉઠાવી લીધું. તે પણ રાબડી ઊકળતી રાખી દોડી આવી હતી.

"દાદુ ! એ તો મારો કાગળ."

"એમ ! બહુ સારું. વારુ, પણ કોનો છે ?"

"પ્રબોધચંદ્રનો લાગે છે." ઉપરના મરોડદાર અક્ષરો તરફ તાકી રહેલી સાવિત્રી બોલી.

પછી વધુ કુતૂહલ ન બતાવતાં દયાશંકર કાંતવા બેઠા અને સાવિત્રી કાગળ લઈ અંદર પેઠી.

દયાશંકરના ઘરમાં પુત્રમૃત્યુ પછી જે બીજો એક જીવ પ્રવેશ્યો હતો તે આ પ્રબોધચંદ્ર હતો. તેના પુત્રની કાળોતરી એણે જ લખી

હતી. કૉલેરાપીડિત પ્રાંતમાં એ તેનો સાથી હતો. મરતાં મરતાં તે ઘરડા પિતાજીની પ્રબોધચંદ્રને બાળ-સંભાળ સોંપી ગયો હતો, અને એ સોંપણીનું પાલન કરવા ત્યારપછી પ્રબોધચંદ્ર મુંબઈમાં જ વસ્યો હતો. દયાશંકરનો તે બીજો દીકરો થઈ ગયો હતો.

મુંબઈના કેટલાક સત્યાગ્રહી યુવાનો પ્રબોધચંદ્રને ધૂમકેતુ કહેતા. એ ઉપમા આધારરહિત ન હતી. તેનો ઉત્પાતિયો જીવ તથા અશાંત જીવનચર્યા એ નામને થોડીઘણી લાયક હતી.

એના સદ્દગત પિતા સરકારી અમલદાર હતા. તે જીવતા હતા ત્યારે તેનો વિધુરનો એકનો એક પુત્ર પ્રબોધચંદ્ર મોસાળમાં ઊછર્યો હતો. મોસાળના ગામડામાં વખત જતાં બધાં મરી પરવાર્યાં ત્યારે તે પિતાજી જોડે રહેવા ગયો, અને વારંવાર બદલી થતાં તે પિતાજી જોડે પ્રાંતે પ્રાંતે રખડયો, ભણ્યો ને પાસ થયો. પછી તો પિતાજી ગયા એટલે એ એકલો અટૂલો ખભે ખડિયો લઈને નીકળ્યો હતો. રેલ, પ્લેગ, કૉલેરા કે દુકાળ જ્યાં એવા ઉપદ્રવો ઊભા થતા ત્યાં એ ખડો થતો. સાથે કોઈ નહિ હોય તો પણ એકલે હાથે કામ કરતો. કોઈ સહાય કરે તો સ્વ. પિતાજીની થોડીઘણી સંપદમાંથી ગાંઠનાં ગોપીચંદન કરતો, પરંતુ પાછો ન પડતો, આસમાની સુલતાની પાસે પણ હાર કબૂલતો નહિ.

આવી એક તીર્થયાત્રામાં જ પ્રબોધચંદ્ર અને દયાશંકરનો દીકરો ભેગા થયા હતા અને જિગરજાન મિત્રો થયા હતા. તે મૈત્રીના પરિપાક રૂપે તે દયાશંકરનો દત્તક દીકરો હોયની એમ મુંબઈમાં ઠરીઠામ ઠર્યો હતો.

એના ઠરી ઠામ ઠરવામાંય નિશ્ચલતા તો ન જ હતી. તે નદી જેવો હતો. સરોવર પેઠે પાળો વચ્ચે રહેવું ને મરવું તેને બરાબર લાગતું. તે તો બેખડ કરાડા તોડી દેશભરમાં દોડાદોડી કરવા ઇચ્છતો.

એ આકળા સ્વભાવ પર સાવિત્રી એક નાથ સમી બની હતી.

દયાશંકરની બધી બાળસંભાળ પોતે ઉપાડી લઈ એ ફરજમાંથી તે પ્રબોધચંદ્રને મુક્ત રાખતી ખરી, પરંતુ એ મુક્તિદાન જ તેના પગમાં બેડીરૂપ બનતું. તે બહાર ફરી શકતો, આજે બોરસદ તો કાલે બારડોલી; તોપણ પરમ દિવસ ઉગતાં તેને એક વાર મુંબઈ આવી જવું પડતું જ. તે દાંડી ગએલો, કરાડી ગએલો પણ એક એક દિવસ માટે. તે વડાલે ઘવાએલો અને ધરાસણે ઘવાએલો પણ એ ઘા પર મલમપટા તેને મુંબઈમાં–સાવિત્રી પાસે જ કરાવવા પડેલા. કોઈ અજબ એવા અદૃશ્ય તારે–કાચા સૂતરના તારે છતાં વજ્ર જેવા અતૂટ તારે–તે બાંધ્યો પડ્યો હતો.

એ બંધન તેને ય અપ્રિય હતું એમ તો ન હતું. છતાં કેટલીક વાર કેટલીક પ્રિય વસ્તુઓને પણ અકારી ગણવી પડે છે. સાવિત્રીના સ્નેહને તે સાદર સ્વીકારતો, પ્રણામ કરતો, પરંતુ મનમાં મનમાં તે તેનાથી છેટે રહેવા ઇચ્છતો; કારણ કે એ વનના મુક્ત પંખીને ફરી ઉડવું હતું.

સ્નેહબંધન સિવાય બીજું પણ એક–કદાચ અનેક–બંધન તેને ગુંગળાવતું હતું. પ્રેમનું બંધન તો મીઠું હતું પણ આ અન્ય કરડું હતું, પ્રબોધચંદ્રના કંઇ કંઇ કરી નાખવાને ઉતાવળિયા એવા જીવને કરડતું હતું, ખૂંચતું હતું.

એ બંધન હતું સત્યાગ્રહીના માથે રહેલી સત્યની મર્યાદા, શુદ્ધ અહિંસાની અદબ. તે વિચાર કરે તે પહેલાં એ વિચારની પવિત્રતા તેણે તપાસી જવી જોઇએ. તે બોલે તે પહેલાં એ બોલની સત્યતા વિષે તેને ખાતરી હોવી જોઇએ. તે કામ કરે તે પહેલાં તેના શુભાશયની તેણે કસોટી કરી લેવી જોઈએ. 'આ જોઇએ' ને 'તે ન જોઇએ,' 'આ ઇષ્ટ અને તે અનિષ્ટ' એવાં એવાં સૂત્રો, ઊભરો આવે ને તેને ઊભરાવા દેવા ટેવાએલા પ્રબોધચંદ્ર માટે બંધનરૂપ હતાં. જાણી જોઈ ખોટું વિચારવા, કોઇને દુભાવવા કે રક્તપાત કરવા તો તેય ન ઇચ્છતો પરંતુ પ્રથમ સાધન ને પછી સાધ્ય, પહેલું

સત્ય અને પાછળ સેવા, એ તેને ગુંગળાવતું. એ ગુંગળામણે તેનો મૂળથીજ અશાંત હતો તે આત્મા વધુ અશાંત થયો. ગમે તે ભોગે વહેવાનું મળે તો તે નહેરના બાંધેલા માર્ગે વહેવા ખુશ હતો પણ માર્ગકેદીની ભુલભુલામણીમાં જો એ વહેણ અટવાઈ મરવાનું હોય તો તે ખુશ ન હતો. તેમ મરવા અગર અર્ધ મરવા પહેલાં તે ફરી પોતાની જૂની અવસ્થાએ જવા માગતો હતો. તે નવી નદી જેવો કાંઠા કરાડા તોડી એલફેલ આડો ફાટવા માગતો હતો. ગુફાઓની ભુલભુલામણી જેવી મહાદેવની જટામાં વર્ષો લગી ગરક થઈ બહાર નીકળેલી ગંગા વધુ તપશુદ્ધ, વધુ પવિત્ર અને વધુ વેગીલી બની હશે; કબૂલ, પણ પ્રબોધચંદ્રમાં એટલી ધીરજ ન હતી. ભલે તપનું તેજ ઓછું હોય પરંતુ તે જો સંકટગ્રસ્ત સંસારનાં કષ્ટ તરતજ ઓછાં કરી શકે તો ભલે તે તેવું રહેતું.

પરંતુ સાવિત્રીનો સ્નેહ અને દયાશંકરનું વાત્સલ્ય તેને તે પંથથી ખાળી રહ્યાં હતાં. અને એ અવરોધ પ્રેમરૂપી માખણની પાળ હતી, તે તોડવી હોય તો પળનોય વિલંબ નહિ લાગે, છતાં તે વજ્રકોટ સમી હતી. એ કોટ કિલ્લામાં પ્રબોધચંદ્રને મુંઝાતો જોઈ સાવિત્રી અને દયાશંકર બંનેને ખૂબ દુઃખ થયું. તેમણે તેને—વનના પંખીને—વનમાં ઉડી જવા છૂટ આપી, અને તે બદલ છૂટો થવા છતાં એ બંને જોડે વધુ વધુ બંધાઈ તે બંગાળે પહોંચ્યો હતો. ત્યાંના 'શાંતિધામ'માં તે શાંતિ શોધવા ગયો હતો.

આજની ટપાલનો પત્ર ત્યાંથીજ આવ્યો હતો.

દયાશંકર વાટ જોતા હતા કે ક્યારે સાવિત્રી આવે ને સાથે બેસી રાબડી પીએ. પ્રથમ તો કાંતવાની લગનીમાં તે આત્મવિસ્મૃત હતા. પરંતુ તેવામાં ઘડિયાળમાં ટકોરા પડ્યા ને તેમને યાદ આવ્યું કે, અરે! આ તો અડધો કલાક વહી ગયો. સાવિત્રી હજુ કેમ ન આવી? પત્ર એટલો બધો લાંબો છે, કે પછી અંદર કોઈ શોકવાર્તા છે?

બેઠકમાં દયાશંકર સ્વગત સંવાદ કરતા હતા અને ઉપર સાવિત્રી પણ: "ધૂમકેતુ! ધૂમકેતુ! કેવળ ધૂમકેતુ! પકડવા જઈએ તો કેવળ ધુમાડો!

"ઓ ઉત્પાતિયા જીવ! એવું હતું તો મારા ઘરમાં શામાટે આવ્યો? અને આવ્યો તો ઇંટમાટીના ઘરમાંથી હાડમાંસના શરીર-ઘરમાં શું કરવા પેઠો? ખાતર પાડી પેઠો, ચોરની પેઠે પેઠો! અરે! દેહમંદિરની મોંઘામૂલી હૃદયગાદી પર ચડી બેઠો, પ્રબોધચંદ્ર! કયા ભવે મેં તારો અપરાધ કર્યો હતો કે તું આ ભવે મારા મુલાયમમાં મુલાયમ મર્મમાં છેદ કરી હવે ચાલ્યો જાય છે, હથેળીમાં ચાંદ જેવો હસી રમી સરી જાય છે? નિષ્ઠુર! ક્રૂર! હૃદયહીન!

"લાખો દુ:ખી માટે તારું હૃદય દ્રવે છે, પણ આ એક હૃદયની વેદના તારા કાળજામાં નથી ભોંકાતી? ઓ વજ્ર! ઓ ઉલ્કા! ઓ વિદ્યુત! અચાનક ઊતરવું, કોઈને ચમકાવવું, ચીરવું અને પાતાળમાં પેસી જવું એ જ શું તમારો ધર્મ? આવા જ શું તમારા કર્મ? ઓ! ઓ! ઓ!..."

સાવિત્રીનું આ વિલાપકાવ્ય લંબાયે જ જાત, પરંતુ ત્યાં તો વચમાં વિક્ષેપ પડ્યો. તે વિક્ષેપ હતો દયાશંકરની ચાખડીના અવાજનો.

"બેટા રાબડી ઊકળી..."

'ઊકળી' શબ્દે પહોંચ્યા—ન પહોંચ્યા ત્યાં દયાશંકરે પોતે જ જોયું કે ઘી ઘઉંની રાબડી સાથે સાવિત્રીની આંખમાં પણ આંસુની રાબડી તળતી હતી.

"આ શું બેટા? આ શું!" આખા આયખાનો સ્નેહ એકી સાથે દર્શાવી દાદાજી દૌહિત્રીનાં આંસુ લૂછવા લાગ્યા, પરંતુ ત્યાં તો એ લૂછેલાં આંસુ એમની પોતાની આંખમાં ઊભરી આવ્યાં.



## પ્રકરણ ૩ . . . . . . . . . શોકસભા



પછી તો રાબડી ઠંડી પડી, ચૂલો ઠંડો પડ્યો, દાદુ ને દૌહિત્રીની ભૂખ પણ ઠંડી પડી, છતાં ઠંડા ન પડ્યાં તેમનાં હૃદય. જિગરની તોલડી આંધણે ઊભરાતી હતી, એની વરાળ–હાયવરાળ શિરાએ શિરાએ પ્રસરતી હતી. રક્તમાંસ અને હાડચામને ગરમ કરતી હતી.

બંને એકબીજાને ભેટ્યાં. એ ભેટાભેટીમાંય તેમને સાંત્વના ન મળી. બંનેની છાતી પર સગડી ધીકતી હતી એટલે કોણ કોને શાંતિ આપે? ચાર ચાર ચક્ષુઓમાંથી શ્રાવણ ભાદરવો–ના, ચારે માસનું ચોમાસું વરસતું હતું, પરંતુ તેનાંય પાણી, તડકામાં ઝાકળ પડે કે તમ તવા પર તેલનું ટીપું પડે ને જેમ ઊડી જાય તેમ ઊડી જતાં હતાં. હેલી વરસે કે મૂશળધાર વરસે તેથી ધગધગતો જ્વાલામુખી બુઝાય છે કે આ શોકતપ્ત આત્માઓનો સંતાપ શાંત થાય?

આ વાત કહેવી પણ કોને? આશ્વાસન લેવું પણ કોની પાસે? દયાશંકરને વિચાર આવ્યો કે 'શાંતિધામ' ના આચાર્યને તાર કરીએ: 'અમારા પ્રબોધને રોકો.' પરંતુ તે રોકયો રોકાય? તાર અર્થ વગરનો હતો. એમાં વળી પ્રબોધને માથે જોખમ હતું. તેની ગુપ્ત દીક્ષા પ્રગટ થઇ જાય તો તેને 'શાંતિધામ' થી 'ગુપ્તધામ' માં નહિ પણ કારાધામમાં જવું પડે.

દયાશંકરે બેઠકનું બારણું બંધ કર્યું. બંધ થતાં થતાં તેણે બંધ કરનાર પ્રતિ સહાનુભૂતિ બતાવી: તે તેના ચણિયારા પર ચણ–ચણ્યું. સાવિત્રીએ રસોડું ઢાંકયું. તેની પાળેલી બિલાડી તેના પગમાં ભરાવા ન આવી. કદાચ એ અવાચક પ્રાણી પણ સમજ્યું હતું કે તેને દૂધ પાનારી આજે શોકમાં છે. રાંધણીના બારણામાં સાવિત્રીની આંગળી ભચડાઈ. ભચડાવા છતાં તેમાંથી લોહી ન નીકળ્યું. કદાચ

શરીરમાંથી બધું લોહી સૂકાઇ–શેકાઈ ગયું હશે! મુખમાંથી આહ પણ ન નીકળી. સુખદુઃખની સંવેદના અત્યારે સૂન મારી ગઈ હશે?

દાદુ અને દૌહિત્રી બંને મૂંગાં મૂંગાં મેડી ચડયાં ને શેતરંજી ઉપર સૂતાં, માથે–પગે ચોફાળ ઓઢીને સૂતાં. બંને ઊંઘ્યાં તો નહિજ છતાં તેવો ઢોંગ કરવા લાગ્યાં. રખેને પાસું ફેરવતાં બીજો જાગી જાય એ ભયે બેઉ લાકડાં જેવાં જડ થઇને પડયાં રહ્યાં. અત્યારે કોઇ આવીને જુએ તો જરૂર ગભરાઈ જાય. આંખમાં નૂર નહિ, ડોળા ફાટેલા, ગાલે લોહી નહિ, વાળ વીખરાએલા, નાડીમાં જોર નહિ, શ્વાસ રૂંધાએલો: એ જોઇ કોને ખોટો વિચાર–કોને મૃત્યુની આશંકા ન ભડકાવે?

પળ ગઇ, ઘડી ગઇ, કલાક ગયો, પહોર ગયો, બપોર થયા ને બેય વાગ્યા. પરંતુ દયાશંકરના ઘરનો દરવાજો ન ઊઘડ્યો. અડોશી પડોશીને જિજ્ઞાસા થઇ: બંને દાદુ–દીકરી કરે છે શું? એ જિજ્ઞાસાએ આસ્તે આસ્તે ચિંતાનું રૂપ ધાર્યું. પ્રેમાળ પડોશીઓને અશુભની શંકા થઈ. તેમણે દરવાજો ઠોક્યો. અંદરથી જવાબ ન આવ્યો. કોઇ જીવતા જાગતા માણસની હિલચાલનો અણસાર પણ ન જણાયો.

બરાબર એજ વખતે એક ઘોડાગાડી આવીને ઓટલા પાસે ઊભી. અંદરથી, એક ધોળી દૂધ જેવી ખાદીની કફની ને ધોતી પહેરેલો યુવાન બહાર આવ્યો, નીચે આવ્યો, ઊંચે ઓટલે ચડ્યો.

"બારણાં બંધ છે?" આવનારે આશ્ચર્ય સાથે પ્રશ્ન કર્યો.

"હા પ્રસાદભાઇ! જય જય, ક્યારે આવ્યા?" એક પડોશીએ સવિવેક હાથ જોડી જવાબ આપ્યો ને પ્રશ્ન પૂછ્યો.

"જય જય, આ ચાલ્યો આવું છું."

"આવવાના છો તેની આ લોકોને ખબર આપી હતી?"

"જરૂર. કાલે મારો કાગળ મળ્યો હશે."

"છતાં બારણાં બંધ! બહારથી બંધ હોય તો સમજું કે

બહાર ગયાં હશે, પણ આ તો અંદરથી."

પ્રસાદે જોરથી બારણાં ખખડાવ્યાં. જૂના ઘરની દીવાલો ધ્રૂજી.

"ક્યારથી બંધ છે?"

"સવારે તો ઉઘાડાં હતાં."

"બીજે કોઈ રસ્તે અંદર જઈ શકાય છે?" પ્રસાદે પડોશીઓને પૂછ્યું.

"મારી અગાસી પરથી જવાશે, જોકે જરા કૂદકો મારવો પડશે."

"વાંધો નહિ. એક શું દશ કૂદકા મારવા તૈયાર છું." પ્રસાદે કચ્છ બીડી, તે પડોશી જોડે તેના ઘર ભણી જવા માંડ્યું.

બારણે આટઆટલી ધમાલ હતી છતાં ઉપર સૂતેલાં બંને જાગતાં ન હતાં ને જાગતાં હતાં તો ઊઠતાં ન હતાં. પરંતુ બહુ હોકાહોક થઈ ત્યારે દયાશંકર બોલ્યાઃ "બહેન!"

"હા, દાદુ, હું જાઉં છું."

સાવિત્રી ઊઠી, જાણે કે ચિતા પરથી મડદું ઊઠ્યું! હાડપિંજરથી પણ ભયંકર એવું જીવતું છતાં મરેલું જેવું માણસનું ખોળિયું ઊઠ્યું.

તે જોતાં જ દયાશંકરે "ઓ મારી દીકરી રે!" બોલી ચીસ પાડી. તે ચિત્કારે સાવિત્રીની રહીસહી શક્તિ હરી લીધી. તે પછડાઈ. બહુ બહુ યત્ને જાળવી રાખેલું ચેતન હરાયું. તે મૂર્છિત બની.

સાવિત્રી પડી કે તેજ ક્ષણે દયાશંકર ઊભા થયા. તેમનો તૂટી પડેલો દેહ ફરી ટટાર બન્યો. તે વહેલા વહેલા પાણી લેવા દોડ્યા. ત્યાં સામે જ અગાસી પરથી ઊતરી આવેલો પ્રસાદ દેખાયો.

"પ્રસાદ! પ્રસાદ! જા ભાઈ નીચે. ઝટ પાણી લઈ આવ."

એટલું બોલી દયાશંકર પાછા વળ્યા. સાવિત્રીનું માથું ઓશીકા પર મૂકી પંખો કરવા લાગ્યા.

દિગ્મૂઢ થએલો પ્રસાદ વધુ દિગ્મૂઢ થતો યંત્ર જેવો નીચે

ઊતર્યો ને પાણી લઇ બેબે બાચકાં ચડી પાછો આવ્યો.

તરસ્યું જાનવર પાણીનું તપેલું જોઇ ઝંપલાવે તેમ દયાશંકરે એ પાણી માટે ઝંપલાવ્યું, ને સાવિત્રીની આંખ પર છાલકો મારી.

શીતલ જલની છાલકે સાવિત્રીએ આંખ ઉઘાડી. પ્રસાદે તેમાં વેદનાની નદીઓ છલકાતી દીઠી.

"દાદુ! દાદુ!"

"બસ, બહેન! બસ, હું બધું સમજું છું. અત્યારે ના બોલ."

પરંતુ સાવિત્રીથી ચૂપ ન રહેવાયું. કલાકોથી તે મૂંગી હતી જ તો. એ બળપૂર્વકના મૌનથી તેની છાતી રૂંધાઈ હતી. તે બેભાન થઈ ઢળી પડી હતી. ના, ના, હવે મૌન નહિ, તેની અંતર-વ્યથા વ્યક્ત થવા વ્યાકુળ થઈ હતી.

"દાદુ! મને મારો હંસ પાછો લાવી આપો."

"લાવી આપીશ બેટા! લાવી આપીશ."

"એવું જાણત તો હું એને ચરવા જવા ન દેત. મને ભોળીને ખબર નહિ કે મોતીના ખેતરમાં મરચાંનો ચારો પણ હશે, અમૃતના સરોવરમાં અગ્નિના કુંડો પણ હશે, કૈલાસના હિમતીર્થમાં પાતાળનું લાવાતીર્થ પણ હશે."

પ્રસાદ હજુ મૂગો હતો. તેના તરફ જોવા સરખો વિવેક પણ કોઇએ કર્યો નહિ. તેની નવાઈ સીમા છોડતી હતી. એને પોતાની ઉપેક્ષા અને અપમાન થતું લાગ્યું. છતાં તેણે ગમ ખાધી. તે હોઠ બીડી મૂગો જ ઊભો.

નીચેથી ફરી બારણું ઠોકાયું તે ઉઘાડવા તે દાદર તરફ ફર્યો. એ ફરવાનું કારણ વર્તી જઈ દયાશંકર બોલ્યા:

"ભાઈ પ્રસાદ, બધાને કહી દે કે ઘેર જાય. અહીં એમની ભીડ કામની નથી."

"પણ પૂછશે કે થયું છે શું તો શું કહીશ?"

"તમને આવડે તે કહેજો." સાવિત્રી બેઠી થઇને બોલી. હવે

તેનો દુઃખાવેગ શમ્યો હતો. તેનો સ્વર સ્વસ્થ અને સ્વાભાવિક હતો.

"હું પાછો આવું કે નહિ?" પાછા આવીને રહસ્ય જાણવાને ઈંતેજાર છતાં પ્રસાદે માન માગ્યું.

"હા, આવજે. તારું કામ છે." દયાશંકરે ટૂંકો જવાબ આપ્યો.

અડોશીપડોશીને વિદાય કરી ઉપર આવેલા પ્રસાદના હાથમાં દયાશંકરે પ્રબોધચંદ્રનો પત્ર મૂક્યો.

પ્રસાદને પણ આ લોકો જોડે ઘરવટનો સંબંધ હતો. પ્રબોધથી પણ પહેલાં તે આ ઘરમાં પ્રવેશ્યો હતો. તે દયાશંકરનો એક શિષ્ય હતો. ગુરુઘરે સાવિત્રીના આવ્યા પછી એ શિષ્યનો અવરજવર વધ્યો હતો. બજારમાંથી શાક લાવવું, મોદીની દુકાનેથી અનાજ લાવવું, વગેરે કામ તે બહુ ખુશીથી કરતો, માગી માગીને કરતો, અને રસોડાના કોઠાર વિષેની વાતચીતથી આરંભાએલો આ સ્વયંસેવક ને સાવિત્રીનો પરિચય વધુ ગાઢ બન્યો હતો. ખડે પગે ઉઠાવાતી પોતાની આ ખિદમત સાવિત્રીના ધ્યાનમાં ન આવે એવી તે બેકદર ન હતી, તે તેના સેવકને દર વખતે સસ્મિત 'આવો' કહેતી. એ 'આવો' થી જ પ્રસાદ સંતુષ્ટ રહેતો.

પરંતુ પછી તો ધૂમકેતુ જેવો પ્રબોધ કોણ જાણે કયા અજાણ્યા મુલકમાંથી ફૂટી નીકળ્યો. પ્રસાદની આરાધ્ય દેવીએ એ તારાને પોતાનો આરાધ્ય દેવ બનાવ્યો, ત્યારે પ્રસાદનો પેલો અલ્પ સંતોષ ઓગળી ગયો. તે ઇર્ષાએ બળવા લાગ્યો. હળવે હળવે ઊઘડતી એની જિન્સી ભૂખ જોરથી ઉપડી.

પરંતુ થોડા દિવસમાં તે સમજી ગયો કે પ્રબોધ છે તો ચંચળ તારા જેવો, છતાં છે સૂર્ય સમો તેજનો અંબાર. એના પ્રકાશમાં પોતાને પ્રકાશવા કે પોતાના ક્ષીણ પ્રકાશથી અન્યને આકર્ષવા અવકાશ નથી. એ સમજણે એણે અંતરમાં અસંતોષ સાથે પણ બહારથી ખેલદિલીના આનંદે મુંબઈ છોડ્યું હતું. તે ઉપકંઠ જિલ્લામાં

એક આશ્રમ–છાવણી સંભાળવા ચાલ્યો ગયો હતો. પ્રબોધ બંગાળે ગયો તોપણ તે એ છાવણીમાં જ રહ્યો. બંગાળે બેઠાં બેઠાં પણ પ્રબોધ એવો પ્રકાશ ફેંકતો હતો કે તેમાં પ્રસાદ અંજાઈ જતો હતો.

પ્રબોધની ગેરહાજરીમાં સાવિત્રી જોડે પોતાનો પરિચય વધારવાની એક હિકમત તેને પરમ દિવસે અચાનક સૂઝી અને તરત તેનો અમલ કર્યો. પોતે મુંબઇ આવે છે એવો કાગળ લખ્યો.

તે દયાશંકરને પોતાની છાવણીમાં લઈ જવા આવ્યો હતો. મુંબઇમાં તો બહુ આગેવાનો છે, ગામડાંઓમાં તેઓ નથી. જે હતા તે પકડાઇ ગયા છે. બિચારા હિજરતી ખેડૂતો નાયક વિના બહુ મુંઝાય છે તેથી તેમને જો દયાશંકર મળી જાય તો સાક્ષાત દેવ મળી જાય, આવું આવું કહેવા તે આવ્યો હતો, પરંતુ અહીં તો તેણે એક અણધારી ગૂંચ ઊભી થયેલી દીઠી.

તેણે પ્રબોધનો પત્ર વાંચ્યો. એક વાર, બીજી વાર વાંચ્યો ને વિચાર્યો. અંતે તેના અંતરે હાશનો દમ ખેંચ્યો. હાશ! હરીફ ગયો! પરંતુ આઘાત થવાનો વેશ તો પ્રસાદને ભજવવો પડ્યો. પ્રસાદ સુશિક્ષિત હતો અને આજનું શિક્ષણ બીજું વધારે નહિ પણ આટલું તો શીખવે છે કે અંતરમાં દહીં રેડાવા છતાં શબ્દોમાં દાઝવાનો ભાવ બતાવવો.

" બહુ ખોટું થયું ગુરુજી ! "

" હા, ભાઈ. મેં આવું ધાર્યું ન હતું."

" આ તો તમનેય એની ખોટ લાગવાની. "

" દાદુને જ શામાટે, આખી સૃષ્ટિને એ સૂર્યગ્રહણની ખોટ લાગશે. પ્રબોધ મારા તમારા જેવો ક્ષુદ્ર જીવ નથી કે એને નડેલા રાહુના છાંટા કોઇ પર ન ઊડે. "

" પણ હવે એનો કંઇ ઉપાય છે ? " પ્રબોધની પ્રશંસાએ ખિન્ન થવા છતાં ગમ ખાઈ પ્રસાદ બોલ્યો.

" ઉપાય? ઉપાય નથી તો ઉગાડવો પડશે. આપણે પ્રબોધને

બચાવવો જોઇએ." સાવિત્રી બોલી.

"સાવિત્રી બહેન ! પ્રબોધભાઇ તો વનના પોપટ. એમને પિંજરામાં પૂર્યા હતા તોપણ ઊડી ગયા. એ ઊડણપ્રિયને પગ બાંધી પૂરવા એ પાપ છે. વળી એ છે અસલ પોપટ. મરચાં ચરવા વિના એને ચેન નહિ પડે. આપણે શું એને ફરી આપણા મેવા-મીઠાઈ ખાવા પકડી લાવીશું ? એ તો ગેબમાંથી આવ્યા હતા ને ગેબમાં ગયા છે. એ માટે આપણે શોક જરૂર કરીએ પણ એ શોકના આવેશમાં તેનો શિકાર કરાવીએ, આપણા શોખને સારૂ તેને શોધી મંગાવીએ એ આપણને શોભતું નથી."

સાવિત્રીને પ્રસાદનું સાધુતાનું ભાષણ ન રૂચ્યું. પ્રબોધને જવા દેવા માટેની દલીલ તેના ગળે ના ઊતરી. તે બોલી: "વનના પોપટને ઊડવું હશે તો ભલે અહીં દાદાના તપોવનમાં આવીને ઊડે, અહીં જીવ ગુંગળાય તો નગરના ઉપવનમાં જઇને ઊડે, અને ઉપવને સાંકડું પડે તો ગામડાંનાં પહાડી વનમાં પહોંચીને ઊડે. એ બધું હું સાંખી શકીશ પણ તેને દાવાનળમાં ઊડવા જવા નહિ દઉં, જ્વાળામુખીના ગભારામાં ઊતરવા નહિ દઉં. બોલો, બોલો, દાદુજી બોલો, આપણે એને બળવા દઈ શકીએ ?"

"બેટા ! જરૂર નહિ. પણ બધી બાબતમાં આપણી ઇચ્છા-અનિચ્છા કારગત થતી નથી."

"તો શું આપણે જોઈ રહેવાનું ? જોઈ જોઇને રીબાવાનું ?"

"એ તો જેવું આપણું નસીબ બહેન ! આપણે એને અહીં લાવીશું તો એ શૂરે ચડેલો જીવ અહીં હોળી સળગાવશે, દાવાનળ પેટાવશે, આપણા સત્યાગ્રહને એબ લગાડશે, આપણા પ્રેમધર્મને બટ્ટો લગાડશે." દયાશંકર એક ઋષિની પેઠે અગમ ભાખતા હોય એવું લાગતું હતું.

"દાદુ ! સ્નેહી વધારે કે સિદ્ધાંત, અંતઃકરણ વધારે કે અહિંસા?" વ્યથિત સ્વરે સાવિત્રીએ જિજ્ઞાસા દર્શાવી.

"વ્યક્તિના હિસાબે કદાચ પ્રથમ પણ સમષ્ટિના હિસાબે દ્વિતીય."

"સાચું કહ્યું ગુરુજી. આજે આપણે અંગત સુખદુઃખની ને સગવડઅગવડની વિચાર કરતી વ્યક્તિઓ નથી. આપણે એક પવિત્ર એવી અહિંસક લડાઇના સૈનિકો છીએ, અને સૈનિકો તે જ સેના. આપણે આપણા અંગત શોખ કે શોકને વશ બની એ સત્યની સેનાને લાંછન લગાડવું ન જોઇએ. દાદુના દયાના તપોવનમાં એ વિપ્લવવાદી અને હિંસાવાદીને હવે નહિ લવાય." પ્રસાદે દાદુના મતનું સમર્થન કર્યું.

"પણ કોણે કહ્યું કે પ્રબોધચંદ્ર એવા છે?" સાવિત્રી ઉશ્કેરાઇને બોલી. તે સમજી ગઈ કે, કહો ન કહો પણ કોઈ કારણે પ્રસાદ પ્રબોધ આવે તેની વિરુદ્ધ છે.

"આ પત્ર કહે છે ને થોડાજ દિવસમાં તેનાં કાર્યો કહેશે." પ્રસાદે સાવિત્રીની ઉશ્કેરણી ઓળખવા છતાં શાંતિથી જવાબ આપ્યો.

"દાદુ! ચાલો આપણે સત્યાગ્રહી નથી રહેવું, અહિંસાની પ્રતિજ્ઞા નથી પાળવી. આપણે બે વર્ષ પર જેવાં હતાં તેવાં થઈ જઇએ, તો પછી કોઇને લાજવાનું કે ડરવાનું નહિ રહે."

"સત્યાગ્રહ અને અહિંસા—આગ્રહ તો, બ્હેન! આપણા અંતરમાંથી ઊગ્યો છે. એ કંઈ અસહકારી થવા પૂરતો બહારથી ઉધાર આણેલો છોડવો નથી કે હવે છોડી દેવાય."

"દાદુ! આમ તો આદર્શ અને સિદ્ધાંત ગળામાં હાંસડી થઈ ભરાયા. પગે એની બેડી જેવી નાગચૂડ બાઝી. આપણે છોડવા ઇચ્છીએ પણ એ આપણને છોડે નહિ." સાવિત્રી બોલતાં બોલતાં ગળગળી થઈ ગઈ.

"સાવિત્રી બ્હેન! આદર્શ અને સિદ્ધાંતના કંઈ આપણેજ ગુલામ નથી. પ્રબોધચંદ્ર પણ પોતાના આદર્શોનો ગુલામ છે જ તો. તેય ક્યાં તેની ચૂડમાંથી છૂટી શકે છે? જેમુંને "શાંતિધામ"માંય એ આદર્શોએ એના માટે "અગ્નિધામ" ઊભું કર્યું!"

"તે ગમે તેમ હોય. હું નથી દલીલ કરવા માગતી કે નથી સાંભળવા માગતી. હું તો એકજ વાત માગું છું કે આપણે એમને એકવાર તેડાવી મંગાવીએ અને સમજાવીએ. પછી તો એમની મરજી."

"તારો આગ્રહ છે તો મારી ના નથી બ્હેન! બધાં કરતાં મારા મને તું મોટી છે. તને દૂભવી મારે સત્યાગ્રહી નથી થવું." દયાશંકરે સાવિત્રીના માથે હાથ મૂકી કહ્યું.

"ભલે તો કરીએ પ્રયોગ. છતાં હું કહું છું કે તે હવે નહિ આવે. રક્તતિલક દીક્ષા વરેલો વિપ્લવી પાછો પગ નહિ ભરે. અને છતાંય જો તે આવશે તો સાથે તેનો વિપ્લવ લઇને આવશે." પ્રસાદે સુરમાં સુર મેળવવા છતાં પોતાને કહેવું હતું તે તો કહ્યું જ.

"ભલે લાવે વિપ્લવ, ભલે આવે દાવાનળ, ભલે ફાટે જ્વાળામુખી, હું તેની આડે ઊભીશ." સાવિત્રી ઉત્તેજિત થઇ બોલી.



## પ્રકરણ ૪ . . . . . . . . તેડાગર



બીજી સ્હવારે દયાશંકરે કહ્યું: "બહેન! મારાં ખડિયોખલતો તૈયાર કર."

એ સાંભળી પ્રસાદ બોલ્યો: "ગુરુજી! આ વયે તમે બે હજાર માઇલની મુસાફરી કરો ને અમે જોઇ રહીએ તે અમને કે તમને બંનેને શોભતું નથી. સાવિત્રી બહેન! તમે ય શું જોઇને દાદાને મોકલવા તૈયાર થયાં?"

"મેં તો ઘણી ય ના કહી, પણ દાદુ માનતા નથી. કહે છે કે બીજું કોણ જાય ત્યારે?" ખલતોપોટલું બાંધતી સાવિત્રી બોલી.

"કોણ જાય શા માટે? હું નથી? મને કહો તો અબઘડી જાઉં."

"તમે!" સાવિત્રી પ્રસાદ તરફ તાકી રહી. "ના, તમે નહિ.

તમે તો પ્રબોધચંદ્ર આવતા હોય તેને ના કહી આવો."

"એટલે કે તમને મારામાં વિશ્વાસ નથી, એમ ને?"

"વિશ્વાસ તો છે પણ મારૂં મન કહે છે કે ના, એ કામ પ્રસાદભાઈનું નહિ."

"તો પછી તમે જાઓ. તમારી જીદ ખાતર તમે ગુરુજીને ઘરડેઘડપણ કષ્ટ ન આપો."

"હું તો તૈયાર જ છું, દાદુ રજા આપે તો." ખડિયામાં દાદુનું ધોતિયું મૂકતી હતી તે થોભાવી સાવિત્રી બોલી.

"સાવિત્રી! તું તો એવું કહેજ તો. પણ મારાથી મંજુરી કેમ અપાય? ન કરે નારાયણ ને પ્રબોધ સાચે જ ગેબમાં ગૂમ થઇ ગયો હોય તો પછી ત્યાં તારી શી દશા થાય? પારકા મુલકમાં, પારકા લોક વચ્ચે તું વિહ્વલ થઇ રડે આખડે, તે શોભે નહિ." દયાશંકર સ્નેહગદ્‌ગદ સ્વરે બોલ્યા.

"દાદુ! પ્રથમ આઘાતનો આવેગ હવે શમી ગયો છે. હવે હું બેભાન નહિ બનું. મેં મન પર કાબૂ મેળવી લીધો છે."

"તે તો તારો ચહેરો કહી રહ્યો છે. પરંતુ સ્ત્રીના સરકણા મનનો ભરોસો શો? ક્યારે તે વ્યાકુળ થઇ ઉઠે તે કહેવાય નહિ."

"ક્યાં ચાલ્યા દયાશંકરભાઇ?" બે ખાદીધારી સજ્જનોએ બેઠકમાં દાખલ થતાં પ્રશ્ન કર્યો.

એ હતા રામલાલ અને મણિલાલ, પ્રબોધના થોડાક પરિચયના; પ્રબોધના સ્વ. પિતાના ઉપકારતળે આવેલા હોઈ પ્રબોધના હિતસ્વી હોવાનો દાવો કરનારા.

"આવો, આવો ભાઇઓ! બહુ દિવસે દેખાયા." દયાશંકરે આવકાર આપી તાડપત્રની સાદડીનાં આસનો આગળ ધર્યાં.

"આજકાલ સ્વયંસેવકોની છાવણીમાં સરભરાખાનામાં બહુ કામ રહે છે એટલે ઘડીની ફુરસદ મળતી નથી" કપાળનો પરસેવો લુછતાં લુછતાં રામલાલ બોલ્યો.

"કામની તો શી વાત કરીએ મારા સાહેબ? પગને ઘડીનો જંપ નથી. આ ખાંડબજારથી હાલ્યા આવીએ છીએ ત્યાં લાલ બાગમાં જવાનું તૈયાર થઇ ઊભું છે." પહેરણને જ પંખા પેઠે વાપરી હવા ખાતાં ખાતાં મણિલાલે પોતાની મહત્તા વર્ણવી.

"સ્વરાજ લેવું છે એટલે કામ તો કરવું જ પડેને શેઠીઆ!" સાવિત્રી હસતાં હસતાં અર્ધમશ્કરીના સ્વરે બોલી. પળ પહેલાંના ગંભીર વાતાવરણને આ બે લાલાઓના પ્રવેશે હળવું બનાવ્યું. બધાની તંગ લાગણીઓને જરા આરામ મળ્યો.

"બ્હેન, કોણ ના કહે છે કામની? પણ..."

"પણ શું?"

"સ્વરાજ આવશે ત્યારે અમારા જેવા ગરીબોને કોઈ સંભારશે ખરા?"

"જરૂર, તમે પહેલા. તમને તો સ્વરાજની સરકારમાં મીઠાનો ઇજારો અને લોખંડની આડત આપીશું." પ્રસાદે શેઠીઆઓને ઊંચે ચડાવ્યા.

"અરે પ્રસાદભાઈ! ત્યારે તમે તો કોઇ મામલતદાર થઇ જશો, નહિ?"

"થઈશુંજ તો."

"ભલે થજો, સુખેથી થજો. તમો જેવા ઓળખીતા અમલદારો હશો, તો ખપ પડયે કામમાં લાગશો."

"અલબત્ત. અમે અમલદાર હોઇશું તો અમારા પર તમારો શેઠીઆનો લાગો પહેલો. પ્રજા કે રૈયત પછી." પ્રસાદે કહ્યું.

"તેથી જ તો મેં પ્રબોધભાઇને કહેલું કે મોટા ભાઈ, બંગાળા ફંગાળા જવા દો; તમે આટઆટલો માર ખાધો ને હવે કલેકટર કે કમિશનર થવાનો દિવસ પાસે આવ્યો ત્યારે આમ ક્યાં ચાલ્યા?" મણિલાલે પ્રબોધચંદ્રની બેવકૂફી પર અફસોસ વ્યક્ત કર્યો.

"તો હજુ ક્યાં ખાટું મોળું થયું છે? જાવને તમારા

પ્રબોધભાઇને તેડવા." સાવિત્રીએ સૂચના કરી ને સ્મિત કર્યું.

"કહો તો આજે જ જઇએ, અબઘડી જઇએ." જાણે કે સાચે જ પોતે જતો હોય તેમ ઊભો થઈ બારણાં તરફ એક ડગલું ભરી રામલાલ બોલ્યો.

"જશો તો ગાડીભાડાના પૈસા ફોગટ જશે, રામલાલભાઈ! પ્રબોધ નહિ આવે." પ્રસાદે તેને પાછો બેસાડી કહ્યું.

"ગાડીભાડાના પૈસા! ગાડીમાં હજુ ભાડું બેસે છે?" મણિલાલે નવાઈ દર્શાવી.

"કેમ નહિ બેસે? ગાડી કંઇ આપણી છે?" સાવિત્રીએ પ્રશ્ન કર્યો.

"આપણી નહિ તો કોની કંપનીના બાપની? એ તો હવે આપણી જ, બહેન! જેજે ને સ્વરાજ આવે એટલે આપણા રાજાને કહીને એ કંપનીના સાહેબોના અવળી ઘાણીએ તેલ પિલાવીશું." રામલાલે ભાવિ સ્વરાજનો પોતાનો ખ્યાલ બતાવ્યો અને પછી જરા દમ ખાઇ પૂછ્યું:

"પણ પ્રસાદભાઇ! તમે એમ કેમ બોલ્યા કે પ્રબોધ નહિ આવે?

"તેને તો મુંબઈના ગવર્નર થવું છે અને તમે તો કેવળ કલેકટરીની વાત કરો છો." પ્રસાદ હસવા લાગ્યો.

"તો બોલોને મારા ભાઈ! એમાં શું? પ્રબોધભાઈ શરમાળ બહુ. તેમને ગવર્નર થવું હશે તો તે કરીશું. આપણો બોલ કોણ ઉથાપવાનું છે? આજે આ રાતદહાડો એક કરીએ છીએ, ટાંટીઆ તોડીએ છીએ તે અમસ્થા નથી, મારા સાહેબ!"

અત્યારસુધી મંદ મંદ હસતા રહેલા દયાશંકર આખરે બોલ્યા: "બસ કરો હવે. બહુ થયું."

"ના સાહેબ! બોલવા બેઠા છીએ તો બોલવા દોને. બહુ શાનું થયું? પ્રબોધભાઇને ગવર્નર કરીશું પછી અમે એનાં લગ્ન લઇશું. એવાં

લગ્ન લઇશું કે ભલાભલા રાજારજવાડાં પોંચાં કરડે. પ્રબોધભાઇનો એવડો મોટો વરઘોડો કાઢીશું કે તેનું માથું હશે બોરીબંદરે તો પૂછડું દાદર. કેમ ખરું ને મણિલાલ? બોલોને તમે પણ. હું એકલો તે કેટલુંક બોલું?"

"તમે બોલ્યા તે સોળ વાલ ને એ રતી. હવે મારે બીજું શું કહેવાનું હોય?" મણિલાલે ટૂંકમાં પતાવ્યું.

"રામલાલ! તમે શામાટે આવ્યા છો તે કહો. આવી કલેકટરી અને વરઘોડાની વાતો કરવી હોય તો સ્વરાજ મળે ત્યારે આવજો. અત્યારે અમારે એ સાંભળવાની ફુરસદ નથી." દયાશંકરે જરાક ઉત્તેજિત થઈ કહ્યું.

સાધુના જેવા શાંત સ્વભાવના દયાશંકરભાઇને આમ ઉશ્કેરાયા જાણી આ શેઠીઆ શાંત થયા, ગંભીર થયા.

"માફ કરજો મોટા ભાઇ, બેઅદબી થઈ હોય તો. અમે પ્રબોધભાઈની ખબર પૂછવા ડોકિયું કર્યું છે. કાંઇ કાગળ પત્તર?"

"હા છે."

"કુશળ તો છે ને અમારો રાજા?"

"કાગળ લખ્યો ત્યારે તો હશે. અત્યારની વાત રામ જાણે."

"મોટા ભાઇ! તમે ગોઠીને આવું બોલો છો તો જરૂર કંઇક થયું છે. જરા ફોડ પાડીને વાત કરો, મારા સાહેબ."

"તો સાંભળો, ફોડ પાડું છું, ચમકતા નહિ."

ચમક શબ્દ સાંભળતાંજ બંને શેઠીઆ ચમક્યા. જરૂર કોઈ વીજળીના ઝબકારા જેવી વાત હોવી જોઇએ.

"પ્રબોધભાઈ બોમ્બવાળાઓના ટોળામાં ભળ્યા છે." દયા-શંકરને ચૂપ રહેલા જોઈ પ્રસાદે ખરી વાતનો ફોડ પાડ્યો.

"કોના? બમ્બાવાળાના ટોળામાં?" બોમ્બનો અર્થ તે સમજતા હતા પરંતુ તેને ને પ્રબોધને કોઇ સંબંધ હોઇ શકે એ તેમના માનવામાં ન આવ્યું.

"બમ્બાવાળા નહિ."

"તો બંબ ભોળા હશે, ખરું ને?"

"ના બોમ્બવાળા, દારુગોળાવાળા."

"હેં!!!"

"શું કહો છો!!!"

બંને શેઠીઆ ઊભા થઇ ગયા. વિકળ નજરે આમતેમ જોવા લાગ્યા.

"ગભરાઓ નહિ. એ બોમ્બ કંઈ તમારી સાદડી તળે નથી."

"પ્રસાદભાઈ, એવા પોચાદાસ તે બીજા. અમે તો બોમ્બ તો શું પણ બોમ્બના બાપાને પણ બુઝાવી દઇએ."

"કેવી રીતે?" સાવિત્રીએ પૂછ્યું.

"પાણીનો ઘડો રેડીને." પ્રસાદે શેઠીઆ વતી જવાબ આપ્યો.

"ના, પૈસાનું પાણી કરીને. બોમ્બવાળો બોમ્બ ફોડે તે પહેલાં તો અમે એનો બોમ્બ જ ખરીદી ના લઇએ?"

"તો એમ કરો. તમે બંગાળે જાઓ ને પ્રબોધભાઇને મળો અને તેના બોમ્બના કારખાનાની આડત રાખી લો. સ્વરાજમાં કામ આવશે." પ્રસાદે ફરી મશ્કરી આરંભી.

"મણિલાલ!" રામલાલે બોલવા માંડ્યું: "પ્રસાદભાઈની વાત કાઢી નાખવા જેવી નથી. સ્વરાજના રાજાને તો વિલાતની રાણી ને ઝરમર જેવાઓ જોડે લડવું પડશે, ત્યારે એક એક બોમ્બ માટે આપણે એકના એકસો માગીશું. છે વિચાર? પ્રબોધભાઇને દલાલી આપીશું તો સોદો સહેજમાં પતશે."

"તમારી મરજી એ મારી મરજી. આપણી ક્યારે ના છે?"

"પણ પહેલું ડિપોઝીટ જોઇશે તે?" મણિલાલે વચમાં વાંધો નાખ્યો.

"તે ઊભું કરવાનું કામ મારું. છાવણીના કામે બજારે બજારે જોડા ઘસીએ છીએ તે શા કામના? કહો તો સાંજની ગાડી પહેલાં

લાખ બે લાખની શાહજોગી હૂંડીઓ લખાવી લાવું."

"તો તો જા, આડતમાં તારોય અડધો ભાગ."

"અને અમારો? ધંધો તો અમે બતાવ્યો." પ્રસાદે હસું હસું થતાં પૂછ્યું.

"અમારો છે તે તમારો જ છે રાજા! આપણા બંગલામાં આવજોને, તમને ઓરડો રહેવા આપીશું. આપણી મોટરમાં ફરવા લઈ જઈશું. પણ ભૂલ્યો; સ્વરાજમાં તમેય રાજા થવાના. તમને શી ખોટ રહેવાની કે અમારામાં ભાગ શોધવા આવો?"

મણિલાલ બોલી રહ્યો કે રામલાલ બોલ્યો. "દયાશંકરભાઈ! આજે સવારે ઊઠતાં વેંત અમે એકમેકનાં મ્હોંડાં જોએલાં એટલેજ લક્ષ્મી સામે ચાલીને ચાંલ્લો કરવા આવી."

"મણિલાલ! રામલાલ! તમે આજે ભાંગ પી આવ્યા છો?" દયાશંકરે ગંભીર ભાવે પૂછ્યું.

"ના રે મોટા ભાઈ!"

"તો પછી આજે આમ ચગીચગીને કેમ બોલો છો?"

"સાહેબ, તમને શોકાકુલ જોયા એટલે એ તો જરા તમારાં દિલ બહેલાવવા."

"વાહ! તો તો તમે કમાલ કરી શેઠીઆ, ખરો ફારસ ભજવ્યો તમે તો." પ્રસાદ આ શેઠીઆઓની વિદૂષકનો વેશ ભજવવાની શક્તિ પર આફ્રિન થયો.

"હશે. હવે ફારસ ને નાટકની વાત જવા દો."

"કબૂલ દયાશંકરભાઈ! ફરમાવો."

"લો વાંચો આ કાગળ."

બંને જણે પત્ર વાંચ્યો. ગંભીર થયા, શોકમગ્ન થયા.

"ગજબ થયો, દયાશંકરભાઈ!" રામલાલ ભીની આંખે બહારનો અને ભીને ગળે અંતરનો શોક દર્શાવતો બોલ્યો.

"મેં તો ભવિષ્ય ભાખ્યું જ હતું કે બોમ્બવાળાઓના

બંગાળામાં ઊર્મિલ તથા તેજીલા પ્રબોધભાઈ ઝડપાઇ જશે; દીવા પાસે પતંગિયાને જવા દઇએ તો રડવા વારો આવે જ." મણિલાલનો સ્વર પણ દોદરો થયો.

"રડવા વારો આવ્યો એ ખરૂં, પણ હવે છેડો વાળી રડારોળ ક્યાં કરીશું કે મોંડામાં પણ છીદું શોધવાનો પુરુષાર્થ કરીશું?" સાવિત્રીએ મુદ્દાની વાત કહી.

"રામલાલભાઇ! ગમે તેમ કરીને એ પતંગિયાને દીવા પાસેથી અહીં તેડી લાવવું જોઇએ. પછી ભલે અહીંની ફુલવાડીઓમાં તે મન માને તેટલું ઊડ્યા કરે, તડકે છાંયડે રંગો બદલ્યા કરે." દયાશંકરે સાવિત્રીને અનુમોદન આપ્યું.

"ખરી વાત દાદુ! ત્યાંની સોબત અને વાતાવરણમાંથી એકવાર એને છોડાવવો ઘટે."

"રામલાલ! એ માટે હું આજની ગાડીએ જાઉં છું." એ પછી દયાશંકરે સાવિત્રીને સૂચવ્યું: "બહેન, હવે ઉતાવળ કર; ખડિયા ખસતા બરાબર બંધ કર અને ભાથાની સુખડી શેકી નાખ."

સાવિત્રીએ દાદાની આજ્ઞા મુજબ વર્તવા માંડ્યું, તેને તરતજ મણિલાલે થોભાવી.

"થોભો, થોભો; એ ખડિયા ખસતા ઠાલવી નાખો."

"કેમ?" દયાશંકરની આંખે સ્થિર રહી જિજ્ઞાસા દર્શાવી.

"ભાઈ સાહેબ! ઘરડે ઘડપણ તમે બંગાળે જાઓ ને અમે વિદાય આપવા આવીએ એ અમને લાજિમ નથી. તમે તમારે નિરાંતે ને નચિંત રહો. હું ને રામલાલ આજેજ ઉપડીએ છીએ."

"મોટાભાઈ, મણિલાલ સાચું કહે છે. તમે દયા કરી રજા આપો. સદ્ગત પ્રભાકરનું અમારા ઉપર ઘણું ઘણું ઋણ છે. એ ફેડવાનો આજે અવસર મળ્યો છે. એ અમે ચૂકીએ તો તેનો આત્મા અમારા ઉપર ફિટકાર વરસાવે."

"રામલાલભાઈ! પ્રબોધચંદ્ર તમારૂં કહ્યું માનશે?" સાવિત્રીએ

શંકા વ્યક્ત કરી.

શોકે તપ્ત થઈ વધુ સુંદર દેખાતા તેના મુખ તરફ ફરી રામલાલે એ શંકા નાબૂદ કરી :

"બહેન! તમારે માનવા ન માનવા સાથે શી નિસ્બત છે? તમારે આખરે જોઈએ તો છે પ્રબોધચંદ્રને! જોજો તો ખરાં, આજથી છઠ્ઠે દિવસે તે તમને હાથ જોડતો હશે. ગમે તેમ કરી અમે સિંહને છોડવી લાવીશું. પછી અહીં તેને કયા ખીલે કે કેવા દોરડે બાંધવો એ કામ તમારું છે."

"જોજો, બોલ મારો છો પણ હાથ ઘસતા ન આવો! પ્રબોધચંદ્રને દલીલોથી મહાત કરવો એ સહેલું નથી." પ્રસાદે ઉત્સાહના વાતાવરણ પર ઠંડું પાણી રેડ્યું.

"દલીલખોરને દલીલોથી જીતવા જાય તે તમે પંડિતો. અમે તો એને વગર દલીલની બૂટી–કામઠીની તલવારે જીતીશું. તમે ભણેલાઓ અતૂટ તર્ક આગળ પાંગળા છો પણ અમે નહિ. અમે તો જરૂર પડશે તો રડીશું, પછડાઈશું, પગે પડીશું, ત્રાગું કરીશું, ફિસાદો કરીશું, બીજા ઘણાય વેશ ભજવીશું. તમારાથી એ નહિ થાય, પ્રસાદભાઈ!"

"તે તો ખરૂં. શાંતિધામ સમા સંસ્કારકેંદ્રમાં અમારાથી –સંસ્કારીઓથી ભવાયાના વેશ નહિ ભજવાય." પ્રસાદે કટાક્ષ કર્યો.

"પ્રસાદભાઈ! ભવાયા તો શું પણ કામ થતું હશે તો અમે પાવૈયાનો પાઠ પણ ભજવીશું." રામલાલે હસતાં હસતાં પ્રસાદના કટાક્ષમાંની કટુતા ઘોળી પીધી.

"અરે! રખે એવા વિદૂષક–વેડા કરતા. પ્રબોધ બિચારો બધા વચ્ચે શરમાઈ મરશે." દયાશંકરે આ બંનેને જવાની રજા અને ખામોશીની સલાહ આપી.

"શરમ લાગતી હશે તો ઝટ બિસ્તરા પેટી બાંધી લેશે, ને ડાહ્યાડમરા થઈ ગાડીમાં બેસી જશે. પછી અમે એને જરાય

નહિ કનડીએ."

"દાદુ! મારૂં અંતર સાક્ષી દે છે કે જરૂર આ લોકો પ્રબોધને લઈ આવશે." સાવિત્રીનો કરમાએલો ચહેરો પ્રફુલ્લ થવા લાગ્યો.

"પ્રબોધને એકવાર લાવીશું એની સો ટકા ખાતરી રાખો. હા, પછી એને સાચવી રાખવો એ તમારૂં કામ."

"એ એકવાર આવે એટલે બસ. પછી તો એની પાસે પાણી મૂકાવીશું કે ભૂલીનેય હિંસાનું નામ ન લે."

"પણ એનું રક્તતિલક ભૂંસ્યું ભૂંસાશે?" પ્રસાદે પૂછ્યું.

"મારા આંસુમાં એ રક્તતિલક ધોવાશે તો શું પણ કોણ જાણે ક્યાંયે ઘસડાઈ જશે." સાવિત્રીએ ખૂબ શ્રદ્ધાથી જણાવ્યું.



## પ્રકરણ ૫ . . . . "જમાઈ બાબુઓ"



સૂરજદેવતાને ભેટી તેને ઓદરમાં શમાવતા આથમણા આકાશમાં સંતોષનું મૌન ઊગે છે. ઊગમણે ઓવારે ઊતરેલી નવરજનીના મુગ્ધ મુખમંડળમાં સ્તબ્ધતાનું મૌન પ્રકટે છે. સૂર્યનું સ્વામિત્વ સરી જતાં સકલ સૃષ્ટિનું સામ્રાજ્ય હાથમાં આવી પડેલું જોઇ ચંદ્રદેવ પણ આશ્ચર્યથી મૂગો બને છે. અને ત્યારે મૂગાં હોય છે વન ને વનસ્પતિ, પૃથ્વી અને પાણી, પવન અને ગગન. કાળપુરુષની જીવનલીલામાં દિવસનો અંક પૂરો થતાં રાત્રિરૂપી નવા અંકના પડદા ઊપડવાની ઘડીપળ ગણાતી હોય ત્યારે વચગાળામાં સમસ્ત વિશ્વભુવન ઉત્સુક અને શાંત થઈ વાટ જુએ છે, નવા અંકની પ્રતીક્ષા કરે છે.

એવા સંધ્યાસમયે 'શાંતિધામ' માં પણ શાંતિ વ્યાપી રહી

હતી. એ હતો સાંધ્ય ઉપાસનાનો વખત. એ ઉપાસનામાં મંત્ર હતો એક ઘડીનું મૌન, મંદિર હતું દૂધમલ આકાશના ચંદરવા તળે હરિયાળી ધરતીનો ચોક, અને પૂજારીઓ હતા કિશોરો ને કુમારો, વિદ્યાર્થીઓ ને વિદ્વાનો. નાનાં નાનાં આસનો પાથરી તે પર બટુમંડળ સ્થિર શરીરે અને સ્થિર અંતરે બેઠું હતું. જેને જ્યાં રૂચ્યું ત્યાં બેઠું હતું. કોઇ બેઠું હતું આમલિયામાં તો કોઇ ફૂલવાડીમાં. એક બેઠો હતો વેલીઓના માંડવા તળે, તો બીજો બેઠો હતો કદંબ–ડાળના ઝાળા તળે. આખા આશ્રમમાં અત્યારે શાંતિનું પવિત્ર વાતાવરણ જામ્યું હતું. સંધ્યાનો શંખ વાગતાં બોલનારાઓ બોલ્યો બોલ ગળી ગયા, ચાલનારાઓ ભરેલે પગલે થંભી ઊભા, ગાનારાઓ અડધે ગીતે અટકી ગયા તથા વાંચનારાઓ ઉઘાડા ગ્રંથે બેસી રહ્યા.

સર્વ શાંત હતું, સ્તબ્ધ હતું, સ્થિર હતું. કેવળ સ્થિર ન હતો સમય. તે ચાલતો જ રહ્યો. ગાઢ ચુપકીદીમાં એવો તો ચૂપ ચૂપ ચાલી ગયો કે કોઈને ખબરે ન પડી.

પંદર મિનિટ પૂરી થઇ અને બટુમંડળ ઊઠ્યું. આંગણાના ચોકમાં ગોળકુંડાળે ભેગું મળ્યું. એક ક્ષણમાં તો હાથ જોડી ઊભેલા બાળ–ભક્તોના ગળામાંથી ગંભીર અને ગૂંજતો એવો મંત્ર બોલાવા લાગ્યો:

" જે પાણીમાં છે, વનસ્પતિમાં છે, ઔષધિઓમાં છે તથા સમસ્ત સૃષ્ટિમાં પ્રસરેલા છે તે દેવતાને નમન હો, વંદન હો. "

બધાએ વંદન કર્યું. સર્વવ્યાપી અગોચર દેવતાને–મહાચેતનને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા.

અને કલબલાટ શરૂ થયો. સભા અંતે અને નાટક અંતે થાય છે તેવા કલ્લોલે ચોગાન ગાજી રહ્યું.

પરંતુ એ કલબલાટને પણ દાબી દે એવા એક અવાજે સર્વને આશ્ચર્ય પમાડ્યું. રમતના મેદાનમાં ફતેહનો આનંદધ્વનિ ગાજે છે તથા લગ્નમંડપમાં જે હુલુ–ધ્વનિ–હર્ષઘોષ સંભળાય છે તેવો આ

અવાજ હતો. તે ઊઠ્યો હતો બટુમંડળની બરાબર વચમાંથી. એક બોલ્યું, બીજું બોલ્યું ને પછી બધાય બોલ્યા: "હુર્ હુર્ હુરિયો! હુર્ હુર્ હુરિયો!"

એ હુરિયો બોલાતો હતો બે વિચિત્ર વેશધારી પરદેશી વ્યક્તિઓના વેશનો. એ બંને જણાનો વેશ કોઈ વિદૂષક કે બહુરૂપીને છાજે તેવો હતો. ડોયા જેવડા માથા પર ડોબરા જેવડો ફેંટો આંટા પર આંટા પાડી વીંટેલો જાણે ઓકળીઓવાળો. બંનેના શરીર જોઈએ તો તાડનો ત્રીજો ભાગ અને કેડિયાં જોઈએ તો બાવડાંના બે ભાગ, મરદ જેવા મરદે જાણે કે કાંચળી પહેરેલી. એવાજ અજબ હતા પગનાં પગરખાં, મહોડે ને પૂછડે જાણે કે શહામૃગની હોચની એવી લાંબી ચાંચવાળાં. બંનેના બાવડાતળે ખડિયો હતો, કાંડે ઘડિયાળ હતી અને કેડે હતી વાંસળી.

એને જોઈને જ હસવું આવે અને તે આવે તો ખાળ્યું ન ખળાય.

ઉપાસનાને અંતે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતા કુંડાળામાં તેઓ પણ હતા. ક્યાંથી અને ક્યારે આવીને તેઓ બટુમંડળીમાં ભળી ગયા હતા તે કોઈએ જાણ્યું ન હતું. પરંતુ પ્રણામ કરવા જતાં એમાંના એકનો પાઘડો પણ પ્રણામ કરી પડ્યો. અરે પડ્યો જ નહિ પણ પાઘડી પને પથરાઈ ગયો. એક બે બાળક વિદ્યાર્થીઓ તો ચમક્યા. જાદુગરે સાપ કાઢ્યો કે શું! પાઘડીમાંથી અજગર પેદા કર્યો કે શું! ભયની હબક વ્યાપી રહી પણ એ તો અર્ધોક્ષણ, પછી તો અટકચાળાં બાળકોને અડપલાં સૂઝ્યાં. કોઈએ એ પાઘડીઆ સર્પને ઠોકર મારી તો કોઈએ તેની ધજા ઉડાવી. પલવારમાં તો તે ગજઆહનું દોરડું બની ગયું. એક છેડે મસ્તીલા બટુઓ ને બીજે છેડે બહાવરા બહુરૂપીઓ. શી એ રસાકસી! શી એ ખેંચતાણ! અંતે વિજયી થયા બહુસંખ્ય બાળકો. બસ, પછી તો આખા ટોળામાં હોકારો ગાજ્યો. "હુર્ હુર્ હુરેં, હુરેં!

ફતેહ! બાળખેલાડીઓની ફતેહ!"

બિચારા પરદેશીઓ પહેલી ક્ષણે ડઘાઇ ગયા, બીજી ક્ષણે ક્ષુબ્ધ બન્યા, પરંતુ ત્રીજી ક્ષણે મનને સ્વસ્થ કરી લઇ બહાદુરની ખેલદિલીથી બોલી ઊઠ્યાઃ "વાહ સાબાશ, સાબાશ! ફતેહ ફતેહ!" બંને જણ નાચવા લાગ્યા. સાથે ખાસડાં ચમચમ થયાં, વાંસળીમાં કલદાર ખડખડ્યા, અને કુરતાની લાંબી કસો ધૂણવા મંડી. બંનેને ખભે ડાંગની ખોટ ન હોત તો એ સુંદર એવો આભીરી નૃત્યનો જલસો થઈ જાત.

હર્ષ અને કૌતુકનો ઊભરો શમતાં વિદ્યાર્થીઓ વિચારવા લાગ્યા કે એઓ છે કોણ? એક જણે કહ્યુંઃ "અરે, એ બંને સાડા-ચારની ગાડીમાં ઊતર્યા હતા, ત્યારે હું સ્ટેશન ઉપર હતો." બીજાએ કહ્યુંઃ "એઓ સાડાપાંચના સુમારે તો ઊગમણી ટેકરીઓમાં ફરતા હતા." ત્રીજાએ કહ્યું : "છ વાગે એઓ ડાંગરની ખેતરાઇમાં તળાવ કાંઠે હતા."

"ખરી વાત?" વિદ્યાર્થીઓના વડા એ નાચતા પરદેશીઓના અંગરખાનો છેડો ખેંચી પૂછ્યું.

"હા, સાહેબ!" હાથ જોડી એકજણ બોલ્યો. પછી બીજા જણે નાટકી ચાળા સાથે "હા સાહેબ! હા સાહેબ!" નો અખંડ જાપ શરૂ કર્યો.

"શું કરતા હતા ત્યાં?"

"શાંતિ-ધામની પ્રદક્ષિણા ફરતા હતા." બીજાનું 'હા, સાહેબ' નું ભજન વેગથી ચાલતું રહ્યું.

"પ્રદક્ષિણા તો દેવળની હોય, દહેરાંની હોય કે હોય દરગાહની."

"હા સાહેબ, હા સાહેબ, હા સાહેબ!" બીજાનું રટણ ચાલતું હતું.

"સાહેબ! તમારો આશ્રમ અમારા માટે મંદિર છે."

"હા સાહેબ."

"પૂજાઘર છે."

"હા સાહેબ!"

"દેવ–નિવાસ છે."

"હા સાહેબ!"

આ 'હા સાહેબ' થી ચીડવાએલા એક જણે એ જાપ જપનારના માથાનું પાઘડું ખેંચી પાડ્યું, જાણે કે મોટો દડો ઊછળ્યો. ઊછળેલો દડો લાતે ચડ્યો, 'પગ–દડા' ના ખેલાડીઓના માથે ચડ્યો, એક માથેથી બીજે માથે તે નાચવા લાગ્યો અને કુંડાળું ફરવા લાગ્યો. આખી મંડળીમાં હસાહસ થઈ રહી. એ પાઘડામાં ચોંટેલી ધૂળ માથે ચડાવવા પડાપડી થવા લાગી!

ત્યાં તો અવાજ આવ્યો: 'જાસૂસ!'

"હા, સાલો જાસૂસ જ હશે."

"મારો એ બદમાશને."

"ગુપ્તચર હોયા વિના આવો બહુરૂપીનો વેશ સજે?"

"સરકારના જમાઈ હોય તેજ આવો ઢોંગ કરે."

"હેરુ હોય તેજ હેરિયા જેવો એકાદ બાકામાંથી પેસી જાય."

એક જણ શાહીનો ખડીયો લઇને દોડી આવ્યો. "રંગો એમનાં મહોડાં અને બનાવો બંનેને બિહામણા બાહુકરાજા!"

બીજા અટકચાળાએ પાસે પડેલો કોયલો ઉપાડ્યો. "ખસો અલ્યાઓ! હું એને મૂછાળો વાંદરો બનાવું."

ત્રીજાની મસ્તીએ માઝા મૂકી. તે તો અસ્ત્રો લઇને હાજર થયો. "દોસ્તો! પેલા ટાલકા પર કલાઈ ચોપડીએ, કલાઈ!"

તેવામાં બે ચાર જણ બે ગધેડાં પકડી લાવ્યા. "ખસો ખસો! દૂર ખસો! સરકારના જમાઇબાબુઓના તો વરઘોડા કાઢવાના હોય!"

"હા, હા, હા, ખરી વાત. ચાલો કાઢો સરઘસ અવળા ગધેડે."

વાક્યે વાક્યે બટુકમંડળી હસતી હતી ને સાથે હસતા હતા આ પરદેશીઓ.

પરંતુ આ હોકારા છાત્રપતિના કાને પહોંચ્યા હશે તેથી તે આવી પહોંચ્યા. "શું છે અલ્યાઓ? શું છે?"

"જમાઈબાબુઓ આવ્યા છે."

"હેં!!! કોના જમાઈ?"

"સરકાર બહાદૂરના."

"એમ! એમને અહીંજ જાસૂસી કરવાની મળી! આ સરકાર પાગલ થઈ છે તો."

"દાદા! એમાં એમનો શો વાંક? એ તો ચીઠ્ઠીના ચાકર. સરકાર જ્યાં મોકલે ત્યાં જવું પડે."

"હશે, પણ હવે તમે એમને જવા દો."

"જવા ક્યાં દઈએ! એમનો તો વરઘોડો કાઢીશું!"

"વર–ઘોડો કે વર–ગધેડો?" સર્વ મંડળી ખડખડાટ હસવા લાગી. ગંભીર રહેવા યત્ન કરવા છતાં છાત્રપતિના હોઠ પણ ખૂલી ગયા. તેમાંથી મંદ મંદસ્મિત સરી પડ્યું પણ પછી તરતજ પૂર્વવત્ ગંભીર થઈ તે બોલ્યા: "બટુઓ! બસ, બહુ થયું. સરકાર કે તેના ખાંધિયા ગાંડા થાય તેથી આપણે ગાંડા નહિ થઈએ. એ આપણા આશ્રમને, આપણી શિષ્ટતાને છાજે નહિ. એઓ તો છે બેજ જણા એટલે આપણે બળપૂર્વક બેસાડીશું તો બંને ગધેડે તો શું બિલાડે પણ બેસશે. પણ પછી એ સરઘસ એમની બદમાશીનું નહિ હોય પણ હશે આપણી છોકરવાદીનું, આપણા જંગલીપણાનું."

છાત્રપતિનાં બોધ–વાક્યોની સારી અસર પડી. બટુઓ વેરાવા લાગ્યા. પરદેશી બાપડાઓએ પોતાના પાઘ સંભાળી લીધા.

ત્યાં તો કુલનાયકની કચેરીએથી પટાવાળો આવ્યો.

"છાત્રપતિજી! એ પરદેશીઓને બડા બાબુ બોલાવે છે."

"ભલે, લઈ જા. આ રહ્યાં એ પ્રદર્શનનાં પૂતળાં."

બંને પરદેશીઓ કુલનાયકની કચેરીમાં આવ્યા.



## પ્રકરણ ૬ . . . . . . કુલનાયક પાસે



કુલનાયક પ્રેમબાબુમાં નામ પ્રમાણે ગુણો હતા. વિચારે, આચારે અને ઉચ્ચારે–ક્યાંય એમનામાં કટુતા ન હતી, ક્રોધ ન હતો, ક્રૂરતા ન હતી. આશ્રમપતિ આખા આશ્રમના પિતા સમા હતા. એ પ્રથમ વર્યા હતા પોતાના આદર્શોને–પછી એની મૂર્તિ સમી આ સંસ્થાને. ઋષિમુનિના તપોવનના આચાર્ય દેવતા સમા તે આ પુણ્યવનના–"શાંતિસદન" ના પ્રાણદેવતા હતા.

બટુક–મંડળીમાં હુરિ હુરિયે વધાવાએલા પરદેશીઓ આ માનવદેવતા પાસે આવ્યા અને એની કરુણામયી આંખથી આવકાર પામતાં હાથ જોડી નમ્યા, મન વચન અને શરીરના ડોલનથી નમ્યા, આત્મા હૃદય અને બુદ્ધિથી પ્રણમ્યા અને બતાવેલા આસને બેઠા.

"ક્યાંથી પધાર્યા છો?" આ અજાણ્યા યાત્રીઓ બહુરૂપી વેશે અને જાસૂસ–નામે રજુ કરાયા હતા છતાં શાંતમૂર્તિ કુલનાયકે સભ્યતા ન છોડી. પરદેશીઓએ સભ્યતામાં એની ખાનદાની વાંચી અને આ સંસ્થાની શોભા સમજી.

"મુંબઈથી, સાહેબ!"

"ગૂજરાતી હશો?"

"હાજી."

"પરંતુ બોલો છો તો બંગાળી. ક્યાં શીખ્યા એ?"

"કલકત્તામાં. વર્ષો પહેલાં અમે અહીં વેપાર કરતા."

"એમ! બહુ સારૂં. વારુ, કેમ પધારવું થયું? અને પધાર્યા જ છો તો આવા વિચિત્ર વેશે અને પ્રકારે શામાટે?"

"સાહેબ! એ બધું રફતે રફતે સમજાશે."

"તમને અમારા બટુઓએ બહુ સતાવ્યા, નહિ?

"ના રે સાહેબ. એ સતામણી ન હતી પણ હતી વધામણી.

એવી વધાઈ પામવાના કોડે તો અમે આ કોઠીલો વેશ સજ્યો છે!"

"પજવણીને પણ પ્રેમ માની લો છો એ તમારી મોટાઈ છે."

"હોય, સાહેબ! બાળકો તો બધે એવાં હોય. એ મસ્તી નહિ કરે તો શું આપણે ઘરડાંઓ કરીશું? એ તો ઘડીભર આનંદ, એમને ય થયો ને અમને ય થયો. વળી ધાર્યા અનુસાર અમારૂં કામ સર્યું તે લાભમાં."

"શું છે તમારૂં કામ?"

"તમારી પાસે આવવાનું."

"પરંતુ તે તો સીધી રીતે પણ આવી શકત."

"હા આવી શકત. પરંતુ ત્યારે અમારે અતિથિશાળામાં ઉતરવું પડત, ત્યાંના દફતરે નામ નોંધાવવું પડત, આવવાનો ખરોખોટો ઉદ્દેશ લખાવવો પડત અને જમાઈબાબુ તરીકે સૌની આંખે ચડવું પડત."

"તમારા આગમનને આટલું બધું રહસ્યભર્યું બનાવવાનો શો ઉદ્દેશ છે?"

"સાહેબ! લો વાંચો આ પત્ર એટલે સઘળું સમજાશે."

આ પરદેશીઓ મુંબઈની છાવણીના સરભરા ખાતાવાળા રામલાલ અને મણિલાલ હતા. તેઓ પ્રબોધચંદ્રને તેડવા આવ્યા હતા. અત્યારે કુલનાયકને આપેલો પત્ર દયાશંકરનો હતો. શાંતિની સંસ્થાની સોડમાં 'અગ્નિદળ' નું કેન્દ્ર પણ લપાઈ બેઠું છે જાણી તેમણે આશ્ચર્ય વ્યક્ત કર્યું હતું. તેમણે આશા ન હતી રાખી કે શાંતિનું ઓસડ પીવા મોકલાએલા પ્રબોધને ક્રાંતિનો કડવાટ પીવા મળશે. બંગાળના જુવાનો હિંસાનું વિષ અમૃત માની ઘોળી પીએ છે, રક્તનો કસુંબો પી તેઓ રંગે ચડે છે તે જાણ્યું હતું પરંતુ એ કેસરિયાંનો કસુંબો ત્યાં પણ ઘોળાતો હશે, પડદા ઓથે તેના ડાયરા બેસતા હશે એ નહોતું જાણ્યું. આજે એ જાણ્યું અને તેમને ખૂબ દુઃખ થયું. પૂ. બાપુજી જ્યારે આ વાત જાણશે ત્યારે તેમને

પણ કેટલું કષ્ટ થશે?

"બને કે એ બધું તમારાથી અને તમારા, મારા અને સર્વના પૂજ્નીય કુલપતિ ગુરૂદેવથી ગુપ્ત રીતે થતું હોય. તો ઉપર લખેલા તીવ્ર આવેગના વ્યાકુળ ઉદ્દગારો માટે ક્ષમા કરશો.

"પરંતુ પરિસ્થિતિ તેવી જ હોય તોપણ તમને ખરી હકીકતથી વાકેફ કરવાનો મારો ધર્મ છે. બને કે એ ચેપ મારો પ્રબોધ જ બહારથી લાવ્યો હોય. તમારે ત્યાં અસલથી એ દળ નહિ પણ હોય. તો મારા પ્રબોધે તમારા આશ્રમને લજાવ્યો છે, જોખમમાં ઊતાર્યો છે તે બદલ બહુ દિલગીર છું. તમે એને ઘટે એવી સજા કરજો. રૂચે તો પકડાવી દેજો, અને ઇષ્ટ લાગે તો આ તેડાગરો જોડે આ તરફ રવાના કરી દેજો.

"મારો પિતૃ–પ્રેમ અને મારી સાવિત્રીનો સખીપ્રેમ મને લખવા પ્રેરે છે કે તેને અહીં જ મોકલો તો ઉપકાર થશે. પરંતુ એ કરવું–ન કરવું તમારી મુનસફી ઉપર છોડું છું."

દયાશંકરનો પત્ર ઘણો લાંબો હતો. અંદર વ્યથા, વ્યાકુળતા, સ્વજનપ્રેમ, સિદ્ધાંતપ્રેમ, કષ્ટ અને કરુણાની ઘેરી છાયા ઢળી હતી. એ વાચતાં વાચતાં કુલનાયકની મુખછબી પર પણ વેદનાનો પડછાયો પડ્યો. તે દયાશંકરનો શોક ને સંતાપ સમજી શકયા હતા. તે માટે તેમના સ્નેહાળ હૃદયમાં દિલસોજી ઊપજી.

"રામલાલભાઈ! ઉપલો ઈમલો બધો સાચો પણ એ ઈમારતને પાયો નથી."

"એમ તે હોય સાહેબ? અદ્ધર તે ઈમારત હોય? આકાશમાં તે હવેલી હોય?"

"તમારા ઊર્મિલ પ્રબોધચંદ્ર જેવા પાગલ જુવાનો માટે હોય. એવા લાગણીના આળા ને ઉતાવળિયા છોકરાઓ ભગીરથ રાજાના પૂર્વપુરુષો–સગરપુત્રો જેવા છે. તેઓ પગલે પગલે પેંતરા માંડે છે અને પેંતરે પેંતરે પાતાળ ફોડે છે!"

"તો શું પ્રબોધચંદ્રે બધું બનાવીને લખ્યું હશે?"

"તે તો તે જાણે. બને કે ઊર્મિઘેલછાને લઇ તેને એવું સ્વપ્નું આવ્યું હોય અને તે તેણે સત્ય માન્યું હોય. બાકી અંગારપુત્રોની ગુપ્તપીઠ અહીં છે એ ખ્યાલ બેહુદો છે, અસત્ય છે, ભ્રમ છે."

"એ ભ્રમ હોય, સ્વપ્ન હોય કે ઝંખનાની ઝાંઝ જેવી ખખારી હોય, ગમે તે હોય, છતાં હવે પ્રબોધને અહીં રહેવા દેવો ઇષ્ટ તો નથી જ."

"હું પણ એમજ કહું છું."

કુલનાયક ઊભા થયા. તેમણે બંને અતિથિઓને પાછળ પાછળ આવવા ઇશારો કર્યો. 'શાંતિધામ'ના સુંદર ને સુવાસિત માર્ગ પર એ ત્રિપુટી ચાલવા લાગી. આગળ હતી સૌના વંદન ઝીલતી ને પ્રભાવ પાડતી પ્રેમબાબુની મૂર્તિ. છૂટી પાટલીની કરચલીવાળી ફારની રેશમની ધોતી, સોનારંગે ચળકતો હીરાગર જામો અને જરી કસબના ભરતવાળું ઊનનું ઉત્તરીય: એ મૂર્તિની શોભા અને આભામાં ઉમેરો કરતાં હતાં. ઉપર આકાશમંડલ જેટલું શાંત, સ્વચ્છ અને સુંદર હતું તેવું જ હતું પ્રેમબાબુનું મુખ-મંડલ.

એમની પાછળ હતી વિદૂષક-વેશી પરદેશીઓની બે મૂર્તિઓ, એક જ મૂર્તિના બે ફાડ્યાં જેવી, ચાલે, હાસે અને અહેવાલે એકસરખી; માથે, હાથે અને હોઠે અદલ બદલ થઇ જાય તેવી.

જે વિદ્યાર્થી સામો મળતો તે કુલનાયકને પગે પડી તેની ચરણધૂળ લેતો અને આ બહુરૂપીઓનું અંગરખું ખેંચી હસતો, મુખે હસતો, આંખે હસતો, આખે અંગે હસતો.

રાત્રિના આઠનો એ સુમાર હતો. આશ્રમની ફૂલવાડીઓ મહેકી રહી હતી; રજનીગંધાએ તો જાણે પોતાનું રાજ માંડ્યું હતું; બકુલ, બોરસલી અને બાવળ સુગંધસંચારની સ્પર્ધા ખેલતાં હતાં; ચંપો, ચંપેલી ને મોગરવેલો ફૂલોની ચાદર ઓઢતાં હતાં; લાલ જાસૂદ, પીળી કરેણુ અને કાળો કદંબ રંગોનું મેઘધનુ રચતાં હતાં.

એવા પુષ્પવનમાંથી ત્રણે જણા ચાલ્યા જતા હતા, સર્વેનું કૌતુક વધારતા જતા હતા, ગંતવ્ય સ્થળની સમીપે પહોંચતા જતા હતા.

ફૂલનાયકજી મણિલાલ અને રામલાલને પ્રબોધ પાસે લઇ જતા હતા.



## પ્રકરણ ૭ . . . . . લાગણીનાં ઘોડાપૂર



"ઓહોહો ! રામલાલ કાકા, મણિલાલ કાકા !"

"હા, ભાઇ અમે જ. ઠીક ઓળખ્યા કાઢ્યા !"

"પ્રબોધબાબુ ! એમને જે કહેવું છે તે તમો સાંભળો. હું જરા ગુરુદેવને પ્રણામ કરી પાછો આવું છું."

ફૂલનાયકજી, પ્રબોધ અને અતિથિઓના ભેટો કરાવી, આવ્યા હતા તેવાજ, ઊભા પગે ચાલી ગયા; ગયા પણ પોતાની ફોરમ મૂકતા ગયા.

પ્રબોધ પચ્ચીશીનાં પગથિયાં ચડતો યુવાન હતો. બહુ બહુ રખડવાની ટેવે એને, સુંદર તથા સ્વસ્થ, કદાવર તથા કઠણ કાયા અને કાઠી અર્પ્યાં જણાતાં હતાં. એના પહોળા કપાળમાં પ્રતિભા લખી હતી, પાતળા હોઠમાં અડગતા ભાખી હતી, ઊંડી આંખમાં સાહસ સરકતું હતું અને અણિયાળા નાકમાં બુદ્ધિ અને વિદ્યા વસ્યાં હતાં.

પ્રબોધ બંને કાકાઓ તરફ મીટ માંડી રહ્યો. એ મીટ પ્રથમ એમની આંખમાં જઇ ઠરી. તેમાંથી તેણે બંનેના આગમનનો હેતુ વાંચવા યત્ન કર્યો. પછી એ દૃષ્ટિ તેમના વેશ-પહેરવેશ પર ઠરી.

એની વિચિત્રતાએ એ દૃષ્ટિ આશ્ચર્યમુગ્ધ બની.

"બેસો, મુરબ્બીઓ." અત્યારસુધી વિવેક વીસરેલા પ્રબોધે વિવેક કર્યો.

બંને બેઠા એટલે પ્રબોધે બોલવા માંડ્યું:

"વડીલો! આ વેશ ક્યારથી ધાર્યો?"

"સ્વરાજ ઢૂંકડે આવ્યું ત્યારથી."

"સ્વરાજને ને વસ્ત્ર–વેશને શો સંબંધ?" પ્રબોધે નવાઈ બતાવી.

"સંબંધ છે જ તો." રામલાલ ગંભીર થઈ બોલતો હતો.

"કૃપા કરી સમજાવશો?"

"મારું કહેવું એમ છે કે આજકાલમાં સ્વરાજનું રાજ થવાનું અને તમે જુવાનિયાઓએ બધે કહી રાખ્યું છે કે સ્વરાજ એટલે તો સર્વજનોનું રાજ, એમાં ઘેટાં ચારતો ભરવાડ પણ રાજા."

"એક રાજાનો પાંત્રીશ કરોડમા ભાગનો રાજા." રામલાલના કહેવાનો અસ્પષ્ટ અર્થ મણિલાલે સ્પષ્ટ કર્યો.

"તે એ દરિયામાં ટીપા જેવડા ભરવાડ–રાજાને રાજી રાખવાને આ ભરવાડીઆ જોડા પહેર્યાં હશે! નહિ?"

"તે તો ખરું જ તો." હસતા પ્રબોધને રામલાલે પૂર્ણ ગંભીરતાથી જવાબ આપ્યો.

"પછી પ્રબોધભાઈ! એ રાજમાં તો જોગી બાવટાંને પણ દિવસના દશમા ભાગનું રાજ મળશે."

મણિલાલ કંઈક આગળ બોલવા જતો હતો તેને અટકાવી પ્રબોધ બોલી ઉઠચો:

"એ રાજાને રીઝવવા આ ઝોળીઓ લઈ ચાલી નીકળ્યા છો કે?"

"હા, ભાઈ સાહેબ! અમે રહ્યા ગરીબ માણસ........"

"ના, ના, ગરીબ નહિ પણ અગમ બુદ્ધિ વાણિયા, પાણી પહેલાં પાળ બાંધનારા." પ્રબોધ ખડખડાટ હસી પડ્યો.

"મોટા ભાઈ! અમારી અણઘડની મશ્કરી ના કરો. ગમે તેવા અમે વડીલ." મણિલાલે બળપૂર્વક હસવું ખાળી વિનંતિ કરી.

"ખરી વાત. વડીલ તો ખરા. તે વિના આવા કુવડ વેશે, તેલિયા રાજાના ચેલા થઈને મળવા આવો! અહીંના વિદ્યાર્થીઓ જાણે કે તમે મારા વડીલ છો, તો મારો તો જન્મ સફળ થઈ જાય." પ્રબોધે દુ:ખી થઈને કહ્યું.

"ભાઈ! કષ્ટ ના પામો. આશ્રમના વિદ્યાર્થીઓનો તથા અમારો પરિચય થઈ ગયો છે. તે અમને હવે બીજી કોઈ સગાઇથી નહિ ઓળખે."

"તમને લીલાધારીઓને તેમણે કયા સ્વરૂપે ઓળખ્યા છે? ગોકુળના ગુપ્તવાસી ભરવાડરૂપે કે વિરાટના ગુપ્તવાસી રસોઇઆ રૂપે?"

"એવા ક્ષુદ્ર રૂપે નહિ. અમે કંઈ કોડીના મૂલના રેંજીપેંજી નથી."

"તો શું મોટા લાટ સાહેબ છો?"

"છીએ જ તો! અમે ઓળખાયા છીએ 'જમાઈ બાબુ' તરીકે."

આત્મપરિચય આપ્યો એકલા મણિલાલે પણ હસ્યા બંને. ત્યારે તેના કપાળનું મોટું વૈષ્ણવી તિલક ને ગળાની વૈરાગીની માળા પણ હસી એવો ભાસ થયો. એ હાસ્યનો ચેપ લાગે તે પહેલાં પ્રબોધ પણ હસ્યો, ખડખડાટ હસ્યો.

"ખરી વાત. વેશ તો આબાદ જાસૂસનો જ છે. પરંતુ જરા કહેશો કે આ જાસૂસી વેશે શીદને પધરામણી થઇ છે?"

"અમે ભરતી થવા આવ્યા છીએ."

"સરકારના ગુપ્તચરોના દફતરમાં?"

"ના."

"તો?"

"તમારી ગુપ્તમંડળીના લશ્કરમાં."

"શામાં?" પ્રબોધ ચમકેલી નજરે ચારે તરફ જોવા લાગ્યો.

" તમે જોડાયા છો તેમાં."

" હું ક્યાં જોડાયો છું ?"

" હવે એ બધું ના છુપાવો. અમે કાચા નથી. પાકા પાયે ખબર કાઢીને આવ્યા છીએ."

" મુરબ્બીઓ ! મશ્કરી કરો છો ? વેશ તો વિદૂષકનો પહેર્યો જ છે. હવે તેનો નાટક પણ ભજવવો છે ?"

" ના, પ્રબોધ ! ના, નવસો નવ્વાણું વખત ના. અમે પૂરી અક્કલ હોશિયારીથી—"

" કહીએ છીએ–"

" કહો તો લખી આપીએ–"

" આંગળી કાપીને તેની કલમે લખી આપીએ–"

" કે અમે ખેલ કરીએ છીએ, નાટક કરીએ છીએ, અક્કલનું લીલામ કરીએ છીએ." પ્રબોધે બંને મુરબ્બીઓનો નર્મનો સૂર ઉપાડી લઈ એમનાં અધૂકડાં છતાં લંબાયે જતાં વાક્યો પૂરાં કરી આપ્યાં.

" ના; એમ નહિ પ્રબોધભાઈ ! એ તો આમ..." રામલાલ કંઈક બોલવા જતા ત્યાં મણિલાલે બોલી નાખ્યું, અને પછી તો બંને જણા ફરીથી વારા બાંધી બોલવા મંડ્યા.

" કે અમે છતી આંખે આંધળાના ચેલા થઈએ છીએ."

" કોમળ કાળજામાં ખંજર ખોસનારનું અનુસરણ કરીએ છીએ."

" રેતીમાં વહાણ ચલાવનારા સાથે રેતીમાંથી તેલ કાઢીએ છીએ. તે તેલે સહરાનું સરોવર છલકાવીએ છીએ."

" સામાવાળીઆને અગ્નિસ્નાન કરાવવા અમે પોતેજ અંગારા ઝાલીએ છીએ ને દાઝી મરીએ છીએ."

" ઉંદરમામાને સજા કરવા ને ચીસ પડાવવા ઘરઘરની હોળી કરીએ છીએ."

" ગંડુ રાજાની પેઠે ગુન્હો કરે ગંગલો છતાં ફાંસીએ તો

મંગલાને કે જે હાથે ચડે તેને ચડાવીએ છીએ."

"બસ, બસ, બહુ થયું. તમે આ કોના પર કટાક્ષ કરો છો?" પ્રબોધે બંને મુરબ્બીની આડી બોલી ન સહન થવાથી પ્રશ્ન કર્યો. પણ જવાબમાં ફરીથી તેવીજ ગર્ભિત પદાવલિ શરૂ થઈ.

"એ કટાક્ષ છે તેના પર..."

"જેમણે પ્રેમીના પ્રેમને પાટુ મારી છે,–"

"દયાના દરિયાવને દુઃખનો દરિયાવ કર્યો છે,—

"શાંતિના ધામમાં અશાંતિના તણખા વેર્યા છે,—"

"ધુમાડામાં બાચકા ભર્યા છે,—"

"વહાલાંની વિદાય લીધી છે,—"

"પરાયા શું પ્રીતિ જોડી છે,—"

"અને... ..."

"હવે અને અનેની આંધી નહિ ચડાવો અને ખુલ્લે ખુલ્લું બોલો કે આ બધું તમે મને કહી રહ્યા છો?" પ્રબોધે ગંભીર બનીને બંને વડીલોનું 'અને' પ્રકરણ અધવચ અટકાવ્યું.

"તે ખુલ્લું કરવાની હજી જરૂર છે?" રામલાલે દમ ખાઈ કહ્યું.

"ભાઈ! અમે અમારી ફરજ બજાવીએ છીએ. ખોટું ના લગાડતા." મણિલાલે પ્રબોધની પીઠે પ્રેમભર્યો હાથ પસવારવા માંડયો.

"ખોટું તો લાગ્યું છે જ, પણ તમે મને ગંભીર વિચાર કરતો કરી મૂકયો છે."

"હવે ગંભીર કે અગંભીર બધા વિચાર છોડો, પ્રબોધ બાબુ!" મંદ મંદ સ્મિતે મુખ શોભાવતા અને વાતાવરણને મઘમઘાવતા કુલનાયકજી પ્રવેશ્યા હતા તે બોલ્યા.

"આચાર્યજી! આપની શી સલાહ છે?" પ્રબોધે શિષ્યભાવે હાથ જોડયા. તેણે માન્યું હતું કે કુલનાયકજી, એક વખતના

વિપ્લવવાદીઓના વીર, આજે પણ જેના અનેક વિદ્યાર્થીઓ પૂર્વબંગના નદી નાળામાં કયામતની–સરકાર અને પ્રજાના છેવટના હિસાબની, ખરાં ને ખોટાંનાં લેખાંની–ઘડીની રાહ જોઇ રહ્યા છે, તે તેને મંદ સલાહ નહિજ આપે. પરંતુ તેની એ શ્રદ્ધા ન ફળી. પ્રેમબાબુના તે દિવસો વહી ગયા હતા. આજે એમને માથે મોટી જવાબદારી હતી. શાંતિ–ધામના આદર્શને એબ ન લાગે એ માટે એમણે સાવચેત રહેવાનું હતું. એથી એમણે સલાહ આપી, પ્રબોધે ન ધારેલો કડવો ઘૂંટડો ગળવા આપ્યો.

"પ્રબોધ બાબુ! તમે ઊર્મિલ છો, આળી લાગણીવાળા છો. તમારૂં આ બંગાળમાં કામ નહિ. ઠેર ઠેર અહીં ઉદ્દામવાદનાં થાણાં છે તેમાં તમે ઝડપાઇ જશો."

"તો તેમાં ખોટું શું છે? બંગાળીને સરફરોશી આવડશે તો ગુજરાતીને નહિ આવડે?"

"આવડે કે નહિ આવડે એ મુદ્દો નથી. મુદ્દો એ છે કે તમારા પશ્ચિમકાંઠે અહિંસક ક્રાંતિનો ઝંડો રોપ્યો છે, તો તમે તે માર્ગે જ જાઓ. બંગાળનો, સારો હોય યા નરસો, રક્તરંગી ચેપ ત્યાં ન લઇ જાઓ. અમે પૂર્વવાસીઓ ભૂલીને કે સમજીને એક માર્ગે જઈ રહ્યા છીએ અને તમારા પશ્ચિમવાસીઓ બીજે: બંનેની યાત્રા એક જ મંદિરે જવાની છે. પરંતુ તમે તે બે માર્ગોની ભેળસેળ કરવા જશો તો બંને પક્ષને નુકસાન થશે."

"કુલનાયકજી! હજી ઘૂંટડો ગળે નથી ઊતરતો." પ્રબોધે આહત ઉત્સાહના મંદ સ્વરે કહ્યું.

"તો પછી એજ વાત બીજી રીતે કહું. આ સંસ્થાને પોતાનો એક આદર્શ છે. તે જોખમાય, તેને બટ્ટો લાગે એવું તમે ઇચ્છો છો?"

"ના જી. કુલમાતાની આબરૂને એબ લગાડું તો મારા સરખો કૃતઘ્ન બીજો કોણ હોય?"

"તો પછી એ સાદી વાત તમને કેમ સમજાતી નથી કે

શાંતિના ધામમાં રહી તમે અશાંતિની સાધના નહિ કરી શકો? સાહિત્ય, સંગીત અને શિલ્પની ઉપાસના માટે આ આશ્રમનાં મંડાણ છે. એથી વિરુદ્ધની પ્રવૃત્તિ તમે અહીં રહીને નહિ કરી શકો."

"એટલું તો હવે સમજાય છે, ગુરુજી!"

"તો બીજી એક વાત પણ સમજી લો. આચાર્ય દયાશંકરે, આ આશ્રમ શાંતિનું મંદિર છે, અહીં શાંતિ મળશે એ ભરોસે તમને અમને સોંપ્યા છે. અમે તમને તે ન આપી શક્યા. તો હવે અમારી ફરજ છે કે તમારી ભાળવણી દયાશંકરને હેમખેમ પાછી પહોંચાડવી. માટે પ્રબોધબાબુ! તમે એક વાર મુંબઇ જાવ. ત્યાં સ્વજન–સ્નેહીઓને મળો. ત્યાં અમારી જવાબદારી પૂરી થાય છે. પછી તમારો ભાર તમારા મુરબ્બીઓને માથે. રૂચે તો તમે તેમના ચીંધ્યે માર્ગે જજો યા અંતરના અવાજના પંથે."

"તમારી આજ્ઞા શિરે ચડાવું છું. છતાં મને લાગે છે કે તમે મને હાંકી કાઢી રહ્યા છો, બંગભૂમિ શિષ્યરૂપે આવેલા એક અતિથિને જાકારો દે છે. વળી મને એમ પણ લાગે છે કે મારા મુરબ્બીઓ મારા પર બળજબરી કરી રહ્યા છે. પ્રિય જનોનો પ્રેમ મારા પગમાં જંજીર થવા માગે છે. હું જોઇ રહ્યો છું, કુલનાયકજી! સ્નેહનો કાચા સૂતરનો તાંતણો બહુ તાણ પહોંચતાં તૂટું તૂટું થઈ રહ્યો છે. હું ઊંચે ઊંચે ઊડતો હતો. ગરુડરાજ સમો ઊંચે ઊડનારો હું નીચે ઊતરી રહ્યો છું, એ અધોગમનનો સામો છેડો મને તો પાતાળમાં દેખાઇ રહ્યો છે. ઐરાવતના હોદ્દે સવારીએ ચડનાર હું અવળે ગધેડે બેસી નગર–નિકાલ, દેશ–નિકાલ, સર્વ–નિકાલ થયેલો મને જોઇ રહ્યો છું."

એ બોલતાં બોલતાં પ્રબોધને ડૂમો ભરાયો. તે વધુ બોલી ન શક્યો. બંને હથેળીથી મોઢું ઢાંકી દઈ તે નીચે બેસી ગયો, ઢગલો થઈ પડ્યો.

આ કરુણ દૃશ્ય જોઇ રામલાલ ને મણિલાલનું હૃદય ઘવાયું. તેઓ ગળગળા થઈ ગયા, પોતાનું કામ વીસરી ગયા, દયાશંકર અને સાવિત્રીની વ્યગ્ર વેદના ભૂલી ગયા. તેઓનું અંતર કકળી ઊઠ્યું. પ્રબોધનો સંતાપ તેમનાથી ખમી ન શકાયો, જોયો ન ગયો.

"કુલનાયકજી ! ભલે પ્રબોધ અહીં રહે, અમારે નથી લઇ જવો એને. અમે કંઇ એનું મુડદું લેવા નથી આવ્યા. ભલે એ બંગાળમાં ઘૂમે. અહીં કંઇ નહિ તો એ જીવતો રહેશે. અમારે ત્યાં આવીને તો એ આપઘાત કરશે. ભલે એ પૂર્વની પંથા સ્વીકારે; એ તીર્થયાત્રાયે આખરે તો સ્વરાજનીજ યાત્રા છે ને !"

પ્રેમબાબુને એક બીજી પણ નવાઈ લાગતી હતી. ગૂજરાતીઓ તો વ્યવહારૂ, કઠણ કાળજાના, સખત મનના, બંગાળીઓ જેવા ઊર્મિલ નહિ, લાગણીવિવશ નહિ, ભાવનાઘેલા નહિ—એવી એમની સમજ હતી. પરંતુ આ તે શું જોતા હતા? પ્રબોધ સવાઈ બંગાળી જેવો ડુસકે ડુસકે રોતો હતો અને આ પ્રૌઢ ઉમરના તેડાગરો તેનાથીય સવાયા થઈ ખાલી હાથે જવા તૈયાર થતા હતા.

"મહાશયો ! શાંત થાવ, શાંત થાવ. વિવશ, વ્યાકુળ ને વિહ્વલ બની ગમે તેવું બોલી ના નાખો. જે કરવું હોય તેનો સ્વસ્થ ચિત્તે, શાંત અંતરે, શીતલ થાવ ત્યારે વિચાર કરજો. અસ્વસ્થ અને ઉતાવળ કરી કરેલા નિર્ણયો માટે પાછળથી પસ્તાવું પડે છે."

"નહિ પસ્તાઇએ બાબુજી ! પસ્તાઇએ અને પસ્તાવો જ થવાનો હોય તો તે તો અમને અત્યારે થાય છે. અમને ક્યાં એવી અવળ બુદ્ધિ સૂઝી કે અમે પુત્ર સમા પ્રબોધના માર્ગમાં ખાડાકરાડા ખોદવા આવ્યા ! ઊંચા આસમાનમાં વિહરતા પંખીની પાંખ કાપવા આવ્યા ! રહે ભાઇ ! રહે, તું વાદળમાં જ રહે, ત્યાંજ માળા બાંધ, ત્યાંજ ઈંડાં સેવ, ત્યાંજ જીવ અને એકોતર પેઢીને ઉજાળે એવો અંત પણ ત્યાંજ પામ." પછી રામલાલ તરફ ફરી મણિલાલે આગળ ચલાવ્યું: "ચાલ, રામલાલ ! ચાલ, ખડિયો ખલતો સંભાળી લે. ખાસડાં પાઘડી પહેરી

છે. સાવિત્રીનો સંતાપ શમાવી શકીશું, દયાશંકરના દર્દનાં ઓસડ થઇ શકશે, પરંતુ પ્રબોધનાં ડૂસકાંનાં નહિ થાય. એના એક એક આંસુએ મારૂં એક એક અણુ ઓગળી રહ્યું છે. ચાલ, ભાઈ ચાલ, વધુ બોલીશ તો તું ને હું બંને એના પંથના પ્રવાસી થઈ જઈશું. રાહ જોઈ જોઈ પેલાં બિચારાં ડોસા-દીકરીના ડોળા ફૂટશે.”

રામલાલ અને મણિલાલ ચાલવા લાગ્યા. બંને પાછળ જોયા વિના આગળ ચાલ્યા, લગભગ દોડતા ચાલ્યા. ઘડીભર કુલનાયકજી આશ્ચર્યમૂઢ થઇ રહ્યા. પરંતુ એ મૂઢ ભાવ ઓસરતાં તેમણે જોયું કે પ્રબોધ પણ એ બંનેની પાછળ દોડ્યો જાય છે, જાદુગર પાછળ તેના પાળેલા પ્રાણી સમો.



## પ્રકરણ ૮ . . . . . . પલટાતો પ્રબોધ



વર્ધમાન, આસંસોલ, ધનબાદ......એક પછી એક સ્ટેશન બાદ થતું જતું હતું. કલકત્તાથી ઉપડેલો મુંબઈ-મેલ કલાકની સાઠ માઈલની ઝડપે દોડતો હતો. બંને બાજુનાં ઝાડવાંઓની હારની હાર, ડાંગરના ક્યારડાઓ ને ખાઈખાબોચિયાંઓ એક સંપે એને જાણે પકડવા દોડતાં હતાં. પરંતુ પવનવેગી અગ્નિરથ બધાની હરોળ ભેદી છટકી જતો હતો. છટકીને ક્યાં જાય? પ્રતિપક્ષીઓના મોરચા એક બે ન હતા, એનું તો લંગર લાગ્યું હતું દેશના એક છેડાથી બીજા છેડા લગી. એટલે બંનેની પકડાપકડીની સ્પર્ધા પૂરી થતી ન હતી.

એવીજ બીજી પકડ દોડ ચાલતી હતી ઉજાસ અને અંધકાર વચ્ચે. વિજળીના દીવાઓએ દીપાવલિના અવતાર સમી દેખાતી ગાડી રાત્રિના અંધારાને ઓળંગી જવા દોડતી હતી. ક્યારે એ મેશસુપા પડદાઓની, કાળા કાળા ઓળાઓની પેલે પાર પહોંચાય તેની જાણે

તેને તાલાવેલી લાગી હતી. કાળા પાડા જેવું એંજિન અંધકારના એક એક પડદાનાં પળના પામા ભાગમાં ચીરિયાં કરતું હતું. વીફરેલો મહીશ જે સામે આવે તેના પેટમાં શીંગડાં ભોંકે તેમ જતો. ચાર ચાર ચોમાસાં ચરીને પાડો માત્યો હોયની એવું ફાલ્યું ફૂલ્યું એંજિન કાજળને ઢગલે ઢગલે માથું મારતું હતું. જાણે કે તુફાન વનરાજ વાદળાં સામે ત્રાડતો હતો, ન કેવળ ત્રાડતો હતો પણ છલંગ મારી તેના ફુરચે ફુરચા ઉડાવતો હતો. છતાં અંધકાર ઘટતો ન હતો, ગાંજ્યો જતો ન હતો, બલ્કે રાત્રિ ચડતી જતી હતી તેમ તેમ તે ઘાડો બનતો જતો હતો,

આમ વેગવતી ગાડીનું ને અંતરનું દ્વંદ્વયુદ્ધ તથા દિવાળી દેવી ને અંધકાર વચ્ચેની સ્પર્ધા અવિરત ચાલ્યે જતી હતી. બંને જંગમાં જીત તો અંત લગી જે અંતે હારવાનાં છે તેમનીજ દેખાતી હતી.

આવોજ આભાસ પ્રબોધ પણ પામી રહ્યો હતો. આગગાડીની દેખાતી હારની છાયા એના અંતરમાં પડતી હતી. મિનિટે મિનિટે માઇલની ઝડપે તેનું શરીર આગળ ધસડાતું હતું છતાં તેને લાગતું હતું કે પોતે પાછળ પડતો જાય છે. એ બળપૂર્વક ચિંતવતો કે, ના, પોતે અગ્રે વધે છે પણ ત્યારે તેનું અંતર બોલી ઊઠતું: "હશે, પરંતુ તે પતનની કેડીએજ તો!"

એના મનમાં હોળી સળગી હતી. તે ભડકે બળતો હતો. ફક્ત પંડેજ નહિ પણ પોતાની મુરાદો, રાતદિવસના ઉજાગરા કરી નક્કી કરેલા મનોરથો, જનની જન્મભૂમિ માટે કુરબાન થવાની તમન્નાઃ બધાં ભડકે બળતાં હતાં. એ ભડકાની રજ ને રાખ ઊડી ઊડીને આંખમાં પડતી હતી, એની જીવનનું ભાવિ અને ભાવના જોવાની દષ્ટિને ઝાંખી કરતી હતી. ઝંખવાતી જતી એ દષ્ટિ એને કોઇ એવી કેડી ચીંધતી હતી કે જે 'પ્રેમ-પંથ પાવકની જ્વાળા'ને સામે તીરે હતી. એ સ્થળ સ્વરાજના સાધકોની છાવણીમાં નહોતું દેખાતું પણ હતું તેના શત્રુઓના શિબિરો વચ્ચે.

ચુમલાલ ને મણિલાલ પ્રબોધની બંને પડખે બેઠા છે. અત્યારે શાંતિ–ધામના કુલનાયકજી તેમને જુએ, તેમને પ્રબોધ પર અખંડ ચોકી કરતા જુએ તો કદાચ શંકા કરે કે એમની ગઈ રાતની લાગણીવિવશતા કેવલ નાટકી વેશ હતો કે શું? અત્યારે તેઓ ખરેખરા અગમબુદ્ધિ વાણિયાની પેઠે પ્રબોધની દરેક પ્રવૃત્તિ પર નજર રાખતા હતા. એક મોટામાં મોટી ધાસ્તી એમને ઊંઘવા પણ દેતી નહિ. એ ધાસ્તી હતી કે રખેને દિગ્મૂઢ પ્રબોધ બારી બહાર ઝંપલાવે. તે જાજરૂમાં જતો તો બંને જણા પાછળ જતા. એક બારણું સાચવતો તો બીજો જાજરૂમાંથી બહાર પડતી બારી પર પાસેની બારીમાંથી નજર રાખતો. તે ઊંઘવા માટે ઉપરના પાટિયે ચડતો તો એક જણ સાથે ચડતો. આ અવિશ્વાસ અને ચોકી પ્રબોધને ખૂબ આકરી લાગી. તે ગુસ્સે થયો.

"હું તે બાર મહિનાનું બાળક છું કે મારી આટલી બધી સંભાળ રાખો છો?" તેણે ચીડાઈને પૂછ્યું.

"તું બાળક નથી એટલે તો અમારી ચિંતા વધારે છે. બાળક હોય તે તો ડાહ્યું ડમરૂં થઈ સૂઈ જાય અને ન સૂએ તો હસે, રમે ને કિલ્લોલ કરે."

"કિલ્લોલ! હા, તમને તો કિલ્લોલ જ સૂઝે, કારણ તમે જીત્યા ને હું હાર્યો." પ્રબોધના શબ્દે શબ્દે તેનું અંતર રડતું હતું.

"ભાઈ, શાંત થા, કોઈ જીત્યું નથી ને કોઈ હાર્યું નથી. છતાં હાર્યું જ હોય તો તે આપણું દુર્ભાગ્ય હાર્યું છે, અને જીત્યું છે તે આપણું સદ્ભાગ્ય."

"આપણું નહિ પરંતુ તમારૂં કહો. મારૂં તો આજથી મૃત્યુ મંડાયું છે."

"પ્રબોધભાઈ! તમે આવું ગાંડું ઘેલું બોલો છો એટલે જ તો અમે ચોંકયા ચોંકયા વર્તીએ છીએ."

"તમે શામાટે ચોંકો? હું કંઈ ભૂત નથી."

"ભૂત તો નથી પણ તમારામાં ભૂતના વળગાડની હોય તેવી ઘેલછા તો છે જ. ન કરે નારાયણને એ ઘેલછા તમને......"

"આપઘાત કરાવે એમજ ને?"

"હા, ભાઇ!"

"તે તમે એમ માનો છો કે મારે આપઘાત કરવાપણું બાકી રહ્યું છે? આપઘાત, આત્મહત્યા તો હું પળે પળે કરી કરી રહ્યો છું."

"હેં!! સોમલની પડીકી બડીકી ફાકી બેઠા છો કે શું?"

સોમલની પડીકી તો સારી. ઝટ ખાધી કે પટ દઇને આખરી અંજામ. પણ આ તો જીવનભર કનડે એવો આપઘાત આરંભાયો હતો. પ્રબોધનું શરીર ભાંગી પડી પોટલા જેવું લોથપોથ પડ્યું હતું તે એજ કારણે. વળી હવે તો તેના મને પણ મરવા માંડ્યુ હતું. એનું માનસિક ઘડતર નવેસરથી રચાઇ રહ્યું હતું. અવરૂદ્ધ ઉત્સાહ અને ઊર્મિ ગૂંગળાઇ ધૂંધવાઇ નવી પંથા પાડી રહ્યાં હતાં. દેશપ્રેમ, જનસેવા, ત્યાગભાવના, સંયમ વગેરે આદર્શો એ અવરુદ્ધ ઊર્મિના સરોવરમાં ડૂબી ગયાં હતાં. તેનાં ફૂલેલાં, ફાલેલાં ને સડેલાં શબ તરતાં તરતાં એક નવી નહેરમાં વહેવા જતાં હતાં. છેલ્લાં પાંચ વરસનો વિકાસ જાણે કે ભૂંસાઇ ચૂક્યો. તે જાણે કે કોલેજના જૂના જીવન લગી પાછળ હઠી ગયો. ત્યારે તે, મોટા અમલદારનો દીકરો, સરકારી નોકરીની ઉમેદમાં ને ઉમેદમાં બહુ વાંચતો, પહેલો આવવા સ્પર્ધા કરતો. અજાગ્રત મનના પાંજરામાંથી તે મનોભૂમિકા જાગૃત બની, તળિયેથી ઉપર આવી, પ્રબોધના સમસ્ત ચિત્તવ્યાપારની સ્વામિની થઇ બેઠી.

બસ, પછી તો એ પાગલ પેઠે વર્તવા લાગ્યો. એ પાગલ અવસ્થાજ તેના માટે સ્વાભાવિક બની. એ નવા અથવા સત્ય કહીએ તો પાંચ વરસના જૂના જીવનની શરૂઆત થઇ. બરાબર તેજ વખતે મોગલસરાઇ સ્ટેશન આવ્યું. ત્યાંથી એક વૃદ્ધ સદ્‌ગૃહસ્થ, જે કોઇ મોટા નિવૃત્ત અમલદાર જણાતા હતા તે અને

એક યુવતી, જે નવા યુગની નારીની ફક્કડ આવૃત્તિ દેખાતી હતી તે પાસેના બીજા વર્ગના ડબ્બામાં બેઠાં. પ્રબોધ ઘડીભર તેઓ તરફ તાકી રહ્યો, પછી માથાને એક આંચકો આપી તે તરતજ નીચે ઊતર્યો અને પેલા ઉતારૂઓના ડબ્બામાં દાખલ થયો.



## પ્રકરણ ૯ . . . . . વગર પૈસાનું નાટક



દાતણપાણી કરવા ઊતરેલા મણિલાલે દૂરથી પ્રબોધના પહેરણનો છેડો જોયો. દાતણ કરતું મ્હોં હાલતું થંભ્યું. તેમાંનું દાતણ ડોલતું થંભ્યું અને તેનો કૂચો ઘસાતો થંભ્યો. એ બધાની ગતિ તેની આંખે ઉછીની લીધી: તેના ડોળા ચકળવિકળ ફરવા લાગ્યા, ચકડોળની પેઠે ચક્કર ભમ્મર થવા લાગ્યા. એના ધક્કે તે ગબડી પડશે કે શું કે એવો ભ્રમ થયો, તેને પોતાનેજ નહિ પણ પાસે ઊભેલાંને પણ. મણિલાલે તેઓના ખભાનો આધાર ઇચ્છયો પરંતુ તેઓ આઘાં ખસ્યાં. ઘૂમરડી પેઠે વલોવાતા ડોળામાં તેમણે પાગલપણાની આગાહી વાંચી!

અને સાચેંજ તે પાગલની પેઠે ચિત્કાર કરી ઊઠયો:

"ભાગ્યો રે ભાગ્યો, બાપલિયા! અમારો પ્રબોધ ભાગ્યો!"

"કોણ ભાગ્યું? ક્યાં ભાગ્યું? ક્યારે ભાગ્યું?" નળ ઉપર જમા થયેલી ભીડ એકમેકના ખભા પરથી ચારે તરફ જોવા લાગી. પ્લેટફોર્મ પર અત્યારે કોઈ ભાગાભાગી કરતું ન હતું. મોગલસરાઇ સ્ટેશને મેલ ગાડીના લગભગ અડધા ઉપર ઊતારૂઓ ઠલવાયા હતા, એટલે ભીડ બાઝતી હતી. બચડાબચડી ભાગતી હતી, સિંચડાસિંચડી બાઝતી હતી, એ ખરૂં હતું. પરંતુ મણિલાલે ગિરદીના પલાયન માટે પોક નથી મૂકી એ તો બધાય સમજ્યા.

"મણિલાલ! શું છે ભાઇ?" છાપું લેવા ગયેલા રામલાલે દોડતાં આવી કહ્યું. તેની છાતી ધમણ જેવી ફૂલતી ને સંકોચાતી હતી. સોનીની ફૂંકણીમાંથી ફૂંક સરે એમ એનો દમ સરતો હતો. હબક ખાઇને મ્હોડું બંધ થયું હતું, જીભ તાળવે ચોંટી હતી, હોઠે ટેભા પડ્યા હતા તેથી શું ગૂંગો ગૂંગણે તેમ એનું નાક ગૂંગણતું હતું? કોઇ આંખે વાત કરે છે તો કોઇ આંગળીઓના ઇશારે. રામલાલભાઈ તેઓથી જુદા પડી અત્યારે નાકથી વાત કરતા હતા. અવાજને ઉપાડતાં સ્વરનળી જેવા ફુલાવા ને સંકોચ પામતી હશે એવોજ આકારવિકાર શ્વાસનળીનું ટોચકું ધારણ કરતું હતું. પોલી લાકડીના માથે દોરીની નચાવી નાચતી લાકડાની ચકલી પેઠે એની નાકની ચકલી નાચતી હતી.

"દોડ, ઓ રામલાલ! દોડ! ભાઇ ભાગ્યો!"

પછી, ભાઈ તો ભાગ્યા ન હતા પરંતુ એ બંને તો સાચે જ ભાગ્યા. દોડવાની શરતમાં દોડતા હોય એમ દોડ્યા. સાથે દોડવા લાગી—પવનવેગે ઊડવા લાગી—એમની ચોટલી, ગળામાંની સોનાના દાણાવાળી કંઠી, કેડમાંનો ચોકખી ચાંદીનો કંદોરો અને પંચિયા જેવી ધોતલીની છૂટી પાટલી. કોઇએ તેમને રોક્યા નહિ, બલ્કે બધાએ ભીડ વચ્ચે કેડી કરી આપી. એ ગલીમાં તેઓ પૂરપાટે આગળ વધ્યા. હાથમાં લોટા, પગમાં પાવડી અને અંગરખામાં કેડિયું બદન, એવા વેશે આગળ વધ્યા. ઊતારૂઓ થંભી ઊભા—તેમની બધી ગતિ આ બે જણાના દોડવામાં એકઠી થઇ હશે? તેઓને તો વગર ટિકીટનો તમાશો જોવા મળ્યો. વગર પૈસે બે પટ્ટા પંડાઓની પકડદોડ જોવા મળી.

વંટોળ જેવા એ બેને આવતા દેખી પ્રબોધ કંપી ઊઠ્યો. અત્યારે તે તેની જૂની અવસ્થામાં હતો. નવા ઘડતરે ઘડાઇ રહેલું તેનું મન અને તન બંને કાદવના લોંદા જેવું હતું, તેથી તે ગભરાઇ ગયો. બાળકની પેઠે બચાવનો માર્ગ શોધવા લાગ્યો.

ત્યાં તો પકડ–દોડ રમતા, લોકોની તાળીએ બમણા ઉત્સાહિત થતા મણિલાલ અને રામલાલ ડબ્બામાં ઘુસ્યા. અત્યારસુધી એક ખૂણામાં માખણના લોંદા જેવો પડી રહેલો પ્રબોધ ખસ્યો, પાછળ ખસ્યો. ખસતાં ખસતાં પેલા અમલદારની યુવાન પુત્રીની પડખે પહોંચી ગયો.

આ નાટક બંને પિતાપુત્રી જોતાં હતાં–માનવને સહજ એવી રમૂજની વૃત્તિથી જોતાં જોતાં ખુશ થતાં હતાં. પરંતુ એ સર્કસ ખેલાતું ખેલાતું પોતાની પડખે આવી થંભ્યું છે એમ નિહાળીને એ યુવતી બધો વિનોદ ભૂલી ગઈ. તે ભયની મારી બે ડગ હઠી ગઈ. પણ તેટલામાં તો પ્રબોધે ત્રણ ડગલાં ભર્યાં. તે તેની પૂંઠે પહોંચી ગયો અને તેના મુખમાંથી કરુણા અને આર્જવ યાચતો આર્તરવ નીકળ્યો:

"બચાવો બહેન! બચાવો!"

બસ, આ વ્યક્તિ તેને કનડવા નથી આવી પણ શરણ માગવા આવી છે એનો ખ્યાલ આવતાંજ એ યુવતીનો ભય ભાગી ગયો. તે શૂરી ક્ષત્રિયાણીની જેવી છાતી કાઢીને આગળ આવી, બે ડગ આગળ આવી, અટકી રહીને ઘુમરડી ખાતા વંટોળ જેવા બંનેને–મણિલાલ રામલાલને ડરાવવા મંડી.

"ખબરદાર! એક ડગ આગળ વધ્યા છો તો."

એ ડરામણીનો કોમળ છતાં કડકડતો અવાજ આખા ડબ્બામાં અને પ્લેટફોર્મ પર ગાજી રહ્યો. પકડ–દોડની શરત જોતું ટોળું રમતગમતના આ બીજા તબક્કાએ વધુ આનંદિત થયું. તે ગેલમાં આવ્યું. જાણે કે કોઈ નાટકના રોમાંચક પ્રસંગે તાળી તથા સીટીથી પ્રેક્ષકો નાટક–ઘર ગજાવવા લાગ્યાં. 'સાબાશ સાબાશ' ના હર્ષનાદો નટ–વર્ગને પ્રોત્સાહન દેવા મંડ્યા. રંગમંચ ઉપર હવે નટીનો પ્રવેશ શરૂ થયો હતો. સાધારણ નાટકમાં તો કોઈક અબળાને સબળ પુરૂષ બચાવે છે, પરંતુ આ પ્રવેશમાં અનુક્રમ ઊલટો હતો. શરણાગત હતો પુરૂષ અને વહારે ચડી હતી શૂરવીર ક્ષત્રિયાણી. એના

હાથમાં ખંજર ન હતું, કેડે કટારી ન હતી, પીઠ પર ચોટલો છૂટો ન હતો, છાતી પર બખ્તર ન હતું, અને દેહકાઠીએ તો એ નાજુક લતંગિકા હતી, લાવણ્યમયી લલનાજ હતી, છતાં અત્યારે તે બે પઠ્ઠા પંડાઓને ડારતી, પડકારતી ઊભી હતી.

રામલાલ અને મણિલાલ થંભી ઊભા. ગતિ અને વેગ બંધ પડતાં તેમનું જોમ પણ ઓસર્યું હતું, તેથી તેઓ નરમ ઘેંસ જેવા થઈ ગયેલા દેખાયા.

"બાઈ સાહેબ! માફ કરો, ખમ્મા કરો, પણ અમને અમારૂં માણસ સોંપો."

"તમારૂં માણસ! મૂરખ! આ નવયુગમાં તો અબળા ગણાતી નારી પણ કોઇનું માણસ નથી, અને આ મરદ જેવો યુવાન તે તમારૂં માણસ! એ તમારો ગુલામ છે?"

"ના બાઈ સાહેબ! ગુલામ તો અમે. એ તો અમારા માલિક. અમે તો એના પગનાં ખાસડાં ને એ તો અમારા માથાના મુગટ."

આ ઉપમાઓ સાંભળી અત્યારલગી ચૂપ બેઠેલા સાહેબે મૌન તોડયું.

"મુગટ! મુગટ! માથાના મુગટ! આ નાળિયેરના ડોયા પર મુગટ થઇને બેસવા કરતાં તો બહેતર છે કે ચાડિયાના શિરે પાઘડો થવું."

"ખરી વાત છે સાહેબ! એટલેજ તો હું એમનાથી ભાગ્યો છું." પ્રબોધે સાહેબને નમસ્કાર કરી કહ્યું. તે આ નવા શરણથી હવે સ્વસ્થ થયો હતો.

"કોણ છે એ બંને?"

"મારા હિતસ્વી હોવાનો દાવો કરતા બે બંધુઓ."

"હિતસ્વી બંધુઓ! તે એ કયું હિત કરવા નીકળી પડયા છે? તને પકડી જઇને કાશીની ગુજરીમાં એમને લીલામ કરવો છે કે શું?"

"તમારો અંદાજ સાચો છે સાહેબ. ફરક ફક્ત છે સ્થળમાં—કાશીમાં નહિ પણ મુંબઇમાં."

પ્રબોધને આવું આવું બોલતો જોઈ રામલાલ ને મણિલાલ અચંબો પામ્યા. સાચેજ શું પ્રબોધ પાગલ થયો છે? આ સાહેબ ને સાહેબાને તે કેવી રીતે સમજાવવું! બંને વિચાર કરવા લાગ્યા. એકમેકની સામે જોવા લાગ્યા.

એમને ગુંચવાએલા જોઇ પ્રબોધ હસવા લાગ્યો. એ હાસ્ય વગર બોલ્યે ભાખી રહ્યું હતું, લ્યો, લેતા જાવ. મને બનાવતા આવ્યા હવે તમે બનો. "શાંતિધામ"માં લાગણીનાં પૂર રેલાવી, મારી વેદના જોઇ જાતે પોતે વેદનાવ્યાકુળ થયા હતા એવો ઢોંગ કરી ઠીક છેતરપીંડી કરી છે. પણ એ વિદૂષકના પ્રવેશોનો હવે અંત આવે છે. તમારૂં નાટક હવે તમારોજ ભવાડો ઉઘાડો પાડશે.'

ગાડી ઊપડવાને હવે પાંચજ મિનિટ બાકી રહી. રામલાલ ને મણિલાલ અકળાવા લાગ્યા. તેમની તરતબુદ્ધિએ પણ દગો દીધો. પ્રબોધને પકડી જવાનો એકે રસ્તો ઉઘાડો ન દેખાયો.

તેમને વિચાર આવવા લાગ્યા. દયાશંકર પૂછશે, 'અલ્યાઓ! બહુ ઓાંસ મારી ગયા હતા તો લાવો મારો પ્રબોધ!' તેમને શું કહીશું? તેમને તો કોઈ સાહેબે છીનવી લીધો એ કહેતાં જીભ કેમ ઊપડશે? પ્રબોધ જેવું રત્ન સરકારના અમલદાર લૂંટી જાય? હાય, તે કરતાં તો તે અગ્નિ-દળના ડાયરામાં રહ્યું હોત તે ઠીક હતું. ગમે તેમ તોયે ત્યારે તે દેશનો રહેત; પણ હવે? હવે તો તેનું સરકાર ભણીની વફાદારી ભર્યું કુટુંબ-લોહી ફરી જોરમાં આવશે. અમલદારની ઓથ અને સાથમાં તે દેશ ભૂલશે અને થશે પરદેશનો, પરદેશીઓનો, પરધર્મીઓનો તે થશે કુહાડાનો હાથો, ઘાણીનો બળદિયો, કરવતની કાકર. હાય! આ શું થયું!

દયાશંકર તો નરવીર છે, અનેક ઘા સહી ચૂકેલા ભડવીર છે. તે તો કદાચ હરીચ્છા બોલી ગણ્યું ભૂલ્યું કરશે પણ સાવિત્રી ? સ્નેહની સરિતા–પાણીપોચી–માખણ જેવા મનની – તેમાં તો એક નાનકડી સોય પણ છિદ્રો પાડે, રક્તની ફુવારી ફોડે. એને શું કહીશું ? કયે મ્હોડે કહીશું કે બ્હેન તારા પ્રબોધને, બીજી કોઈ બહેને ઝૂંટવી લીધો ! એક સ્ત્રીનું હોઠે આવેલું સ્નેહપાત્ર બીજી સ્ત્રી ખૂંચવી લે, એ પ્રથમ સ્ત્રી માટે જીવલેણ ફટકો છે. પોતાની અવિરત ઉપાસના કરાવવા સરસ્વતી દેવી કોઈનું પ્રેમ–ભાજન ચોરી લે તે ખમી શકાય, પોતાની બેડીઓ તોડાવવા ભારતમાતા એવી ચોરી કરે ત્યારે દુભાતા દિલે પણ ગૌરવ અનુભવાય, પરંતુ આ તો એક મૃગલોચનીની ચોરી હતી, માયાવિનીની લૂંટ હતી, સરકારના પગારખાઉ જાસૂસની શાહુચોરી હતીઃ એ કેમ સહ્યું જાય?

"સાહેબ ! અમને અમારૂં માણસ આપી દો !" બાળકભાવે કાલાવાલા કરતો હોય તેમ રામલાલ બોલ્યો.

"જા, જા, માણસવાળા !" સાહેબપુત્રી કાંઈક ગુસ્સાથી બોલી અને વાક્યાંતે પ્રબોધ તરફ જાણે માલકીભાવે જોવા લાગી.

"તો પછી અમે સત્યાગ્રહ કરીશું."

મણિલાલે દમ ભીડાવવા પ્રયત્ન કર્યો, પરંતુ તે ફોગટ ગયો, કારણકે સાહેબ પોતાને અને પ્રેક્ષકોને ખડખડાટ હસાવતા બોલ્યાઃ "એ સત્યાગ્રહથી ડરે તે તમારા ગાંધી. એવી બૂઠી કામઠીથી કોને ડરાવો છો ?"

"સાહેબ ! ખરૂં કહીએ છીએ હં ! અમે અહીં માથું ફોડીશું. અમારૂં લોહી તમારા બંને પર છાંટીશું." રામલાલનો નાટકી સ્વભાવ ફરી ખીલવા લાગ્યો.

"હા, હા, હા, છાંટો ! પંડાજી, છાંટો ! લોહીનાં કંકુ છાંટો, કંકુના થાપા મારો !" પ્રેક્ષકોમાંથી અવાજ આવ્યો.

"એ વારા વહી ગયા મારા ભાઇ ! ત્રાગાં ને કિસાદાં કરશો

તો મરશો તમે, ને નહિ મરો તો આપઘાતના અપરાધ બદલ જશો કારાવાસમાં.''

સાહેબની આવી બેફીકર વાણી સાંભળી રામલાલ–મણિલાલ ફરી શાંત થયા તે પ્રેક્ષકવર્ગને ન રૂચ્યું. ગાડી ઊપડવાને તો હજુ ચાર મિનિટ બાકી હતી. તેટલામાં નાટકના બે ચાર દૃશ્યો ભજવી શકાય, એટલે આમ વગર પૈસાના નાટક પર અચાનક પડદો પડે છે કે શું એ ભયે તેઓ બૂમ પાડી ઊઠ્યા.

"થવા દો, લાલા! થવા દો. કેમ દમી ગયા? કંઈ નહિ તો ઉપસંહારમાં કુસ્તી થવા દો, બાથંબાથી થવા દો."

પ્રેક્ષકોની તાળીથી પ્રોત્સાહન પામીને નાટક આગળ વધારવા માટેજ જાણે હોયની તેમ પ્રબોધ આગળ આવ્યો. હવે તે પૂર જોમમાં હતો. ઘડી પહેલાં પોટલા પેઠે પડી રહેલું ઢીલું શરીર અત્યારે ટટાર હતું, આઠે અંગે ટટાર હતું, તાડ જેવું ટટાર હતું. અને એના પર માથું હતું તેય ઊંચું; પત્રભારે ઝૂકી જતા આંબા-આંબલીના ઘટાટોપ જેવું નહિ પણ અલ્પભારે તારાઓ સાથે ત્રાટક માંડતી તાડની પાઘડી જેવું.

"ભાઈઓ! સાંભળો. આ તે શી બળજબરી? અંગ્રેજોનું રાજ તો હજુ સલામત છે. સ્વરાજ તો હજુ દરિયામાં ડૂબકાં ખાય છે. એમાંથી હજી એક મૂઠી મીઠું તો કાંઠે લવાયું નથી ત્યાં આ શી શિરજોરી? મારીને મુસલમાન બનાવવાના વારા તો વહી ગયા છે, મારા ભાઈઓ! છતાં કંઈ જબરદસ્તી, કંઇ જબરદસ્તી! આ બે જણ મને સત્યાગ્રહી કરવા લઈ જાય છે. હિંસા કરવી પડે તો તે કરીનેય આ લોકો મને અહિંસાની કંઠી બાંધવા કહે છે. એ બંને છે સત્યાગ્રહ મંદિરના મહાદેવના પોઠિયા. હું એની પીઠ પર ન બેઠો એટલે હવે શીંગડે ચડાવવા નીકળ્યા છે!

"સાંભળો, હું તમારી બધાની શાખે કહું છું કે મારે સત્યાગ્રહી નથી થવું. સત્ય, ધર્મ, પ્રેમ એ બધાં હવે મને લોકોને છેતરવાનાં

ઓછાં લાગે છે. મારે એ સત્યાગ્રહ—ના ના છલાગ્રહમાં નથી જવું, નથી જવું, નથી જવું.

" મારા પિતા મોટા અમલદાર હતા, સરકારના વફાદાર નોકર હતા. મેં એ માર્ગ—સ્વધર્મ છોડી ભયાવહ પરધર્મ પકડ્યો હતો. એ પકડવાથી હું પછડાયો છું. તેથી મારી ભૂલ ભાગી છે. કરેલી ભૂલનું હું એવડું પ્રાયશ્ચિત્ત કરીશ. સરકારની સેવા કરી ઋણમુક્ત થઇશ.

" ઇત્યોમ્. મારા જીવન—નાટકના બીજા અંક પર પડદો પડે છે. સલામ છે, સાહેબો ! ત્રીજો અંક જોવો હોય તો આવજો મુંબઇમાં."

આવડું લાંબું ભાષણ કરી પ્રબોધ બેસી ગયો, અને તરત વગર પૈસાના નાટક પર પડદો પડ્યો. એનીજ વાટ જોઇ રહી હોયની એમ ગાડી ઉપડી ચૂકી. પ્રથમ ઉપડ્યા એન્જિનના સંચા, પછી ઉપડ્યાં ગાડીનાં પૈડાં, પૈડાં પરના ડબ્બા અને સાથે ગાડી ને ગાડીના ઉતારૂઓ. એ જોઇ હેલકરીઓ ઘેર જવા, ટાંગાઓ શહેરમાં જવા, સ્ટેશનના અમલદારો ચા પાણી કરવા ઉપડ્યા. બધાજ ઉપડ્યા પણ ન ઉપડ્યા પ્રબોધ અને રામલાલ મણિલાલ વચ્ચેના પડદા. તે તો વધારે પડતા હતા. પડીને દીવાલ જેવા સ્થિર થતા હતા, પહાડ જેવા પહોળા થતા હતા. તેનાથી ઠેલાતો ઠેલાતો પ્રબોધ જીવનના દૂર દૂરના છેડે પહોંચી ગયો.



## પ્રકરણ ૧૦ . . . . નાટકનો છેલ્લો પ્રવેશ



" હેં ! અલ્યા રામલાલ !"

" હા, ભાઇ મણિલાલ."

" આપણે હાર્યાં ? "

" હા, આપણે હાર્યાં. "

"સાહેબ લોક જીત્યા ?"

"હા, ભાઇ જીત્યા !"

"પ્રબોધભાઇ તો ગયા."

"હા ગયા, ખોવાઇ ગયા !"

નિરાશ થઈ એક ખૂણામાં બેઠેલા રામલાલ ને મણિલાલ આવા આવા ઉદ્દગારો કાઢયે જતા. એ બોલતાં બોલતાં તે ઘડીમાં કાનની બૂટ પકડતા, ઘડીમાં નાકનું ટેરવું. એક જણે જો હડપચી હાથ પર ટેકવી તો બીજાએ હાથ કપાળે ટેકવ્યોજ જાણો. સાથે તેમના ચાળા ચસકા, અમળાટ ને મરડાટ, અંગભંગી અને ભાવભંગી તાલ આપતી રહેતી. એ જોઇ સાહેબપુત્રી તો પેટ પકડી હસતી. સાહેબ પણ મૂછમાં મલકાતા. અને પ્રબોધ? તે બિચારા જેવો લજ્જાનો માર્યો મુખ છુપાવી દેતો.

અંતે સાહેબને લાગ્યું કે હવે તો હદ થાય છે. તે ગર્જી ઊઠયાઃ "અલ્યાઓ, છાના મરો છો કે સાંકળ ખેચું ?"

"ખેંચો સાહેબ !"

"સાહેબ, અમેજ ખેંચીએ !"

"ના ખેંચાય તો બંને જણા ટીંગાઇ પડીએ !"

"ઓ ! ઉલ્લુના સરદારો ! બહુ ટોંગે ચઢયા છો કે ?" સાહેબ તડૂકયા.

"હા સાહેબ !"

બંને એ બે શબ્દો એટલી તો ટાવકાઇથી બોલ્યા કે સાહેબ–પુત્રીના મુખમાંથી હાસ્ય છલકયું.

"યાદ રાખો, સુવ્વર..." સાહેબે ધમકાવવું શરૂ કર્યું.

"હા, સાહેબ સુવ્વર."

"ના ના, સુવ્વર આપણે, સાહેબ નહિ."

"હા આપણે."

"સ્ટેશન આવવાની વાર છે." સાહેબની અટકેલી ધમકી એક

ડગ ચાલી ફરી અટકી.

"હા સાહેબ, સ્ટેશન આવવાની જ વાર છે."

"ત્રીજા વર્ગની ટીકિટે બીજા વર્ગમાં આવ્યા છો ને? પકડાવી દઈશ." સાહેબે ધમકી પૂરી કરી.

"હા સાહેબ, પકડાવી દેજો. એક નહિ પણ ત્રણ ત્રણ જણાને પકડાવી દેજો."

એવું થાય તો ગંગા નાહ્યા, એવો ભાવ આ વિદૂષકોના મ્હોં પર ફૂટ્યો. કારણ, તો તો પ્રબોધ પણ પકડાય અને આ સાહેબની છાયામાંથી છૂટે. પછી તો તેઓ છે ને તે છે. અત્યાર લગી ઉદાસ રહેલા ચહેરા આ વિચારે પ્રફુલ્લ બન્યા. એ પ્રફુલ્લ–ભાવનું કારણ ચતુર સાહેબ–પુત્રી સમજી ગઈ. તે બોલી—આ મશ્કરાનો ચેપ લાગેલો હોવાથી ગમ્મતના સૂરમાંજ બોલી:

"મૂરખાઓ! ત્રીજો તો નહિ પકડાય."

"કેમ નહિ પકડાય?"

"અમે કહીશું કે એ તો અમારા જમાઈ બાબુ છે."

વિનોદના આવેગમાં બોલતાં તો બોલાઈ ગયું પણ પછી તે શરમાઈ ગઈ, કારણકે તે બોલી રહી કે તરતજ સાહેબે અને પ્રબોધે તેના તરફ પ્રશ્નપૂર્ણ દૃષ્ટિ ફેંકી.

"તો અમે કહીશું કે સાહેબ! એ વર છે તો અમે અણવર!"

સાહેબ–પુત્રીએ મૌનનેજ ઇષ્ટ માન્યું. તે બોલે પણ શું? તે પોતેજ પોતાના વિનોદની શિકાર બની હતી. એને મહાત થયેલી જોઈ વિદૂષક–બંધુઓ પણ વિનોદને વધુ વાયરે ચડ્યા.

થોડી વારે સ્ટેશન આવ્યું અને સાહેબે ગાર્ડને બોલાવી આ બે બલાને બહાર કઢાવી.



# પ્રકરણ ૧૧ . . . . . પ્રબોધ પલટાયો



હવે વધુ ઢોંગ કરીશું તો અપમાન થશે એમ સમજી ગયેલા મણિલાલ અને રામલાલ ચુપચાપ ત્રીજા વર્ગમાં બેસી ગયા. તેમના સારા નસીબે આ બીજા વર્ગના ડબ્બાની બાજુમાંજ તે મળી ગયો. બંનેએ બંને બાજુની છેલ્લી બારીએથી સાહેબના ડબ્બા પર નિગાહ રાખી.

ગાડી ઊપડી અને સાહેબના ડબ્બામાં ત્રણે જણે છૂટકારાનો દમ ખેંચ્યો. ત્રણે સ્વસ્થ થયાં. પિતા ક્રોધમાંથી, પુત્રી લજ્જામાંથી અને પ્રબોધ ચિંતામાંથી મુક્ત થયાં.

"પ્રબોધચંદ્ર, તમારૂં નામ એજ છે ને?" સાહેબે સહજ વાર્તાલાપ આરંભ્યો.

"હા જી."

"મેં તમને ક્યાંક જોયા લાગે છે અને તે પણ ઘણી વાર."

"મને પણ આભાસ થાય છે કે તમારો ચહેરો પરિચિત છે." પ્રબોધે સાહેબ ભણી ટીકી ટીકીને જોતાં કહ્યું.

"તમારૂં આખું નામ શું?"

"પ્રબોધચંદ્ર પ્રભાકર પંડિત"

"પ્રભાકર પંડિત! હું, પણ વતન?"

"મૂળ વતન તો ગુજરાત પણ જન્મસ્થાન ગોરખપુર."

"ત્યારે તમે પંડિત પ્રભાકર વિશ્વનાથના પુત્ર?"

"હાજી. ઠીક વર્તી કાઢ્યું."

"ના વર્તું? પ્રભાકર તો મારો સગો ભાઈ હતો, ભાઈ. ગોરખપુરમાં તે હતો તો મારો ઉપરી, તે છતાં મારા પર તેનો નાના ભાઈ જેટલો પ્રેમ. આશા! ઓળખ્યાને એ પ્રભાકર દાદાને?"

"ના, ક્યા?" આશાએ ટૂંકો જ જવાબ આપ્યો. તેના

ચહેરા પરથી જણાતું હતું કે તે કોઈ બીજો જ વિચાર કરી રહી છે.

"પેલા મારા ટેબલ પર જેની છબી રાખું છે તે."

"એમ? તો તો ઓળખ્યા. પંડિત દાદાને તો આ પળે ઓળખ્યા, પરંતુ પંડિતપુત્રને તો ક્યારની ઓળખી ગઈ છું." આશા મંદ મંદ સ્મિત વેરતી, પોતાના લાલ હોઠને એ સ્મિતે વધુ લાલ બનાવતી, સુંદર ચહેરાને વધુ શોભાવતી, હંસની સમી ડોકને મોરની જેમ ઊંચી કરતી બોલી.

"કઈ રીતે?"

"પંડિત પ્રબોધચંદ્ર પ્રભાકરને અમારા વિશ્વવિદ્યાલયમાં નામ માત્રથી બધા ઓળખે છે."

"કારણ?" પિતાની જિજ્ઞાસા વધતી હતી અને પ્રબોધના મુખે વિનયની લજ્જાના શેરડા પડતા હતા.

"૧૯૩૫ માં બી. એ. માં એ પ્રથમ હતા."

"તે દર વર્ષે એક જણ પ્રથમ આવતુંજ હશે. એમાં એણે કયો ગઢ માર્યો હતો કે પાંચ પાંચ વર્ષ વીત્યાં છે છતાં હજુ બધા એને સ્મરે છે?"

"પિતાજી! કેવળ સ્મરણ જ કરતા નથી પણ આદર્શ પેઠે પૂજે છે. સંસ્કૃત અને ગણિત એના વિષય હતા. અને બંનેમાં એણે સોએ સો ટકા ગુણ મેળવેલા."

"વાહ, શાબાશ! જેવો બાપ હતો તેવોજ બલ્કે તેથી સવાયો નીકળ્યો છે. મારાં અભિનંદન, પ્રબોધ!" પ્રબોધની પાસે જઈ પડખે બેસી સાહેબે તેની પીઠ થાબડી. પ્રબોધ નીચે મુખે પોતાની પ્રશસ્તિ સાંભળી રહ્યો.

"અભિનંદન આજે, પાંચ વર્ષ પછી!" આશ્ચર્ય વ્યક્ત કરી આશાએ પિતાને મીઠો ઠપકો આપ્યો. પછી પિતાને ટોણો માર્યો તેથી પ્રબોધ પ્રસન્ન થયો છે કે નહિ તેની ખાતરી કરવા તેની આંખે પ્રબોધની આંખો ખોળી. તે નીચે ઢળી હતી. નમણી આંખે

ને પગના નખે પ્રબોધ જાણે ભોંય ખોતરતો હતો.

"બેટા! એમાં કંઈ વાંક નથી. હું ને પ્રબોધના પિતા મારી બદલી થતાં છૂટા પડ્યા તે પાછા મળ્યાજ નથી. મેં બહુયે તપાસ કરાવી હતી છતાં પ્રબોધનો પત્તો નહોતો મળ્યો. તું તો મોડાં અભિનંદન માટે નાનો ઠપકો આપે છે પરંતુ ખરી રીતે તો હું બીજા એક કારણે મોટા ઠપકાને પાત્ર છું."

"કયા કારણે?" પ્રબોધની આંખનો આનંદ જોવા ન મળ્યો એટલે આશાની આંખો પિતાજીની આંખ તરફ વળી. તેમાં તેણે આંસુનાં ટીપાં જોયાં. એ જોઈ એની જિજ્ઞાસા ઉત્કટ બની.

"બહેન! પ્રબોધને દિલાસો તથા દિલસોજી આપવી પણ રહી ગયેલી છે."

"તો શું પ્રભાકર દાદા હયાત નથી?" આશાના પ્રશ્નના શબ્દે શબ્દે, શબ્દની શ્રુતિએ શ્રુતિએ સહાનુભૂતિ ઊભરાતી હતી.

"ના બહેન! કેવળ દાદાજ નહિ પણ પ્રબોધનાં તો આજે કોઈ નથી. બધાં મરી પરવાર્યાં છે." સાહેબ ખૂબ ગળગળા થઈ ગયા. પ્રબોધની આંખમાંથી ડળક ડળક આંસુ ઢળવા લાગ્યાં.

"પ્રબોધચંદ્ર!" પાસે આવી એક હાથ તેના ખભે મૂકી ને બીજા હાથે હડપચી ઊંચકી મુખ ઊંચું કરી આશા પ્રબોધને કહેવા લાગી: "શોક ન કરો. બીજાં કોઈ નથી પણ અમે તો છીએજ."

આશા પ્રબોધના ચહેરા ઉપર પોતાની દૃષ્ટિનું અમી વર્ષાવી રહી. એણે જોયું કે એ ચહેરા પર પ્રતિભાની છટા છે, સંસ્કારનું તેજ છે, સૌંદર્યની છાપ છે, યુવાનીનું ઓજસ છે. ત્રાહિત પ્રેક્ષક કદી નહિ માને કે મોગલસરાઈ સ્ટેશને ગભરાએલા હરણના જેવો હતો તેજ આ પ્રબોધચંદ્ર.

આશાની મીઠી સહાનુભૂતિનો જવાબ પ્રબોધે 'આભાર'ના ત્રણ અક્ષરોમાં પતાવ્યો.

વાતાવરણની વેરી છાયા ફેરવવા તરતજ ચતુર સાહેબે નવી વાત ઉપાડીઃ

"પ્રબોધચંદ્ર, હાલ ક્યાં રહે છે ?"

"નક્કી કોઇ સ્થળે નહિ."

"અત્યારે જાય છે ક્યાં ?"

"તેય નક્કી નથી."

"પાસ થયા પછી આજ લગી શું કરતો હતો ?"

"શું કરતો હતો તે યાદ કરવાનો કંઇ અર્થ નથી. એના પર હમણાંજ પડદો પડ્યો તે જોયું તો છે. એ પૂર્ણાહુતિ ઉપરથી છેલ્લાં પાંચે વરસનો તમને ખ્યાલ નથી આવતો ?"

"આવે છે. ગઇ ગૂજરી ભલે વિસરાતી. પરંતુ હવે શું ?"

"હવે તો પાસ થયો ત્યારે હતો તેવો બેકાર થયો છું. એટલે જોઇશ, કંઇ કામ મળે તો."

"તને કેવું કામ ગમે ?"

"આ બેકારી અને મંદીના વખતમાં ગમા ને અણગમાને તો ગૌણ ગણવો પડશે."

"પ્રબોધ ! એવું માંદું માંદું ના બોલ. મંદી છે પણ તે તારા જેવા તેજસ્વી યુવાન માટે નથી. બેકારી હશે પરંતુ તે પ્રભાકર પંડિતના પુત્ર માટે નથી. એના માટે તો સરકારી અને અર્ધસરકારી બધાં ખાતાં ખુલ્લાં છે. અને નહિ હોય તો આ સર બળદેવસીંગની લાગવગ ખુલ્લાં કરશે. માટે બોલ તને કેવી નોકરી ગમે ?"

"મારાં ગયાં પાંચ વર્ષ, એ પાંચ વર્ષનાં પરાક્રમો–સેવા અને સંગ્રામનાં કરતૂકો–સરકારી નોકરી માટે આડે નહિ આવે ?"

"નહિ આવે, બલ્કે એ પાંચ વર્ષ–એ ભૂતકાળ તો તને જે માગીશ તે નોકરી અપાવશે. સત્યાગ્રહની પંથા ખોટી છે, ભૂલભરી છે એ સાબીત કરવા તારા જેવાનું આ નવું જીવન એક મોટામાં મોટી દલીલ થશે. સરકાર તેને ગઇ ગૂજરીની ગોદડીઓ ચૂંથીને

નહિ ગુમાવે. તે તને તો વધાવી લેશે. વળી તારા પિતાની અખંડ વફાદારી અને તારા પરનું મારૂં છાયાછત્ર એ એક સદર પરવાનાની ચીઠ્ઠી છે તે ભૂલ ના. માટે કહે, તને કેવું કાર્ય પસંદ પડે ?"

"મને તો એવું કામ ગમે કે જેમાં રૂવાં ખડાં કરે તેવું હોય, જેમાં સાહસ અને સનસનાટી હોય, સકલને સ્તબ્ધ કરી દે એવી જવાંમર્દી હોય, જોખમ હોય, જનવાસ, વનવાસ, ગુપ્તવાસ અને સંન્યાસ સ્વીકારવો પડે, છોડવો પડે ને છોડાવવો પડે."

"સાબાશ, યુવાન ! સાબાશ ! તારી આકાંક્ષા એક સાચા યુવકની છે. શૌર્ય ને શક્તિ, ક્ષમતા ને શાંતિનું જીવન જીવવાનો તારો આદર્શ પાર પડો. તારૂં કુલ અને હું તારો વડીલ—બંનેને તું ઉજાળીશ એવી મને ખાતરી થાય છે." સર બળદેવસીંગનો ચહેરો ખીલી ઊઠયો. તેમને લાગ્યું કે પ્રબોધ પોતાનું જ પુત્રરત્ન છે અને તે સાંપડતાં પોતે ધન્ય થયા છે.

પિતાજી આનંદના ઉદ્રેકમાં ચૂપ થયા એટલે અત્યારસુધી ચૂપ રહેલી આશાની વાચા ઊઘડી.

"વાહ, પ્રબોધચંદ્ર ! તમે તો લડાઇમાં ભરતી થવાના હો એવી વાતો કરો છો."

"આશાદેવી ! અમને ગુજરાતીઓને એ ભરતીમાં નથી નોંધતા."

"કારણ ?"

"ખરૂં કારણ તો કોણ જાણે ? પરંતુ કદાચ સરકાર માને છે કે ગુજરાતી તો ભાતખાઉ, મોજીલા; જેવી પોચી ગુજરાતની ધરતી, તેવીજ પોચી ગુજરાતીની શક્તિ."

"સાવ જૂઠું. વનરાજ ને સિદ્ધરાજના પુત્રો પોચા હોયજ નહિ. હુંય ઇતિહાસની એમ. એ. છું. તેથી ઇતિહાસ શું કહે છે તે જાણું છું. તે કહે છે કે સિસોદિયા શિવાજી ને ગુરખાનાં મૂળ બીજ ગૂજરાતનાં છે. હવે કહો, આ હિંદમાં પ્રતાપ અને શિવાજીથી વધારે શૂરવીર કોણ થઇ ગયું છે ! એ બેનાં શૌર્ય જે મૂળ રક્તમાંથી

પ્રસર્યાં તેજ રક્તથી પોષાએલા ગુજરાતીઓને બાયલા કહેવા એ એક ધૃષ્ટતા છે, બુદ્ધિની ભ્રષ્ટતા છે."

આશાનું લાંબુ ભાષણ તેના પિતા અને પ્રબોધ બંનેને ખૂબ ગમ્યું. બીજા કોઈ કારણે ભલે નહિ પણ આશાદેવી જેવીની ઇતિહાસ–દૃષ્ટિને સાચી ઠેરવવા ખાતરે ગૂજરાતે શૌર્ય અને સાહસ ખીલવવાં જોઇએ–સત્ય, અમારિ, અહિંસા વગેરેનાં લપડાં છોડી નિર્ભેળ શૂરાતનનાં ધાવણ ધાવવાં જોઇએ, એવું પ્રબોધ વિચારી રહ્યો.

"પ્રબોધચંદ્ર! મને લાગે છે કે તમે મુંબઇના પોલિસના વડા પાસે પહોંચો. તેના ખાતામાં તમારા બરનું બાહોશી અને ચાલાકીનું, બળ અને બુદ્ધિ બંનેનું ભેગું કામ મળી આવશે."

"હા જી જઈશ."

"હું તમને એક ભલામણપત્ર લખી આપીશ."

"હા, આપજો."

"પ્રબોધચંદ્રની વિદ્યા અને વીરતા ઓછી ભલામણ છે કે તમારે ચિઠ્ઠી લખવી પડશે પપ્પા? ચિઠ્ઠી લઇને જાય સાધારણ ઉમેદવારો. એમના જેવા અસાધારણ શક્તિધરો નહિ."

આ પ્રશંસા પાછળ રહેલાં સહૃદય આદર ને લાગણીને પોતે ઓળખે છે એમ પ્રબોધે એક મીઠા સ્મિતથી દર્શાવ્યું.

ગાડી દોડચે જતી હતી. કાશી અને કોશલની ફળદ્રુપ ભૂમિમાંથી, ધનધાન્યે ઉભરાતાં ખેતરો–ફલફૂલે લચકાતાં વૃક્ષો અને ગાય–ભેંસોથી ભરપૂર ગામડાંઓમાંથી ગાડી ચાલી જતી હતી. સ્ટેશને સ્ટેશને તે થોભતી, પાણી પીતી–પાડા પરની પાંચ પાંચ પખાલ જેવડું પેટ ભરીને પીતી. કોયલા ભૂકતી–એક એક કોળિયે કોડી કોડી ભૂકતી. વરાળ ઓકતી–વંચર યુગની, ધુમાડો વમન કરતી –ભયંકર રાક્ષસી પેઠે ઓકતી તે ચાલી જતી હતી. દિવસે જતી હતી, રાત્રે જતી હતી, ઘડીએ જતી હતી ને પહોરે જતી હતી.

અને કલાકે કલાકે તે મુંબઈ પાસે પહોંચતી જતી હતી. નદીઓ ઓળંગતી, વનો વીંધતી, ડુંગરો કોરતી કોઈ કાળી નાગણી, કોઈ માથે સળગતી સગડીવાળી યંત્રી—ના ના જોગણ ડાકણનું લંગર મુંબઈની દિશામાં ઘસડાતું જતું હતું.

જ્યાં ધોળે દિવસે અંધારાં ઊતરે છે ને કાળી રાતે અજવાળાં ઊભરે છે, જ્યાં કરોડોની ચોરી ને સોયનાં દાન થાય છે ને મળે છે કોડીની ચોરી માટે કારાગારમાં સ્થાન, જ્યાં પૈસાની પૂજા થાય છે પણ તેના પેદા કરનારને પાદાઘાત, જ્યાં દેવાળિયા મોટરમાં ફરે છે પણ આબરૂદારો દરિયે ડૂબે છે: એવા મુંબઈમાં મુંબઈમેલે પ્રવેશ કર્યો.



## પ્રકરણ ૧૨ . . . . . બોરીબંદર પર



દયાશંકર પ્રબોધને તેડવા આવ્યા નહોતા. રામલાલ અને મણિલાલને તેડાગર કરી મોકલ્યા પછી વિચાર કરતાં તેમને લાગ્યું હતું કે એ ઠીક નહોતું થયું. દૌહિત્રીના આળા હૃદયના તીવ્ર આવેગોના વહેણમાં પોતે તણાયા હતા પરંતુ તેના જેવા વિચારશીલ ને ઠરેલ વૃદ્ધે પોતાના સારાસારવિવેકને ઊર્મિલતાની ભરતીની અસર તળે શિથિલ થવા દીધો એ ભૂલ હતી. પ્રબોધ જો સાચેજ હિંસાપંથનો, રક્તરંગી કુરબાનીનો પુજારી થયો હોય તો તેને મુંબઈ લાવવામાં જોખમ હતું. તે આપ્તજનોને પણ જોખમમાં ઊતારશે, સરકારના ખોફના ખપ્પરમાં ખેંચશે એ ભય તેમને ડરાવતો ન હતો પરંતુ તેમને ચિંતા હતી સત્યાગ્રહની લડાઈની. રખેને પ્રબોધ તેને બટ્ટો લગાડે, નિષ્કલંક પ્રેમ—આગ્રહમાં વેરઝેરના છાંટા ઉડાડે ત્યારે દયાશંકરને દરિયે ડૂબવું પડે. અરે! ડૂબ્યે કર્યેય કાળી ટીલી નહિ ફીટે. પોતે સત્યાગ્રહમાં ન હોત, કે કોઈ ત્રાહિત નાગરિક હોત તો

દૌહિત્રીના પ્રેમ ખાતર સિદ્ધાંતના ખૂન માટે આંખમિંચામણાં કરત અને જે પરિણામ – ભયંકર અગર નામોશીભર્યું પરિણામ આવત તે ખમી લેત; પરંતુ પોતે તો લડાઇના સેનાપતિ હતા—સાચે સાચ એ ઓદ્ધા પર ન હતા પરંતુ વસ્તુતઃ શહેરના સંગ્રામનાં દોર અને દોરવણી તેમના હાથમાં હતાંજ—એટલે તેમનાથી હિંસાવાદીને આશરો કેમ અપાય ? તેમનો તો ધર્મ હતો, સાચી ફરજ હતી કે પ્રબોધે અન્ય પંથા પકડી છે તેને ને પોતાને હવે કોઇ સંબંધ નથી એવું જાહેર કરવું, પ્રજામાં, છાપામાં ને સરકારમાં નિવેદન કરવું. જરૂર પડચે એ કરવાની શક્તિ પ્રભુ તેમને આપો, દૌહિત્રીપ્રેમના કરતાં દેશપ્રેમને મોટો માનવાની કડોરતા તેમનામાં ઊતરો એવી પ્રાર્થના તે ઘડીએ ને પળે કરતા રહેતા.

એ બધો વખત એકજ વાત તેમને આશ્વાસનરૂપ હતી. તેમને વિશ્વાસ હતો કે ગમે તેવો હશે પણ પ્રબોધ સદ્‌ગૃહસ્થ છે, શિષ્ટ ખાનદાનનું ફરજંદ છે. તે સળગતી મશાલ લઇને પારકા ઘરમાં આગ નહિ લગાડે, પોતાની ધૂન કહો કે ધર્મ કહો, તેને માટે તે બીજાની શાંતિ અને સિદ્ધાંતનો ભોગ નહિ લે. એ શુભાશયે તો તેને વિદાયપત્ર, છેલ્લી સલામ લખવા પ્રેર્યો છે. તે નહિ આવે. સાવિત્રીના હૃદયને આઘાત તો થશે, પરંતુ એક વાર દુઃખ સહેવાઈ જતાં તેને પણ સત્ય દેખાશે, ચોકખી ફરજ શી છે તે સમજાશે.

પરંતુ રામલાલનો ઊપડતી વખતે કરેલો તાર આવ્યો કે પોતે પ્રબોધને લઈ આવે છે, ત્યારે દયાશંકરનું એ આશ્વાસન ઝૂંટવાઈ ગયું. તે મતિમૂઢ જેવા થયા. તેમને સમજાયું નહિ કે શું થાય છે. આ યુવાનોના હૃદયનો તાગ લેવાને શું ઘરડાઓ અશક્ત હશે ? એવી તેમને શંકા આવી. નહિતર પ્રબોધ પાછો આવે ? છેલ્લી સલામનો ગંભીર પત્ર લખવો અને અઠવાડિયું પૂરૂં નહિ થાય ત્યાં તો પાછા આવવું, એ શું ? સાવ છોકરવાદી ! સિદ્ધાંતો સાથે ચેડાં !

દીક્ષા લેવી ને છોડવી, પ્રતિજ્ઞા લેવી ને તોડવી : એ શું ? જિંદગી તે કંઈ બાળકોનો ઢીંગલી–ખેલ છે કે એની સાથે બેજવાબદાર બની અડપલાં કરી શકાય ?

દયાશંકર આવું કષ્ટકર મંથન અનુભવી રહ્યા હતા, પરંતુ સાવિત્રીને તો હર્ષરોમાંચ થયો હતો. પ્રબોધના પ્રત્યાગમનમાં તે પોતાના પ્રેમનો વિજય જોતી હતી, સત્યાગ્રહના સિદ્ધાંતની જીત અનુભવતી હતી, અહિંસાધર્મની સર્વોપરિતા દેખતી હતી. અશોકે ઉત્ફુલ્લ અને પ્રહર્ષે પ્રફુલ્લ થઇને તે સ્ટેશને ગઈ હતી. પ્રબોધને વધાવવા, ઠપકારવા, તેની સાથે ન બોલવા, રિસાવા, ચીડાવા, વગેરે વગેરે કરવાના મનસૂબા ઘડતી તે સ્ટેશન પર આંટા મારતી હતી.

મુંબઇ–મેલ પ્લેટફોર્મમાં પેઠો. તે દોડતો આવી ખમચી ઊભે તે પહેલાં તો મજૂરો ટટાર થઇ થંભી ઊભા. મહેમાનોને આવકારવા આવેલાઓ ફાટી આંખે સ્તબ્ધ ઊભા. ખાનપાન, પાન બીડી, બરફી પૂરી, પૂરી પકોડી : એવા એવા શબ્દોથી પ્લેટફોર્મ ગજાવવા ઉત્સુક થયેલા ફેરિયાઓ આતુર ઊભા. સાવિત્રી પણ ટટાર આતુર અને સ્તબ્ધ ઊભી.

પ્રથમ તો તેને પ્રબોધ જડ્યો નહિ. બરાબર વચ્ચે ઊભી તે બંને બાજુ નજર ફેરવતી હતી. જેટલી ત્વરાથી કાગડો પોતાનો ડોળો ફેરવે છે તેટલી ત્વરાથી તે પોતાના બંને ડોળા ફેરવતી હતી.

તે જોતી હતી ત્રીજા વર્ગના ઊતારૂઓમાં, ને તે પણ પૂર્વ-પરિચિત ખાદીધારી યુવકને. એ બિચારીને ખબર ન હતી કે પ્રબોધે તો પોતાનો વર્ગ અને વસ્ત્ર બંને બદલ્યાં હતાં. કાચંડાની અદાથી તેણે રંગ બદલ્યો હતો. ગોફણનો ગલોલ જેટલા વેગથી ચડ્યો હતો તેથી બમણા વેગે પડ્યો હતો. ક્રિકેટના દડાએ બેટને અડી દિશા બદલી હતી. જેટલી ઝડપી તેની અગ્રે ગતિ હતી તેટલીજ ઝડપી હતી

બદલેલી દિશામાંની ગતિ. મુગલસરાઇથી મુંબઇ લગીમાં તો તેણે તેનો આખો ભવ બદલી કાઢ્યો હતો.

"માફ કર, બહેન!"

"ક્ષમા કર, સાવિત્રી!"

ભીડમાંથી આગળ આવેલી રામલાલ મણિલાલની જોડીએ બોલવાનું શરૂ કર્યું. સાવિત્રી તેમનું એરંડિયું પીધેલા જેવું મ્હોડું જોઇ ચમકી. તેની ઉત્સાહે ફૂલતી છાતી દબાઇ ગઈ. તેની આતુરતા અને ઉત્કંઠાને ધક્કો લાગ્યો. તેની આંખ ગળી, ગળું ગળગળ્યું ને પગ પણ ગળ્યા. તે એક બાંકડા પર બેસી ગઈ. જોડે આવેલો પ્રસાદ, પ્રબોધ આવ્યો નથી અથવા 'શાંતિધામ'થી ઉપડ્યો હશે પણ માર્ગમાંથી તાળી આપી ભાગ્યો હશે, એવું સમજ્યો. તે જરા દૂર હતો ત્યાંથી લાંબા લાંબા ડગલાં ભરી સાવિત્રીને સાંત્વના આપવા પાસે આવ્યો.

"એ અપરાધ મારો છે બહેન!"

"ના, ના, તારો નહિ મારો."

"સાવિત્રી! મણિલાલ જૂઠો છે."

"ના રામલાલ, તું જૂઠો, હું નહિ."

બંનેની વિનોદવૃત્તિ ફરી પ્રગટ થઈ. આ અવસર શોકનો હતો, સંતાપનો હતો, છતાં વેદના પણ વિનોદ દ્વારા દર્શાવવી એવો એમનો બેત જણાયો.

"મારી પાઘડી તારે પહેરી લેવી છે, લુચ્ચા?"

"મોટો પાઘડીવાળો ખરોને કે તારી પાઘડી હું પહેરૂં! અને લુચ્ચો હું કે તું? મારા પગરખામાં તો તું પગ ઘાલવા આવ્યો!"

"લડવું હોય તો લડજો ઘેર જઈ"–પ્રસાદ ઉત્તેજિત થઈ વધુ બોલવા જતો હતો પરંતુ મણિલાલના અવાજે તેનું બીજું વાક્ય સંભળાવા ન દીધું.

"ઘેર!"

"ઘરને હવે રામરામ."

"હવે તો અમારૂં ઘર કુવાતળાવ."

"નહિ તો મોટો હિમાળો."

"હવે અમે રમતારામ."

"ખોળિયાં જુદાં પણ નામ એક."

"રમતારામ થવું હોય તો થજો પણ આ ગંડુરામો! પહેલાં કહો તો ખરા કે કયે દુઃખે ભગવાં લેવાં છે?" પ્રસાદે આ વખતે તો આખું વાક્ય પૂરૂં કર્યું. રમતારામ વચ્ચે બોલવા જતા હતા તેને આંગળીના ઇશારે ચૂપ કરી દીધા.

"અમે ભૂલ કરી."

"તમારે આવો નાટક કરવો હોય તો હું ઘેર જાઉં." સાવિત્રી આકુળ શબ્દે, રૂંધાએલા શ્વાસે ને ડૂસકા ખાતા ગળે બોલી.

"ના બહેન! બેસ, બેસ."

"આ અમે મૂળ વાત પર આવ્યા."

"પ્રબોધને લેવા ગયા તેજ ભૂલ હતી."

"અને ગયા તો ગયા પણ ગમે તે રસ્તે તેને લાવીશું જ એવી બોસ મારી નહોતું જવું."

"બોસ ને બડાઇએ બાજી બગાડી."

"બોસના માર્યા અમે એવો રસ્તો લીધો કે પ્રબોધને આવવું જ પડયું."

"હેં! પ્રબોધ આવ્યો છે?" સાવિત્રી ઊભી થઈ જઈ ચારે તરફ હાવરીબાવરી જોવા લાગી.

"હા આવ્યો છે, પણ એ ન આવ્યો હોત તો સારૂં હતું."

"તો તો, કંઈ નહિ તો પ્રબોધભાઈ જીવતા રહેત."

"શું?" સાવિત્રીના કાળજું કંપી ઊઠયું. તેને અમંગળ શંકા જન્મી. તેની આંખમાં અપશુકન ફરકયું.

"દેશની દિલ લગાવીને સેવા કરત."

"સેવકોમાં અમર નામના મેળવત."

"અલ્પાઓ ! ભસી મરોને ચોકખું, થયું છે શું ?" પ્રસાદે ક્રોધ કર્યો. તેની ધીરજ ખૂટતી હતી. આ વિદૂષકોની વ્યંગવાર્તામાં તેનું માથું ખૂંચતું ન હતું.

"બહુ તાણતાં તૂટી ગયું, પ્રસાદભાઇ !"

"મોટા લાડવે બાથ મારી ને હાથમાં લાડવી હતી તે પણ ખોઇ."

"બસ બાપુ, બસ. મને કયાં કુબુદ્ધિ સૂઝી કે તમને તેડું કરવા મોકલ્યા ! હવે કહોને, શું ઉકાળી આવ્યા છો ?" સાવિત્રીએ બળતા હ્રદયે જાણવા માગ્યું. ત્યાં તો તેની નજર દૂરના બીજા વર્ગના ડબ્બા પાસે પહોંચી. તે ત્યાંજ ઠરી ગઇ. પ્રસાદ પણ તે તરફ તાકી રહ્યો.

ત્યારે પ્રબોધ આશાદેવી અને તેના પિતાની વિદાય લઇ રહ્યો હતો. ખડખડાટ હસતો, મજાક કરતો તે આશા સાથે હસ્તધૂનન કરતો હતો.

ધારી ધારીને જોઇએ તો ઓળખાય પણ નહિ એવો પ્રબોધનો દેખાવ હતો. સગી આંખ પણ છેતરે છે એવો વહેમ આવે તેવું એ દ્રશ્ય હતું. કોટ ને બૂટ, સૂટ અને સોટી, સિગાર અને સોલાહેટ : સાહેબી વસ્ત્રોના પૂર દમામમાં તે નવા જીવનનું મંગલાચરણ ભજવી રહ્યો હતો. એ વેશનો બધો સરંજામ અને સામગ્રી સર બળદેવસીંગે પૂરી પાડી હતી. પેટારાનો ભાસ આપે એવી મોટી પેટીઓ તેમની સાથે હતી. એમાં એવાં એવાં ને એટએટલાં વસ્ત્રો હતાં કે એક એક તો શું પણ એક ડઝન જણાને નવો વેશ લેવો હોય તોય પૂગી વળે !

"આ પ્રબોધ !" સાવિત્રીના કળકળતા અંતરે ઉદ્દગાર કાઢ્યો.

"એ તે પ્રબોધ કે પતિત ?" પ્રસાદે એ અલ્પાક્ષરી ઉદ્દગાર પર પ્રકાશ ફેંકયો.

"હા, બહેન ! એજ પ્રબોધ."

" ના ના, પ્રબોધ નહિ, પણ પર-બોધનું પરિણામ."

" પરબોધ !" સાવિત્રીએ સકષ્ટ આશ્ચર્ય દર્શાવ્યું.

" હા, પરબોધ ! પેલા સાથે ભાઈસાહેબ ને બાઈસાહેબ છે ને તેમનો બોધ. એ બે જણે ભાઈને ભમાવી ભૂત કીધા અને પોતાના કરી લીધા." મણિલાલે 'પરબોધ' શબ્દનો અર્થસ્ફોટ કર્યો.

" તેમાંએ પેલી ચીબાવલી તો ભારે બદજાત. જાણે જોગણી ! એણેજ ભાઈ પર પહેલું વશીકરણ કર્યું." રામલાલે રહસ્ય પર વધુ અજવાળું પાડ્યું.

" ભાઈ તો ડાહ્યાડમરા થઈ બેઠા હતા. ત્યાં એ જાદુગરણીની નજર પડી. બસ, પછી તો એ મદારી પાછળ માંકડું ખેંચાય એમ ખેંચાયા."

" ભાઈને એ એના ડબ્બામાં દોરી ગઈ ત્યારેજ અમે તો જાણ્યું. અડધે દાતણે અને અધૂરે કોગળે અમે નળ છોડી પાછળ દોડ્યા, પણ ફોગટ."

" હવે રહ્યાં છે ભગવાં પહેરવાં."

" જોયું ?!" પ્રસાદે સાવિત્રી તરફ નજર કરી સૂચક ઉદ્ગાર કાઢ્યો.

" તમે જ જુઓ. હું તો એમાંનું કંઈએ સાચું માનતી નથી. ભૂતડીએ ભોળવ્યો ને મદારીએ માંકડું બનાવ્યું એવું એવું તમે સાચું માનો છો ?" સાવિત્રીએ પ્રસાદને બોલતો જ બંધ કરી દીધો.

" એ બધું તો જાણે ખોટું. પણ આ સામે દેખાય છે તે ?" એના અવાજ પરથી રામલાલને ખોટું લાગ્યું છે એમ જણાયું.

" તેને ખોટું નથી કહેતી, પરંતુ એ પણ તમારી અવળચંડાઈનાં પરિણામ હશે."

" એટલે ?"

" હિંસા પંથેથી પાછા વળવા તમે પ્રબોધને એવો હેરાનપરેશાન

કર્યો હશે કે એ કંટાળી ગયો હશે. તમારી વિદૂષકવિદ્યાએ ને ફારસે એ બિચારાને બધા વચ્ચે ફજેત–ફજેત કર્યો હશે. એટલે આખરે ક્લેશ અને ઉદ્વેગના ઊભરામાં ને ઊભરામાં તે આ નહિ, તે નહિ, પરંતુ ત્રીજાજ માર્ગે ચાલી નીકળ્યો છે."

"હજુ પક્ષપાત! હજી બચાવ!" પ્રસાદ મનમાં ગણગણ્યો.

"ખરી વાત? મણિલાલ! બ્હેન કહે છે તે ખરી વાત?" ડાચું વકાસી, આંગળીઓનો ચાળો કરી રામલાલ મણિલાલ તરફ જોઈ રહ્યો.

"ખરી જ તો."

"તો તો હવે એ પાપનાં પ્રાયશ્ચિત્ત કરવાં પડશે."



## પ્રકરણ ૧૩ . . . . . . . . વિચ્છેદ



એજ વખતે આશા અને સર બળદેવસીંગ પણ વિદાય લેતાં હતાં.

"હુશિયાર રહેજે અને ફતેહ કરજે, પ્રબોધ!" સર સાહેબે સલાહ ને શુભાશીષ આપી.

"પ્રબોધચંદ્ર! હું આશા, તમારી પાસે બહુ મોટી આશા રાખું છું." આશાદેવી લાંબી ડોકને વધુ લંબાવી સસ્મિત બોલી.

"પ્રભુ મને તમારી આશાને યોગ્ય થવા શક્તિ આપે." વિનય અને વિવેકથી પ્રબોધે ઉત્તર વાળ્યો.

"અમને વિશ્વાસ છે કે તમે અમારી આશાને યોગ્ય નીવડશો." સર સાહેબે ચાલવા પહેલાં પ્રબોધને ખભે હાથ મૂકી શુભ ભવિષ્ય ભાખ્યું.

"જોજો, સત્યનો સુવર્ણમૃગ ફરી પથભ્રષ્ટ નહિ બને. મારી

સામે પ્રતિજ્ઞાબદ્ધ થયા છો તો હવે તેને વફાદાર રહેજો.'' આશાએ છેલ્લે તેને સાવધાન કર્યો અને અર્થપૂર્ણ નજરે સાવિત્રી તરફ જોયું, જાણે કે એણે સૂચવેલો સુવર્ણમૃગ આ સાવિત્રી ન હોય !

સર અને સરપુત્રી વિદાય થયાં કે તરતજ સાવિત્રી પ્રબોધના આડે આવી ઊભી.

"કોણ એ ?'' સાવિત્રીએ પ્રશ્નથીજ મંગલાચરણ કર્યું.

"સર બળદેવસીંગ ને તેનાં પુત્રી.'' ચમકેલા પ્રબોધે શીઘ્ર સ્વસ્થ થઇને ઉત્તર વાળ્યો.

"એ શું કહી ગયાં ?'' જાણે કે પ્રશ્નકર્તાએ ઝડતી લેવા માંડી, કચેરીમાં સાક્ષી તપાસવા માંડ્યો.

"સાંભળ્યું તો ખરૂં.'' ઉલટ તપાસની તક ન આપવા સાક્ષીએ ટૂંકો જવાબ આપ્યો.

"મને તો તે ન સમજાયું.''

"વખત જતાં સમજાશે.'' કહી પ્રબોધે ચાલવા માંડ્યું.

"ક્યાં ચાલ્યા ?''

"પગ લઇ જાય ત્યાં.''

"તો એ પગને કહો કે આપણા ઘર તરફ વળે.''

"આપણા ઘર તરફ ! !'' પ્રબોધે અચરજ બતાવ્યું.

"હા, આપણા.'' સાવિત્રીએ સંપૂર્ણ શાંતિ જાળવીને કહ્યું.

"હવે ત્યાં હું નહિ પોષાઉં ?''

"કારણ ?''

"તે કહેવું પડશે ?''

"હા, વગર કહ્યે હું કશું નહિ સમજું.''

"આ કપડાં કંઇ કહેતાં નથી ?

"માણસનું માપ તેનાં કપડાંમાં નથી.''

"તો શામાં ?

"તેના કાર્યમાં.''

"તો તેય જોશો ત્યારે ધરાઇ જશો. ત્યારે મારા પંડથી જ નહિ કિંતુ મારા પડછાયાથી પણ તમે અભડાશો."

"મારા અંતરને ભરોસો છે કે પ્રબોધ પ્રબુદ્ધ જ રહેશે; તે કદી પામર નહિ બને."

"પામર જ નહિ. અરે દેશદ્રોહી, ધર્મદ્રોહી થઇશ હું તો!"

"ખોટી વાત. ધરાસણાનો વીર કદીય દેશદ્રોહી નહિ બને."

"એ વિશ્વાસ વધારે પડતો છે. એ ખોટો ઠરશે ત્યારે દુઃખ પામશો."

"નહિ પામું. દુઃખ પામવાનું બાકી રહ્યું નથી. અબઘડી એક જ ઘડીમાં આખા આયખાનું દુઃખ ભોગવી ચૂકી છું."

"દિલગીર છું. પણ મને માફ કરો ને જવા દો."

"જવા દઉં, પણ પૂછું તે સવાલના ઉકેલ કરતા જાવ."

"પૂછો."

"તમે સત્ય ને શાંતિનો માર્ગ શામાટે છોડયો?"

"એ માર્ગ ડાવકો ને ઠંડો છે. મારા રોમાંચપ્રિય સાહસી જીવને તેમાં સંતોષ નહિ મળે."

"દાંડીયાત્રા, ધરાસણાની ધાડ, વડાલાના વિગ્રહ, હિજરત ને હરાજી એથી વધારે રોમાંચકારી સનસનાટી તમને બીજે કયી વસ્તુમાં મળશે?"

"એ શામાં મળશે તે તો હજુ શોધવા જઉં છું. પણ તમે ગણાવેલા પ્રસંગો વિષે તો એવું પણ કહેવાય કે વરને કોણ વખાણે તો વરની મા."

"એમ! તો જવા દો એ વાત. પણ કહો કે તમે રક્તરંગી રસ્તો શીદને છોડી આવ્યા?"

"તમારાથી ડરીને"

"અમારાથી ડરીને? શું કહો છો?"

"ખરી વાત. તમે સત્ય ને અહિંસાનાં પૂછડાં તરતજ ચાટી ખાતેને?"

"કોની આગળ?"

"રાજા આગળ, રૈયત પાસે અને રવિવારિયામાં."

"શાની ચાડી?"

"મેં રક્તતિલક કર્યું છે, અગ્નિસ્નાન કર્યું છે, દવની દીક્ષા લીધી છે, વગેરેની."

"કોણે કહ્યું?"

"તમારા તેડાગરોએ"

"તેઓ તો મૂરખા હતા."

"અને મૂરખને મોકલનારા મોકો આવતાં મૂર્ખાઈ નહિ કરે તેની ખાતરી?"

"લો ત્યારે હવે છેલ્લો સવાલ."

"બોલો."

"હવે શું કરશો?"

"ધોબીનો કૂતરો નથી ઘરનો કે નથી ઘાટનો. એટલે રખડીશ જ્યાં રખડાય ત્યાં. બેકાર ને ઘર-બહાર બીજું કરે પણ શું?"

"બસ, રખડ્યા કરશો?"

"ના, નોકરી મળશે તો તો લાગી જઈશ."

"શી નોકરી કરશો?"

"નોકરી! ધારી મળે તો તો એવી નોકરી લઈશ કે જેથી મારા સાહસિક જીવને સંતોષ મળે."

"કેવી નોકરીથી તમને સંતોષ થશે?"

"સારી નહિ મળે તો મોટરના ક્લીનરની, સ્ટીમરના બબરચીની, ઘોડપાડુના ઊંટના હાંકેડુની, ને એવી એવી કોઈ પણ."

"ને પેલા સર સાહેબે કોઈ ભલામણ નથી આપી?" અત્યાર લગી ચૂપ ઉભેલા પ્રસાદે પૂછ્યું.

"આપી છે." પ્રબોધે તેના તરફ ફરી કહ્યું.

"એકલી ભલામણજ, બીજું કંઈ નહિ? બીજી કોઈ આશા

નથી આપી ?" પ્રસાદ કોઈ ગૂઢાર્થી કટાક્ષ કરવા માગતો હતો એમ એનું મૂછમાંનું—અને તે ન હોવાથી હોઠ અને નાક વચ્ચેના અંગભાગને જરાક હલાવતું–સ્મિત દર્શાવતું હતું. પ્રબોધ સાવિત્રીના જીવનમાંથી ખસી જતો હતો એથી એ તો રાજી હતો. એના તરફથી તિરસ્કૃત, અપમાનિત, ઉપેક્ષિત સાવિત્રી પોતા તરફ ઢળે પણ ખરી એવી એને આશા જન્મી હતી.

"આશા આપી અપાતી નથી. પોતાનામાં જ સત્ત્વ નહિ હોય તો આપેલી આશા પણ મળતી નથી." પ્રબોધ પ્રસાદનો વ્યંગ સમજ્યો હતો તેથી તે પણ વ્યંગમાં બોલ્યો. સાવિત્રી પણ સમજી હતી કે આશા શબ્દ અત્યારે કેવળ ઉમેદના અર્થમાં નથી વપરાતો. એ શબ્દમાં સર બળદેવસીંગની પુત્રી આશા વિષે પણ ઇસારો છે. તેથી તે એક શરી ક્ષત્રાણીની ખેલદિલીથી બોલી:

"પ્રબોધ, તમારી આશા તમને પ્રાપ્ત થાઓ, એને યોગ્ય થવાની તમારી સાધના સિદ્ધિ પામો."

"તમારા એ આશીર્વાદને જશ અપાવીશ, હં ! ચાલો ત્યારે રામરામ !"

"દાદાને કંઈ નથી કહેવડાવવું ?" કરુણ સ્વરે સાવિત્રીએ પૂછ્યું.

"દાદાને કહેજો કે ક્ષમા કરે. બાકી મારા સરખો અપાત્ર દાદાથી આઘો રહે એમાં દાદાની સેવા છે. એમની નિર્મળ સત્ય-સાધનાના યજ્ઞમાં હું અપાત્ર આવું તો હવનમાં હાડકું પડે."

એ બોલતાં બોલતાં પ્રબોધે ચાલવા માંડ્યું અને જતાં જતાં પોતે કઇ દિશામાં પગલાં ભરી રહ્યો છે તે દર્શાવવા જ હોયની તેમ તેણે હેટ ઊતારી ઝૂકીને સલામ કરી, કોઇ સાહેબની અદાથી 'ગૂડ બાઇ' બોલ્યો, સીગરેટ સળગાવી, એક અઠંગ ગરાડીની આવડથી ધૂમાડાનાં ગૂંચળાં ફેલાવ્યાં, હાથમાંની સોટીને ચક્કર ચક્કર ફેરવી.

સાવિત્રી પ્રબોધને જતો જોઈ રહી. તે નજર બહાર ગયો તેજ પળે બળપૂર્વક જાળવી રાખેલી સ્વસ્થતા તેણે ગુમાવી. તેને

ચક્કર આવ્યાં. પ્રસાદે તરતજ હાથનો ટેકો આપ્યો. તે ટેકાના આધારે પગલાં ભરતી સાવિત્રી બોલી: "પ્રસાદભાઈ! દાદુને કહેજો કે ઉપકંઠના આશ્રમમાં જવાની તૈયારી કરે. હું સંમત છું. મારાથી હવે આ મુંબઈમાં નહિ રહેવાય."

પ્રસાદે જ્યારે આ દરખાસ્ત અહવાડિયા પહેલાં રજૂ કરેલી ત્યારે દયાશંકરે તો હા પાડેલી, પરંતુ સાવિત્રી સાથે આવવા રાજી ન થતાં તેની સંમતિ અર્થહીન બની હતી. ત્યારે સાવિત્રીએ નકાર ભણ્યો હતો, કારણ તેનો જીવ પ્રબોધમાં હતો. અને હવે? હવે તો તે તેનાથી દશ કોશ, શત ને સહસ્ર કોશ, દૂર ભાગવા માગતી હતી.



## પ્રકરણ ૧૪ . . . . . . . . હિજરત



દયાશંકર જેવા દેવતાઈ પુરુષનાં પુણ્ય પગલાં પડ્યાં ત્યાં તો પરગણામાંથી સામુદાયિક હિજરત શરૂ થઈ.

વસતીથી બહુ બહુ દૂર જ્યાં કુંવારકા ધરતીનાં અફાટ જંગલો પડ્યાં છે ત્યાંની વનવાસી કિરાત પ્રજાનાં એક જગ્યાએ પગ ઠરતા નથી. વર્ષો બદલાય છે ને એમના વાસ બદલાય છે. ઋતુ બદલાતાં વનના વેશ બદલાય છે તેમ આ વર્ષે આ વન તો આવતે વર્ષે તે વન. એક નદીનાં પાણી પી ચાખ્યાં રહ્યા નો કે પછી બીજી નદીનાં પાણી પીવા તૃષા જાગે. એક વન-વાડી વેડી લીધાં, એક ટેકરી ખેડી લીધી કે પછી બીજાં વન વેડવા અને નવી ધરતી ખેડવા મન થાય, અને મન ઊંચકાય છે કે એમના ઉચાળા ઊંચકાય છે. બાળકો હોય તે પોતાના ખભે ને પોટલાં હોય તે પત્નીના માથે. હળ બળદ જે કહો તે એક કોદાળો. અને કોઠાર રાખતાં તો એ પ્રજા શીખી નથી. ધરતી એજ એનો કોઠાર. દર

મોસમે એને ઉઘાડે અને મોસમ જોગો દાણો કાઢી લે. પૃથ્વીના એ અન્ન-પેટારા જ્યાં તેઓ જાય ત્યાં હાજર હોય છે તેથી તેમને સ્થળાંતર કરવું એ કપડાં બદલવાં સમું છે.

બળદગાડી એજ જેનું ઘર છે અને ગધેડાની પીઠ જેની હવેલી છે એવાં લુહારિયાં, સરાણિયાં અને ઓડિયાં પણ ફરતાં ફરે છે. જ્યાં મળ્યું કામ ત્યાં વસે ગામ. પછી તો જેવું ને જેવડું કામ તેટલી એ વાસની આવરદા. એ લોકોને માંડવા માંડતાંય વાર નહિ અને માંડવા તોડતાંય વાર નહિ.

ઇતિહાસના આદિ દિવસોમાં આર્યોનાં ટોળાં પણ નવી નવી વસાહતો સ્થાપતાં. ઊંડી નદી ઊંચા ડુંગર અને વિકટ વનો વટાવવાં એઓને અઘરાં ન લાગતાં. આર્ય સંસ્કૃતિ ત્યારે હજુ ગોપાલ જીવનની ભૂમિકા પર હતી. બ્રાહ્મણો ત્યારે વનવાસી હતા, ક્ષત્રિયો અર્ધસંન્યાસી હતા, અને વૈશ્યો અડધા વૈરાગી હતા. સ્થળ અને સંપત્તિની માયા હજુ તેમને વળગી ન હતી. હવાપાણીની ફેરબદલીએ શરદી લાગી જાય એટલા તેઓ માયકાંગલા ન હતા. સ્વ-પરની સ્પર્ધાની હવા હજુ તેમને અડી ન હતી. સબ ભૂમિ ત્યારે ગોપાલની વારસ ગોપાલક પ્રજાની હતી. એટલે એ આર્ય વૃંદોને પણ વસાહતો ભાંગવી અને વસાવવી સહેલ હતી.

પરંતુ ઉપકંઠ પરગણાની પ્રજા માટે હિજરત કરવી સહેલ ન હતી. હુતો હુતી હાથ હલાવતાં હાલી નીકળે એવી એ વાત ન હતી. આ તો ભર્યાં ભાદર્યાં સંસારને સૂનો મૂકી જવાની વાત હતી. ખેડુતને પંડ કરતાં ઘર વહાલું છે, ઘર કરતાં ઘરવખરી વધારે વહાલી છે અને સૌથી વધુ વહાલી તો છે ધરતી, પછી ભલે તે ઉજ્જડ હોય, ખારપાટ હોય, વસૂકેલી ગાય જેવી હોય. એ વહાલ વચમાં આવતું હતું.

બુદ્ધ ભગવાન પ્રેમની પ્રતિમા સમી પત્નીને તજી શક્યા હતા. મહાવીર સ્વામી સ્વહાથે સર્વસ્વની ખેરાત કરી શક્યા હતા.

એકની એક વૃદ્ધ માતાની માયા પણ શંકરાચાર્ય છોડી શકયા હતા. જે પાક ભૂમિ પર અલ્લાના પહેલા આશીર્વાદ ઝીલ્યા તે મક્કા નગરીથી હજરત મહંમદ હિજરત કરી શકયા હતા. અને રામચંદ્ર સાંજે રાજપાટ ને સવારે વનવાટ વધાવી શકયા હતા.

હા, ખરી વાત. પરંતુ એ અવતારી પુરૂષોની વાત જુદી. ત્યાગી મહાત્માઓની કસોટીએ સંસારી માણસની તુલના ન થાય. વળી એ ત્યાગ વ્યક્તિઓનો હતો, જ્યારે આ ત્યાગ સમૂહનો હતો. એ ત્યાગમાં સર્વસ્વને છોડીને જવાનું હતું જ્યારે આ ત્યાગમાં લેવાય તેટલું સાથે લેવાનું હતું. જે પલંગે એકજ ઓરડામાં બબ્બે પેઢીના વંશવિસ્તારને પોતા પર પોઢાડ્યાં હતાં તેને આજે એ ઓરડો છોડી જવાનો હતો. તે જડ હતો છતાં એ જડનેય જડ બારી, જડ ખીંટી અને જડ અભરાઇ સાથે ભાઇબંધી હતી! જડોની જડ ભાષામાં સર્વનો સ્નેહ બંધાયો હતો તે હવે તોડવાનો હતો. ખાટલાએ વર્ષોના સહવાસીઓને રડતાં મૂકી જવાનું હતું. એનું વિરહરુદન મનવીઆંખને ન દેખાયું પરંતુ ખીલેથી છૂટવું પડતાં ગાયમાતાની આંખમાંથી સાચેજ દાડમના દાણા દડ્યા. આ ખીલાના જોરે તે કૂદી હતી. વનમાં તે ચરવા જતી, છૂટા ફરવાનું મળતાં ખુશ થતી, છતાં ગોરજટાણું થાય કે તેને ખીલો યાદ આવતો. એ ખીલે બંધાયા પછીજ તેનાં વાછરાં ધાવવા આવતાં. તેથી પાનો ચડતો ત્યારે ગાય એ ખીલા પાસે દોરાતી આવતી, સામે ચાલીને બંધાવા આવતી. પાંચ પાંચ વેતરની એની એ ભાઇબંધી, છૂટવાની ને બંધાવાની રમત. એ હવે આજથી બંધ. કોણ જાણે કયા મુલકમાં કેવાય અજાણ્યા ખીલે બંધાવું પડશે, એ વિચારે ગાયની રૂંવાટી ધ્રૂજી રહી હતી અને હૃદય તો વલોવાઇ રહ્યું હતું. તે એ ખીલાને ચાટતી હતી, મ્હોડું ઘસતી હતી, જાણે કે તેની ડોકે વળગી વિદાય લેતી હતી.

નિર્જીવ અને અવાચક સ્નેહીઓની વિદાય જ જ્યારે આવી

વસમી હતી ત્યારે સજીવ અને સંસ્કારી જીવોની અવસ્થા કેવી કરુણાપૂર્ણ હશે તે કલ્પી શકાય છે. ગૃહિણી એના ઘરને જોઈ જોઇ રડતી હતી તો પણિયારી એના પાણિયારા માટે જીવ કાઢતી હતી. રોજનાં વાસીદાં વાળનારી વહુવારુની નજર ગંદા ઉકરડા પરથી ખસતી ન હતી. અને બાળકો? તેઓ ફળિયાની ધૂળ, રેતી ને રોડાં પાસે જઈ પ્રણામ કરતાં હતાં. એ કચરામાં એમના કૂવા હતા, કિલ્લા હતા, વન ને વાડી હતાં, રાંધણી અને નાવણી હતાં. એનાં અણુ અણુમાં રોજની રમતોનાં સંસ્મરણો હતાં. કિશોરીઓ વાડામાં કૂવા પાસે કારેલી ને ઘીલોડીના માંડવા હતા તેની તળે બેઠી બેઠી રડતી હતી. કેવા કેવા ઉમળકે તેમણે આ વેલા ઉગાડ્યા હતા? ઘરધણીઓ વાડામાં રોપેલી આંબાની કલમો ને કેળ પાસે બેઠા હતા. કુમળા છોડોને તેઓ પંપાળતા હતા તથા વિધવાઓ તુલસીમાતાને દીવા કરી પ્રણામ કરતી હતી. એ બધાંને હવે પાછળ છોડી જવાનાં હતાં. વહાલામાં વહાલી વસ્તુઓને તજી જવાનો આ અવસર હતો. જીવનભરની યાદો પર પડદો ઢાંકી જવાની એ ઘડી હતી.

આટલું બધું કડવું લાગતું હતું તો પછી ખેડૂતોએ હિજરત શામાટે આરંભી હશે? અયોધ્યાનગરી તરફ વારંવાર ડોકિયાં કરતાં વન જતા રામને કોઈએ એવો પ્રશ્ન કર્યો હતો? છેક છેલ્લી પળે પણ રાહુલ અને યશોધરાને જોવા ગયેલા બુદ્ધની ત્યાગબુદ્ધિમાં કોઈએ ખામી જોઇ હતી? એ અવતારી આત્માઓનાં દિલ પણ સ્વજનોને છોડી જતાં દ્રવ્યાં હતાં તો પછી આ તો હતા ક્ષુદ્ર જીવો, સામાન્ય ખેડૂતો. એમને હિજરતના દિવસે વેદના તો થાય જ ને?

એનો અર્થ એવો ન હતો કે તેઓ કોઇના કહ્યે કે દેખાદેખી ન છૂટકે વાસ બદલતા હતા. આ હતો મરજીનો સોદો. દિલમાં વસે તો વનવાસ લેવાનો હતો. અંતરમાં ઊગે તો અર્ધસંન્યાસ વધાવવાનો હતો. મુક્તિ–યજ્ઞમાં શહીદ થવાની દરેકની શક્તિ નથી, સદ્‌ભાગ્ય નથી. છતાં યથાશક્તિ

ત્યાગ તો દરેક કરી શકે. યજ્ઞની આહુતિમાં ઘી, તલ, સમિધ, કંકુ, જેનાથી જે અપાય તે આપી શકે. 'માતાની હાકલ પડી' હતી, 'સ્વાર્પણની જ્વાલા' એ ભડભડ બળતી હતી, 'યજ્ઞકુંડ' માં નવલોહિયા કલૈયાકુંવરો નાળિયેર પેઠે હોમાતા હતા. ત્યારે શું ખેડૂત જ પાછળ રહેશે? બારીબારણાં બંધ કરી ઘરકૂકડી થઈ લપાઈ બેસશે? વતન કરતાં વસ્તુને, માતૃભૂમિ કરતાં ક્ષેત્રભૂમિને, દેશ કરતાં દાણાને વધારે ગણશે? કદિ નહિ.

અને તેથીજ હિજરતનો આરંભ થયો હતો. એકી સાથે સો સો મુસાફિયાંનાં ગાડાંની લંગર લાગી, હજાર હજાર ઓડિયાંની વણઝાર ચાલી. ઢોરઢાંખર, ગાડીઘોડા, દાણાદૂણી, વસ્તુવસ્તર, ઘાસ-ગોતર: બધાંથી ઘર ભર્યાં ભર્યાં હતાં, એમાંથી જેટલું લેવાયું તેટલું લીધું હતું. એ સૌમાં રેંટિયો ને રવઈ. ધૂસળ અને મૂસળ એ વાનાં તો સૌએ ન છોડયાં. એ ચાર પર તો ગ્રામવાસીનો જીવનગાળો ચાલે. પાંખણાંની એ સામગ્રી. એ નહિ હોય તો ખેડૂત છતે પગે પાંગળો, છતી સામગ્રીએ ભૂખ્યો.

પડાવ ઊપડયો. ઘરે તાળાં દેવાયાં. અને જાણે અંતરમાં અનેક વર્ષોનાં સુખદુઃખનાં સંભારણાં ઊંચકયાં. પાધર આવ્યું અને પગ થંભી ઊભા. આ છાણ મૂતર અને ધૂળથી ભરેલું પાધર પણ અત્યારે તો આરસની પરસાળ જેટલું વહાલું લાગ્યું. એને છોડતાં પગોમાં જાણે શૂળ ભોંકાઈ.

વસ્તીએ ગામની વિદાય લીધી. ઝાડે ઝાડનાં પાંદડાં રડી પડયાં. હવે અમને કોણ તોડશે-ચૂંથશે? હવે અમે કોને છાંયડા આપીશું? મૂળિયાં વૃક્ષોના પગ કહેવાય છે. એ ઉપમા નહિ પણ હકીકત હોત તો આજે ઝાડવાં હિજરતીઓની પાછળ પાછળ જાત. કૂતરાં, બિલાડાં, ચલ્લી-ચીબરાં અને કાબર-કબુતર તો સાચેજ પાછળ જતાં હતાં. એમની અમાનવ બોલીમાં વેદનાભર્યો પ્રશ્ન પુછાતો હતો: "હવે અમારૂં કોણ? કોના શાકેથી અમે દૂધ પી જઈશું? કોના

મૂંડલામાંથી અમે રોટલા ઝડપી લઇશું ? અમને તી તી કોણ કરશે ? અમને ચણ કોણ નંખાવશે ? આજે જતાં જતાં તો ખેડુતોએ છૂટે હાથે મિજબાની આપી હતી, પણ હવે એ પ્રાણીઓ કોના આશરે ? આજની ઉજાણી આવરદા લગી થોડીજ પૂગશે ?

સંઘ ઊપડ્યો. અંબા માતાનો સંઘ, શેત્રુંજાનો સંઘ કે કાશીનો સંઘ, એમાં જે ધાર્મિક વાતાવરણ હોય છે તેવુંજ વાતાવરણ આ સંઘમાં પણ હતું. કોઇ ભજન ગાતું હતું તો કોઇ રાષ્ટ્રગીત. કોઇ વંદે માતરમ્ બોલતું–બોલાવતું હતું. "ગાંધી મહારાજની જય" "ભારત માતાની જય," હવામાં પડઘવા લાગી. ઘડી પહેલાંનો વિષાદ લોપ પામ્યો. સર્વના ચહેરા પ્રફુલ્લ બન્યા. પોતે ધર્મકાર્ય કરી રહ્યા છે એવા વિશ્વાસે આંખોમાં તેજ પ્રગટ્યું. ઘરની વાતો તજી હવે બધા દેશની વાતો કરવા લાગ્યા.

"બા ! બા ! આપણે કોની જાત્રાએ ચાયલાં ?" ગાડામાં સાંચેલી વસ્તુઓના ડુંગર પર સવાર થયેલા એક માતાપુત્રમાં પુત્ર માતાને પૂછતો હતો.

"ગાંધી મા'રાજની બેટા !"

"બા ! ગાંધી મા'રાજને તેં જોયલા ?"

"ઊહું. દેવતાનાં દરસન તો દોયલાં, ભાઇ ! પેલા ભવે ધરમ-કરમ કયરાં ઓય તેને તે દેખા દેય."

"તે અંમણાં ગાંધી મા'રાજ કાં ઓહે ? હું જોવા જવાનો છેમ."

"જજે ભાઇ, મોટો થાય તારે જજે. ગાંધી મા'રાજ જ્યાં છે ત્યાં નાહલા પોયરાથી નીં જવાય."

આવી આવી વાતો અને વિચારોના ગુંજારવ વચ્ચે હિજરતી સંઘ સરકારી સરહદ વટાવી ગયો.

અને વાલદીવેલાની હરિયાળી ક્યારી તથા કપાસ, જુવારનાં લીલમડાં ખેતરો સજીવ હોય તેમ પોતાના માલિકોના વિરહથી ફીકાં પડી ગયાં. એ સમજ્યાં હશે કે હવે એમનાં દર્શન ને પડછાયા દુર્લભ થયાં.



## પ્રકરણ ૧૫ . . પોલીસના વડાની કચેરીમાં.



પુરાણોમાં એક વાર્તા છે કે પૃથ્વીની પ્રદક્ષિણા ન કરતા સ્વજનેતા પાર્વતીનીજ પ્રદક્ષિણા કરી તેના પગે પડી ગણપતિ બોલ્યા હતાઃ " માતા ! હું તો તમારામાંજ સમસ્ત સૃષ્ટિનાં દર્શન કરૂં છું. તમે પોતેજ પૃથ્વી છો, જગધાત્રી ધરતીનાં પ્રતિનિધિ છો, વિરાટ વિશ્વનાં પ્રતિમૂર્તિ છો, માટે તમારાં દર્શનમાંજ મને પૃથ્વીનાં દર્શન થાય છે, તમારી પરિક્રમા કરૂં એ પૃથ્વીનીજ પ્રદક્ષિણા છે."

એ પ્રમાણે પાર્વતી અગર પોતાની માતામાંજ પૃથ્વીનાં દર્શન કરવાં અગર કરાવવાં તેમાં ભાવના અને કલ્પનાની જરૂર પડે છે. પરંતુ મુંબઇમાં આખા મુલકનાં, સારી ખલકનાં દર્શન થાય છે એવું કોઇ કહે તો તે કલ્પનાનો વિહાર નથી પણ વાસ્તવિક હકીકત છે. કયા દેશની પ્રજા મુંબઇમાં નહિ હોય? કયા રંગની જાતિ-પાંતિ એની પલ્લીઓમાં નહિ વસતી હોય? કયા મુલકની ભાષા ને ભૂષા એમાં જોવા ન મળે?

મુંબઈ એક કબીર-વડ, ના ના, વિરાટ-વડ છે. એની ડાળે ડાળે અલકમલકનાં પંખી માળો બાંધે છે, ગીતો ગાય છે, કલ્લોલ કરે છે, ઇંડાં મૂકે છે, ઈંડાં સેવે છે, બચ્ચાં પોષે છે. એના પાંદડે પાંદડે આગિયાનાં ઝૂમખાં વળગે છે, કરંજની ડાળખીએ ડાળખીએ જાણે દાણાદાર ફૂલમોતીનો ફાલ આવે છે. રાત્રિને તે દિવસ બનાવે છે, ભોંયરાનાં અંધારાંને તે ભડકે બાળે છે.

એના છાંયડે ગાયનાં ધણ વાગોળે છે, વણજારની પોઠ પડાવ નાખે છે, તીર્થ-સંઘની છાવણી પડે છે, વાર પરબના મેળા ભરાય છે, વારાના વારે ગુજરી ભરાય છે, ચૌટે ચકલે બજાર ભરાય છે, આરે ઓવારે હોડકાં લાંગરે છે, વાટેઘાટે ગાડીઓ દોડે છે.

પ્રજા પંચરંગી છે ને વર્ણ અઢાર કહેવાય છે. પરંતુ મુંબઈમાં એવો આંકડો પાડવો અશકય છે. દેશ દેશની પ્રજા, ભાત ભાતની વસતી, જાતજાતના ધર્મ, તરેહ તરેહના તહેવાર: મુંબઈમાં આવી તો અસંખ્ય વસ્તુઓ છે જેના પર સંખ્યાની છાપ પાડી ન શકાય.

અહીં એક છેડે અસંખ્ય વૈવિધ્ય અને અગણિત વૈચિત્ર્ય છે પરંતુ બીજા છેડે અપૂર્વ ઐકય છે. એ ઐકય છે કલદાર–પૂજા. કલદાર મુંબઈનું આદિ બીજ છે. અણુ જેવડા બીમાંથી વિરાટ વડ ઊગે છે ને ફાલે ફૂલે છે. એમજ મૂળાની કાતરી જેવા કલદારમાંથી મુંબઈ જન્મ્યું છે ને જામ્યું છે. લક્ષ્મી મુંબઈની ઇષ્ટદેવતા છે. મુમ્બાદેવી ગ્રામ–દેવતા હશે ત્યારે મુંબઈ ગામડું હતું. પરંતુ આજે તો નગર–દેવતા શ્રી કલદાર છે. એ દેવની આખી મુંબઈ ઉપાસના કરે છે. એ દેવ ભણી નાસ્તિકતા કે ઉપેક્ષા દર્શાવે તે પાપી, દરિયામાંથી મળને મડદાં બાઠામાં ને કાંઠામાં ફેંકાય છે તેમ મુંબઈની બહાર ફેંકાય છે!

મુંબઈ વિષે આવા આવા વિચાર કરતો પ્રબોધચંદ્ર ફરતો હતો. મુંબઈ તેને આજે નવા સ્વરૂપે દેખાતું હતું. પોતાનું જોઈ જોઈને જૂનું કરેલું નગર તેને આજે નવું લાગતું હતું. વસ્તુતઃ મુંબઈ બદલાયું ન હતું પણ બદલાયો હતો પ્રબોધ. તેથી તે તેને બદલાએલું દેખતો હતો.

પ્રબોધના બદલાવાની વાત વાયુવેગે ગામમાં પ્રસરી હતી. એની કીર્તિને પ્રસરતાં વર્ષો ગયાં હતાં પરંતુ અપકીર્તિ તો અડધા દિવસમાં ફેલાઈ ગઈ. એ ફેલાવાએ જાદુ કર્યું હોયની એમ મુંબઈ-ની નજર બદલાઈ. તે તેના એકવારના વીરને, મર્દને, શોભાને કાયર, બાયલો અને કોડિયો હોય તેવો જોવા લાગી. પ્રબોધના મિત્રો શત્રુ બન્યા, ઉપાસકો ઉચ્છેદકો થયા, વહાલાંઓ વિરોધીમાં બળ્યાં.

જ્યાંથી એના પર પુષ્પવૃષ્ટિ થતી ત્યાંથી હવે ગાળ વરસી. જ્યાં એની જય બોલાતી ત્યાં બોલાયો હુરિયો. ધિગ્ ધિગ્ ધિગ્

દેશદ્રોહીને ધિગ્, ફિટ ફિટ ફિટ સત્યદ્રોહીને ફિટ: પ્રબોધ એવા ધુત્કારને હસતે મુખે ઝીલતો હતો. વિચાર અને વસ્ત્રો બદલતી વખતે તેણે આવો આવકાર કલ્પ્યોજ હતો.

ફરતો ફરતો તે પોલિસની વડી કચેરી પાસે પહોંચ્યો ત્યારે તેને યાદ આવ્યું કે ગજવામાં સર બળદેવસીંગનો પોલિસના વડા પરનો ભલામણ–પત્ર છે. પછી આપોઆપ તેનાં પગલાં એ આલેશાન ઇમારત તરફ વળ્યાં. ઘડીભર તે થંભ્યો, ઘડીભર તેણે પોતાનો પોષાક જોયો અને પછી પૂર દમામ અને ઉત્સાહથી તે પગથિયાં ચડ્યો.

એ પગથિયાં ચડતો હતો તેજ વખતે અંદર વડા સાહેબની ઓરડીમાં ઇન્સપેકટર ઇશ્વરલાલ પોતાનું નિવેદન રજૂ કરતો હતો.

"સાહેબ! આપની શંકા છેક નિર્મૂળ ન હતી. પ્રબોધચંદ્રે રક્તરંગીઓની સોબત કરી હતી. કદાચ એવા ગુપ્ત આશયે જ તે શાંતિ શોધવાના બહાને શાંતિ–ધામ ગયો હતો."

"એમ? સાબાશ ઇશ્વરલાલ! ત્યારે તમે સોંપેલું કામ પાર પાડી આવ્યા. પહેલાજ કામમાં આવી હુશિયારી બતાવી છે એની સરકાર કદર કરશે. હં, પછી? તમે એની ભાળવણી કલકત્તાની છૂપી પોલિસને કરી આવ્યા ને?" પોલિસના વડા ગેલમાં આવી સિગારેટના ધુમાડાનું ધુમ્મસ રચતાં રચતાં બોલતા હતા.

"ના જી."

"કેમ?"

"એ જરૂરનું ન હતું."

"પ્રથમ આસેજ ઝડપાઇ ગયો છે કે શું?" વડા સાહેબની પ્રફુલ્લતાનો પારો ચડવા લાગ્યો.

"ના જી, પ્રબોધચંદ્ર મુંબઇ આવ્યો છે."

"તો શું તે છૂટો છે? એ ઉત્પાતિયો છે અને વળી હિંસા–પંથનો નવો નિશાળિયો છે એટલે કંઈ નવાજૂની કરી બેસશે તો?

મુંબાઇની પોલિસ માથે કાયમનું કલંક બેસશે તેનું ભાન છે ?"

"જી સાહેબ ! એવું કંઇ નહિ થાય."

"કેમ નહિ થાય ? તેના બંધૂક અને બૉંબ આપણી રજાની મંજુરી વગર ફૂટવાનાં નથી, એવું માનો છો ?"

"પ્રબોધચંદ્ર એના બૉંબ બંધૂક વિનાજ આવ્યો છે."

"હશે, પણ તેને તમારી આંખમાં ધૂળ નાખવી હશે. શી ખાતરી કે એનાં હથિયારે એની પહેલાં મુસાફરી નથી કરી ?"

"ખાતરી છે એટલે તો શાંતિથી વાત કરૂં છું." ઇશ્વરલાલની સ્વસ્થતા જોઈ સાહેબને આશ્ચર્ય થયું. "ખાતરીનો આધાર એજ કે એણે એ નિશાળ છોડી દીધી."

"કારણ ?"

"અહીંના અહિંસાવાદીઓએ દબાણ કર્યું, બળજબરી કરી, અને એને અહીં ખેંચી લાવ્યા છે."

"પછી ?"

"એક બાજુ હિંસાની દીક્ષા ને બીજી બાજુ અહિંસાની શિક્ષા. એ બેની ખેંચતાણમાં બિચારો વલોવાઈ ગયો. એ ગજ-ગ્રાહીઓની શરતનું દોરડું બન્યો અને અંતે તૂટીને કટકે કટકા થઇ ગયો."

"એટલે ?"

"એને બંને વાદો પર વૈરાગ્ય આવ્યો, ગુસ્સો આવ્યો. અણગમો ઊપજ્યો, કંટાળો ચઢ્યો."

"પછી ?"

"એણે બંને પક્ષને સલામ કરી અને ત્રીજો જ પક્ષ પકડ્યો."

"એ પક્ષ વળી કયો ? વિનીતોનો ?"

"ના જી, એનો પક્ષ વિનીતોનાથી પણ વિનીત છે."

"એમ ! !"

"એણે ખુદ સરકારની બિરાદરી ને વફાદારી સ્વીકારી."

"શું કહો છો? છેતરાયા તો નથી ને?"

"ના જી. હું છેતરાયો નથી એની તમને ખાતરી થશે."

"એ નવી દીક્ષા કયા ગુરૂ પાસે લીધી?"

"સર બળદેવસીંગ પાસે."

"સર બળદેવસીંગ! કાશી–કોશલના ભૂતપૂર્વ ખજાનચી?"

"હા જી, તેજ."

"એનો ને આ ભટકતા પ્રબોધનો કયાં ભેટો થયો?"

"ગાડીમાં."

"તે સર સાહેબ ભલા કે એ રખડુને ચેલો મૂંડ્યો!"

"સાહેબ! પ્રબોધ મૂળે રખડુ નથી. એ સર સાહેબનો સંબંધી નીકળ્યો."

"શું કહો છો? સર સાહેબનો સંબંધી સત્યાગ્રહી થયો હતો?"

"મને પણ એ પ્રશ્નનો જવાબ જડ્યો નથી. પરંતુ હું કહું છું તે હકીકત છે. તે સર સાહેબના સહોદર જેવા સ્નેહીનો પુત્ર છે અને નારાયણની ઇચ્છા હશે તો ભવિષ્યમાં સર સાહેબનો જમાઇ થશે એવાં ચિહ્નો હું જોઈ આવ્યો છું. એમની પુત્રી આશાદેવી અને આ પ્રબોધ ખૂબ હળી ગયાં છે."

"સમજાયું. પ્રબોધચંદ્રની નવી દીક્ષાનું રહસ્ય સમજાયું. આ આશાદેવીએ જ નવો મંત્ર ભણાવ્યો લાગે છે."

"એમ પણ હોય."

"તો ઇશ્વરલાલ, હવે જાઓ. બહુ રખડી આવ્યા છો તો એક બે દિવસ આરામ કરો."

"સાહેબ! હજુ મારૂં નિવેદન અધૂરૂં છે."

"તો ચલાવો આગળ."

"પ્રબોધચંદ્ર આપની પાસે આવનાર છે."

"શામાટે?"

"સરકારની બિરાદરી અને વફાદારીની સાધના કરવા માટે. પોતાના જૂના રાજદ્રોહનું કલંક ધોઈ કાઢવા માટે."

"બરાબર ન સમજાયું."

"તે આપણા ખાતામાં ઉમેદવારી કરવા માગણી કરશે."

"કઈ લાયકાત પર?"

"એની પહેલી લાયકાત એ છે કે તે બલિષ્ઠ ને બુદ્ધિશાળી યુવાન છે. સાહસ ને શૌર્યની કસોટીમાં, વિદ્યા–બુદ્ધિની પરીક્ષામાં તે સદાય પહેલો આવેલો છે."

"પણ તેનો ભૂતકાળ અને કાળી ડાયરીમાં તેનું નામ મોટા અક્ષરે લખાયેલું છે તે એ બધાંને ઢાંકી દેશે."

"ભૂતકાળની વાત કરો તો એના રક્તમાં વફાદારીનું લોહી છે. એના ઉદરમાં સરકારનું લુણ છે. સત્યાગ્રહી તો એ છેલ્લાં પાંચ વરસમાં થયો હતો. પરંતુ સરકારનો છાંયડો તો એના પર એ જન્મ્યો ત્યારથી હતો."

"તમે તો એની આખી જન્માક્ષરી વાંચી આવ્યા લાગો છો."

"હા સાહેબ. આપની કૃપાએ સેવક ઘણું ઘણું જાણી આવ્યો છે. પ્રબોધ પંડિત સદ્દગત પ્રભાકર પંડિતનો પુત્ર છે."

"કયા પ્રભાકર પંડિતનો? હિંદીઓમાં સૌથી પ્રથમ પોલિસોનો વડો થયેલો, તેનો?"

"હા જી, તેનો જ."

"તો તો એ એના માટે મોટામાં મોટી ભલામણ છે."

"અને છેલ્લાં પાંચ વરસની ઘેલછા એણે છોડી છે તે માટે સર બળદેવસીંગે પ્રમાણપત્ર લખી આપ્યું છે."

"એમ? સારી વાત. પણ ઇશ્વિરલાલ! પેલા દયાશંકરની તો રેવડી દાણાદાણ થઇ ગઇ. સત્યાગ્રહીઓની વડી છાવણીમાંજ ભંગાણ પડયું. સેનાપતિના પગ તળેજ પાણી રેલાયું."

"હા સાહેબ. એ ડોસાને તો મુંબઇમાં રહેવુંય ભારે થઇ

પડ્યું. તે ને તેની છોકરી ઉપકંઠ પરગણાની છાવણીમાં ભાગી ગયાં છે."

"દયાશંકર ગામડે ગયો ? તો તો ત્યાંની પ્રવૃત્તિમાં વેગ આવશે. એ ડોસાની કાર્યશક્તિ જબરી છે."

"તો સાહેબ ! આપની સંમતિ હોય તો હું જઉં પાછળ."

"તમે ?...ના તમે નહિ !"

"જેવી આપની મરજી. પણ કોઈકને તો જવું જ પડશે. ગામડાના અણઘડ દફેદાર કે જમાદારનું ગજું નહિ કે શહેરના વિચક્ષણ આગેવાનોને સંભાળી શકે. પહેલાં તો એકલો પ્રસાદ હતો, પણ હવે તો એ ત્રણ થયાં. એ ત્રિપુટી ઉપકંઠ પરગણાને ચાકે ચડાવશે."

બરાબર એજ વખતે પ્રબોધચંદ્રનું કાર્ડ ઉપર આવ્યું. જવાબમાં સાહેબ બોલ્યા: "મોકલી આપો."

પ્રબોધ આવે તે દર્મ્યાન સાહેબ ઇશ્વરલાલને કહેવા લાગ્યા:

"આપણા આ પ્રબોધચંદ્રને જ ખાસ ફોજદાર નીમી ત્યાં ઉમેદવારી કરવા મોકલીશું. એને પોતાના ગઈ કાલનાં પ્રીતિપાત્રો પરજ ત્રાસગીરી ને સિપાઇગીરી કરવાનું સોંપીશું. એ કસોટીમાંથી પાર પડે તો એની નવી બિરાદરી ને વફાદારી સાચી. એ પછી આપણાથી એને મોટો હોદ્દો આપવાની ભલામણ કરી શકાય."

"સાહેબ, અવિનય થતો હોય ક્ષમા કરશો; પણ મને ખાત્રી છે કે આ કપરી કસોટીમાં તે પાસ થશે, અને પછી પુત્રીના લગ્ન પ્રસંગે સર બળદેવસિંગ એક ભવ્ય પાર્ટી આપીને સૌનાં મ્હોં ગળ્યાં કરશે."



## પ્રકરણ ૧૬ . . . . . . . શું સત્ય ?



દયાશંકર અને સાવિત્રીને આવ્યે આજે દશમો દિવસ હતો. ઉપકંઠ પરગણામાં આવી સૌથી પહેલું કામ તેમણે ગામડાંઓમાં

ફરવાનું કર્યું. ગામેગામ છાપાં અને પત્રિકાના વાંચનારાઓને મુંબઈના દયાશંકરનું નામ પરિચિત હતું. મુંબઈના દાદાઠાકુર જેવા એ વૃદ્ધ આગેવાન માટે તેમને માન હતું. પરંતુ હવે સીધો પરિચય થતાં દયાશંકર માટે પ્રજાનું માન દશગણું વધ્યું. એ માન કેવળ ક્ષુદ્ર માન ન રહ્યું. તેણે ભક્તિભાવ અને પૂજ્યબુદ્ધિ ધારણ કર્યાં. મોળા પડેલા ખેડૂત વર્ગના લડાયક જુસ્સામાં ફરી જોમ આવ્યું. ઊતરતા ઉત્સાહમાં ફરી જુવાળ ચડ્યો. એ ઉત્સાહ પારકાના ચડાવેલા પાના-પોરસે નહિ પણ અંતરમાંથી ઉગીને ઊલટ્યો.

સાવિત્રીએ પણ સ્ત્રીવર્ગના હૃદયમાં આસન મેળવ્યું. પ્રબોધ તરફના આકર્ષણથી મુક્ત બનેલા તેના જીવનમાં હવે સેવા એજ સર્વસ્વ હતું. ઓઢવા પહેરવાની કે ખાવાપીવાની હવે તેને પરવા ન રહેતી. તે એક સાધ્વીનું જીવન જીવતી, કઠોર તપસ્યા કરતી. પૈદળ ચાલવું, પૃથ્વી પર પોઢવું, ધાણીચણા ફાકવા એ બધું હવે તેને સહજ થયું હતું. આ હઠ-યોગનું હોય એવું કઠોર કષ્ટ તેને તો ન ખૂંચતું, પણ દયાશંકરને અને પ્રસાદને ખટકતું; તે છતાં બંને મૂગા રહેતા. અનુભવી દાદા સમજતા હતા કે આ બધું મર્મ-વેધી આઘાત વીસરવા માટે છે. વળી ચકોર પ્રસાદ પણ જાણતો હતો કે સાવિત્રીના વ્યથિત ચિત્તને કંઇ પણ કહેવું એ એને વધુ વ્યથિત કરવા સમું છે.

દાદુ અને દૌહિત્રી મોડી રાતે પાછા ફર્યાં હતાં. તેથી મળસ્કેની પ્રાર્થના પછી પાછાં સૂઇ જઇ તે હમણાં જ ઊઠયાં હતાં અને આશ્રમ-ઘરના ઓટલે બેસી દાતણ કરતાં હતાં.

"આઠ તો વાગવા આવ્યા."

"હા દાદુ."

"તો હજી પ્રસાદ કેમ નહિ આવ્યો હોય?"

"શી ખબર પડે. બાકી ગાડી તો સાત વાગે આવી જાય છે."

ઉપકંઠ પરગણાની પ્રદક્ષિણા કરતી મુંબઇગરાની ત્રિપુટીમાંથી

પ્રસાદ પરગણાના થાણાના કસબે ગયો હતો. કેટલાક સ્વયંસેવકોનો ગઈ કાલે કેસ હતો. તેમને સજા પછી વિદાય આપવા તે ગયો હતો. ત્યાંથી આજે સવારે તે છાવણીએ આવવાનો હતો. વ્યવસ્થાની સરળતા અને સળંગતા ખાતર છાવણી દેશી રાજ્યની હદમાં રાખવામાં આવી હતી.

"પ્રસાદનેય પકડી લીધો તો નહિ હોય!" દાદુએ ચિંતા વ્યક્ત કરી.

"તેવું થયું હોય તો પ્રસાદ સદ્ભાગી."

"તો તો પછી બધો ભાર આપણા માથે આવી પડે."

"એ ભાર ઉપાડી લેવા તો આપણે આવ્યાં છીએ."

તેવામાં ગાડીનો ધુધવાટ સંભળાયો.

"અરે! ગાડી તો હજુ આ આવી."

"મોડી થઇ લાગે છે."

ગાડી આવી, થોભી અને ઉપડી ગઇ. ધુધવાટ ફેલાવતી ને ધુમાડો કાઢતી ચાલી ગઈ; અને એક દોડતો ટાંગો સ્ટેશન તરફથી આશ્રમ તરફ આવતો દેખાયો.

"પ્રસાદભાઈ ટાંગામાં આવતા લાગે છે." સાવિત્રીએ સહેજ કુતુહલ દર્શાવ્યું.

"અસુરૂં થયું છે તેથી હશે. અથવા કંઈ ઉતાવળનું કામ હશે."

ટાંગો ઊભો ન રહ્યો તે પહેલાં પ્રસાદ કૂદ્યો અને પાણીના કોગળા કરતા દયાશંકર ભણી મોટાં મોટાં ડગલાં ભર્યાં. ટાંગાવાળો નવાઈ પામી એક ખૂણે જઈ ઊભો. તેને આજે ક્યારનું અચરજ ઉપર અચરજ થતું હતું. ખાદીવાળા તો પેદળ ચાલનારા છતાં પ્રસાદે ટાંગો કર્યો. પ્રજાના પૈસા વાપરનારા પૈ પૈની પણ ચોકસાઇ રાખે પરંતુ આ ભાઇએ તો ભાડું ઠેરવવાની વાત ન કરી. રૈયતના સેવકો ટાંગામાં ગાલ્લામાં બેસે તો તે વખત પણ નકામો ન જવા દે. કદાચ તે તેટલો વખત તકલી કાંતે, પુસ્તક

વાંચે અગર મરીબડા હાંકેડુને સુખદુઃખની વાતો પૂછે. પરંતુ આ સ્વયંસેવક તો એવું કંઇ ન કર્યું. તેણે ફક્ત છાવણી તરફ તાક્યા કર્યું, ને તે આવતાં દરવાજામાંજ કૂદી પડ્યો. ભાડું આપવા પણ ન રહ્યો. એટલે ગાડીવાળો નવાઈ ન પામે?

"જય જય પ્રસાદભાઇ!" નમસ્તે કરી સાવિત્રીએ કદાચ યાદ દેવડાવ્યું કે રોજ તો તમે પહેલાં નમસ્કાર કરતા અને આજે વિવેકશૂન્ય થઇને કેમ ઊભા!

પ્રસાદે એ જય જય વાળવાનો વિવેક ન કર્યો. તે સૂનમૂન ઊભો હતો. કોઇ અગત્યની વાત તે કહેવા ઇચ્છતો હતો, આતુર હતો છતાં મૌન છૂટતું ન હતું. વાત ક્યાંથી ને કેવી રીતે શરૂ કરવી તેનો કદાચ તે વિચાર કરતો હશે.

"પ્રસાદ, શું છે?"

દયાશંકરના એ પ્રશ્ને પ્રસાદનું મૌન તૂટ્યું: "પ્રબોધ આવ્યો છે."

"હેં!!!" દયાશંકરે આશ્ચર્ય દર્શાવ્યું.

પ્રસાદ અને સાવિત્રીએ સંતલસ કરીને પ્રબોધ બાબત દયાશંકરને થોડા અંધારામાં રાખ્યા હતા. પ્રબોધનું પતન જોઇ દાદાના દેશભક્ત હૃદયને ખૂબ આઘાત થશે એમ માની બંનેએ કેવળ એટલું જ જણાવ્યું હતું કે પ્રબોધ નથી આવ્યો અને રામલાલ તથા મણિલાલ તેના પ્રબોધભાઇને તેડી લાવી ન શક્યા તેથી દાદાને શરમીંદું મ્હોડું બતાવવા આવ્યા નથી. પછી તો ત્રણે ગામડે આવ્યાં. અને દાદા માનતા રહ્યા કે પ્રબોધ તેના રક્ત--રંગી માર્ગેજ વિચરી રહ્યો છે અને તેય બંગાળમાં.

એથીજ પ્રબોધને આવ્યો જાણી તે ચમક્યા. પરંતુ સાવિત્રી ચમકી હતી બીજા કારણે. હવે દાદાને બધી ખબર પડશે, તે પોતાના પ્રિયમાં પ્રિય સ્વજનને હિમાલયના શિખરેથી નીચે કાદવના ખાડામાં પડેલો જોશે ત્યારે તેમને કેટલો ધક્કો લાગશે! ભલે, પ્રબોધ પડ્યો, પોતાના આદર્શના આકાશમાંથી પડ્યો પરંતુ તે સજ્જનતાના શિખરેથી

પણ પડ્યો છે કે શું એવી શંકા સાવિત્રીના હૃદયને ડંખવા લાગી. એનું સર્વાંગી પતન થયું ન હોત તો તે દેવતા જેવા દાદાને દુભવવા અહીં ન આવત. સાચેજ તેનું નરકમાં અવગમન થયું છે. જૂનાં સ્વજનોને વધુ વધુ સતાવવામાં તે નિર્દય ને નિષ્ઠુરને મઝા આવતી લાગે છે.

"પ્રબોધ આવ્યો! એ તો આનંદની વાત. એનો ભ્રમ ભાગ્યો હશે, એ પસ્તાતો હશે, પ્રાયશ્ચિત્ત કરવા આવ્યો હશે. ભલે આવ્યો. હું જાણતો જ હતો કે આપણો ઉતાવળિયો પ્રબોધ પથ ભૂલશે છતાં આખરે આવશે તો અહિંસાનેજ શરણે. મારી શ્રદ્ધા ફળી. ના ના, એનામાંજ રહેલી સ્વદેશભાવના, પ્રેમ, ધર્મ અને ધગસના અંકુરો એને સન્માર્ગે વાળી લાવ્યા હશે."

દયાશંકર હિંસા પરના અહિંસાનો વિજય જોઈ રાચવા લાગ્યા, દિવા-સ્વપ્ન જોવા લાગ્યા. એ જોઇ સાવિત્રીને પસ્તાવો થવા લાગ્યો. દાદાને સત્ય હકીકતથી અજાણ રાખવામાં મોટી ભૂલ થઇ છે. હવે રહસ્ય સ્ફોટ થતાં બેવડો ધક્કો લાગશે. એમનું ઘરડું શરીર અને આઘાતોએ ઘવાઇને આળું બનેલું અંતર એ બેવડો હડસેલો સહી શકશે? સાવિત્રીને અમંગલના ભણકારા સંભળાયા અને તેના ભય અને ભેકારે તે વ્યાકુળ બની ઊઠી.

"દાદુ!" લાગણી વિહ્વલ સાવિત્રી એટલું જ બોલી શકી. ગુઠાણાનો સ્ફોટ કેવી રીતે આરંભવો તે તેને જડ્યું નહિ. દૌહિત્રીના કંઠની કરુણતા પરખી દયાશંકર સમજ્યા કે પ્રબોધના અચાનક આગમને તે લાગણીવિવશ થઇ છે, હર્ષના ઉમળકે વિહ્વલ થઇ છે. તેણે તેને પડખે તેડી, પ્રેમપૂર્વક છાતી સરસી ચાંપી અને પછી પાસેની પાટલી પર તેને બેસાડી પોતે બાજુમાં બેઠા. દાદા દૌહિત્રીના વાળમાં જનેતાના પ્રેમથી આંગળીઓ પસવારવા લાગ્યા. તે પાસે પ્રસાદ ઊભો છે તે પણ ભૂલી ગયા. સાવિત્રીનું કષ્ટ તો દાદુને થનારા આઘાતના ભયથી જન્મ્યું હતું તેની દાદુને ખબર ન પડી.

બંનેની આ સ્થિતિ કદાચ બહુ લાંબી ટકત. કારણ સાવિત્રી સત્ય હકીકત કહી જ ન શકત અને દયાશંકર પોતાના સુખના ભ્રમમાંથી મુક્ત ન થાત.

પરંતુ પ્રસાદની ઊર્મિઓ સાવિત્રી જેવી આળી ન હતી. લાગણીઓની કોમળતા ખીલવવા માટે પણ ઊંચા પ્રકારનું સંસ્કારી હૃદય જરૂરનું છે. પ્રસાદ શિષ્ટ સમાજનું ફરજંદ હતું છતાં સાવિત્રી જેટલી ખાનદાની તેનામાં ન હતી. વળી વધારામાં તે પુરુષ હતો. લાગણીઓને અતિ આળી કરવામાં તે બાયલાપણું–સ્ત્રીવેડા જોતો હતો.

તેથી તેણે રહસ્યના કરંડિયા પરથી ઢાંકણ ખોલ્યું. એ ખૂલતાં જ જાણે અંદરથી નાગ નીકળ્યો ને તે દયાશંકરના આળામાં આળા મર્મમાં ડંખ્યો! ઘડીભર તેમને લહેર આવ્યાં. તે પાટલી ઉપર આડા પડ્યા–એક હાથ માથા તળે ને બીજો છાતી પર–એવી રીતે તે સૂતા.

વ્યથિત સાવિત્રીએ પોતાની વ્યથા હૃદયમાં સમાવી લીધી. તે સ્વસ્થ થઈ દયાશંકરને સાડીના પાલવે પંખો કરવા લાગી અને હવે વધુ વાત ન કરવા પ્રસાદને ઈશારો કરવા લાગી.

પરંતુ તે આજે નિષ્ઠુર થયો હતો. તેને પ્રબોધ ઉપર ઘણો ગુસ્સો આવ્યો હતો. એ ગુસ્સો તેને દયાશંકરની આંખમાં હલકો પાડવા પ્રસાદને બોલવા ઉશ્કેરતો હતો.

દયાશંકર થોડી થોડી વારે બોલતા હતા. પોતાના કટકા થયેલા અંતરના ટુકડા બહાર કાઢતા હતા.

"પતન! આવું પતન! મારા પ્રબોધનું આવું પતન! મારા પટ્ટ શિષ્યની આવી અધોગતિ! એ લાંછના એની નથી પણ મારી છે! માનવહૃદય! તારો શો વિશ્વાસ! તું ક્યારે કાયર બનશે, ક્યારે દુર્બળ બનશે, આદર્શ અને ભાવનાની ઇમારત પાયામાંથી ડગમગશે એનો શો ભરોસો! ઓ દગાખોર મન! પ્રબોધ જેવા ધીર અને વીરને તેં પાછો પાડ્યો: હાય! ઓ મારી મા, અમ્મા! ઓ હિંદુસ્તાન! હવે તું કોના પર વિશ્વાસ કરીશ? કાલે હું અને

સાવિત્રી, અરે! આ પ્રસાદ પણ કંઈ ન દે કે પીઠ પાછળ ઘા ન કરે એની શી ખાતરી!" દયાશંકર સ્વગત બડબડ્યે જતા હતા. ભલે એ વેદનાનો ઊભરો ખાલી કરતા, બહાર વહી જવાને માર્ગ મળ્યાથી એમનું કષ્ટ ઓછું થશે એ શ્રદ્ધાએ સાવિત્રીએ તેમને બોલતાં વાર્યા નહિ.

પરંતુ પ્રસાદ આજે ચૂપ ન રહેવાનો બેત કરીને આવ્યો જણાતો હતો. દયાશંકરના દુઃખની અને સાવિત્રીના ચૂપ રહેવાના ઇસારાની તેના પર અસર થઈ નહિ.

"પતન! હા પતન, ના ના કેવળ પતન જ નહિ. આ તો પાપની પરાકાષ્ટા છે, દુષ્ટતાની અવધિ છે."

"પ્રસાદભાઈ! દાદાના દિલમાં બધાં ભાલોડાં આજ ને આજ ભોંકી દેવાં છે? થોડાં ભાથામાં સિલક રાખો, ભવિષ્યમાં ખપ લાગશે." સાવિત્રીએ ઉત્તેજિત સ્વરે અને ઠપકાભરી નજરે પ્રસાદને ટકોરો કર્યો.

"તે શું દાદાને દુભવવા હું આ વાત કરૂં છું?"

"મને તો બીજું કોઈ કારણ દેખાતું નથી. હા, એક સાવ્રી-તની દુર્બળતાની દાંડી પીટવામાં ક્રૂર આનંદ મળતો હોય તો કોણ જાણે!" સાવિત્રીએ બોલતાં બોલતાં પ્રસાદ તરફ પીઠ ફેરવી.

"એ તો પ્રબોધભાઈ માટે તમને વધારે પડતો પક્ષપાત છે તેથી. હું તો સત્ય–સ્ફોટનના ધર્મકાર્ય માટે જ આ કડવી ફરજ બજાવી રહ્યો છું." પ્રસાદે પોતાનો શુભાશય દર્શાવવાનો પ્રયત્ન કર્યો.

"તો બજાવો તમારી ફરજ. હું આડે આવી છું તે માટે માફી માગું છું." પ્રસાદ સમજ્યો કે આ ક્ષમાયાચના નથી પણ છૂપો કટકો છે.

"બેટા! બોલવા દે પ્રસાદને. સત્ય હકીકત દર્દકારી કે ભયંકર હોય છતાં તેને એકવાર જાણી લેવી ઘટે. એ વિના આપણે ક્યાં ઊભાં છીએ તે નક્કી નહિ થાય." દયાશંકરે હવે સ્વસ્થતા

મેળવી લીધી હતી તેથી તે બેઠા થઈ બોલ્યા. તેમના કપાળે હજુ પરસેવો તો વળતો હતો જ, અને તેય સહવારના પહોરમાં. એ બતાવતું હતું કે આ વૃદ્ધના અંતરમાં તો હજુ નસ્તર ભોંકાતાં હશે.

દયાશંકરના ઉદ્દગારોથી ઉત્સાહિત થઈ એ પરસેવા અને એ નસ્તરનો સંબંધ કલ્પ્યા વિના અધૂરું રહેલું બ્યાન પ્રસાદે પુનઃ આરંભ્યું:

"સાવિત્રીબહેન ! પ્રબોધભાઈ મારા પણ મિત્ર હતા. તેમનું કાપતું બોલવું એ મને ન છાજે એટલી સદ્દબુદ્ધિ ભગવાને મને આપી છે. પરંતુ જરૂરી સમયે વજ્ર જેવી કઠોરતા ધારણ કરવી જરૂરની છે. તમે એમ માનો છો કે એણે માત્ર વિચાર, વાણી અને વસ્ત્ર બદલ્યાં છે, પરંતુ એ ત્રિમુખ પરિવર્તનને ચોથું મુખ પ્રગટયું છે. એનું વર્તન પણ બદલાયું છે. એણે પોલિસ ખાતામાં નોકરી લીધી છે."

"ઓહ !" સાવિત્રીએ એકશબ્દી ઉદ્દગારમાં આખા શરીરની ભારોભાર વેદના ઠાલવી.

"શ્રી હરિ! શ્રી હરિ!" દયાશંકરે આ ન મનાય એવી પરિસ્થિતિનું કારણ ન સમજાતાં તેનું ભગવાનમાં, તેની અપાર અને વિચિત્ર લીલામાં આરોપણ કર્યું. એ કાર્યમાં એ પોતાની જાતને આશ્વાસન આપતા હશે ?

"કેવલ નોકરી જ નથી લીધી પણ પ્રબોધને આપણા ઉપર ફોજદારી કરવી છે. તેણે આ પરગણાની ખાસ અમલદારી માગી લીધી છે. આપણને હેરાન કરવામાં હવે એને મઝા આવશે."

"ચાહી ચેતવીને માગી નહિ હોય. પરંતુ અમલદારોએ તેની વફાદારીની કસોટી કરવી ધારી હશે. અને તેથી તેને અહીં આપણો પીછો પકડાવ્યો હશે. અને એકવાર નોકરી લે એટલે નોકર તો ચીઠ્ઠીનો ચાકર." સાવિત્રીથી અનિચ્છા છતાં પ્રબોધનો બચાવ થઈ ગયો. તેનું હૈયું ઘવાયું, રિસાયું, ને રોષે ભરાયું હતું એ સાચું.

તોપણ તે પોતાની સજ્જનતા છોડી શકતું ન હતું. પ્રબોધ આવી ક્ષુદ્રતાની હદે પહોંચી શકે એવી કલ્પનાને એ સજ્જનતા વાહી રહી હતી.

સજ્જન તો ઘણા જન્મે છે, સજ્જનતા તો ઘણા કેળવે છે, પણ કપરી કસોટીની તાવણી વખતે પણ જે પોતાની મહત્તા ન તજે એવી સજ્જનતાનાં પાત્રો વિરલ છે. એ વિરલોમાં પ્રસાદ ન હતો. તેથી તેને સાવિત્રીનું વલણ ન રૂચ્યું બલ્કે તેણે તેને વધુ ઉશ્કેર્યો.

"દાદાજી! તમારી દૌહિત્રીથી તોબા! એક વાત એને ગળે ઊતરતી નથી, જાણે કે હું સત્ય હકીકત નહિ પણ બનાવટી બ્યાન કરી રહ્યો છું. મારી ભૂલ થઈ કે મેં આ વાત કરી."

પ્રસાદને ખોટું લાગ્યું હતું. આટઆટલી વક્તૃતા વાપરી છતાં તે વ્યર્થ ગઈ, વેડફાઇ ગઈ. સાવિત્રીના દિલ પર જરાયે અસર ના થઇ. પત્થર પરથી પાણી વહી ગયું. પ્રબોધ પરના પરમ પ્રેમના કારણે તે પત્થર જેવું—બાકીના બધાના માટે જડ જેવું—થયું હતું ?

પરંતુ પ્રસાદનો પ્રયત્ન સરવાળે અફળ ન હતો. દયાશંકરના દિલમાં તેના આખ્યાનની અસર પડી હતી. પ્રથમથી ઊર્મિલ, ઉત્પાતિયો, ચંચલ એવો પ્રબોધનો આકરો જીવ ધારી મુરાદ બર ન આવતાં એક છેડેથી બીજે છેડે જાય એ સંભવિત છે એવું જન–મનના શાસ્ત્રના પંડિત દયાશંકરના દિલમાં ઊગ્યું. પગદડાના ખેલનો દડો રમત શરૂ થતાં સ્થિર રહી શકતો નથી. તે એક દિશાના છેડે જવા, વારંવાર પછડાઇ અથડાઈ આગળ વધવા છતાં પાછો પડ્યા કરે છે ત્યારે તે અચાનક એક પક્ષના ખેલાડીઓને છક કરી બીજા પક્ષના લાભમાં ગતિ કરે છે, હતી તેથી અવળી દિશામાં દોડ લે છે. પ્રબોધ વિષે પણ આવું કેમ ન બન્યું હોય ?

બને, પરંતુ એક વસ્તુ ત્રિકાળે પણ ન બને. દયાશંકરના આત્માના ઊંડાણે અવાજ કાઢ્યો. પ્રબોધથી પ્રજાનું અહિત થઈ જ

ન શકે. પ્રજા તો તેનો પૈસો છે ને પરમેશ્વર છે. પ્રજા-સેવાનો આદર્શ ઓળખ્યો ન હોત તો તેણે કદાચ વર્ષો પહેલાં આપઘાત કર્યો હોત. બળ અને બુદ્ધિ, વિદ્યા અને વૈભવ, સંસાર અને વ્યવહાર, રહેણી અને કરણી એ બધામાં એને કેવળ એમના પોતાના કારણે રસ ન હતો. લોકસેવાનાં સાધન તરીકે જ તેને વ્યક્તિ અને સમાજ બંનેની જીવનલીલામાં રસ હતો. તે માણસ પોતાના એકના એક ધ્યેય માટે બધુંય કરશે પરંતુ આદિ આદર્શને નહિ છોડે.

"તો પછી એ આદર્શ અને સરકારી સિપાહીગીરીનો મેળ કેમ મળશે? એ મેળ જો મળી શકતો હોય તો તે સાચેજ ફોજદારની ફરજ સુંદર રીતે બજાવશે, મને-તેના પૂજ્યપાત્રને પકડશે, સાવિત્રીને-તેના પ્રેમપાત્રને સજા કરશે, યા કરાવશે અથવા પ્રસાદને-તેના પરમમિત્રને હેરાન પરેશાન કરશે. એ બધુંય મને સમજાય છે." દયાશંકર વિચારતા હતા: "પરંતુ એ બે પરસ્પર વિરોધી ધ્રુવના આંટા કેવી રીતે મળશે? ઘેડ કેવી રીતે પડશે? એ મને સમજાતું નથી."

એવી દ્વિધા પ્રસાદને પજવતી ન હતી. તેને તો હવે વિશ્વાસ હતો-ગળા લગીનો વિશ્વાસ હતો, કે આદર્શ, સેવા, સાહસ એ બધાંય છલ હતાં, લોકોને છેતરવાના ફેલ હતા. તેના એ વિશ્વાસે-શંકાની ભૂમિકામાંથી તે પાસ થયો હતો-શબ્દો શોધ્યા:

"દાદાજી! પ્રભુનો પાડ માનો કે માથેથી બલા ઊતરી. પહેલેથી જ એ સરકારનો ગુપ્તચર હશે. આપણા સત્યના સેનાનીઓની શિબિરમાં ઘૂસેલો વેશધારી હશે, જાસૂસ હશે, હેરુ હશે. એના પિતા સરકારના ખાંધિયા હતા, એના રક્તના છાંટે છાંટે સરકારનું લૂણ હતું. પિતાના વફાદારીના સંસ્કાર પુત્રે પણ પારણામાંથી ઝીલ્યા હશે. તે આપણો થાય? પ્રજાનો થાય? વ્યાઘ્રપુત્ર વૃષભનો વાન ધારે, નખે શીંગે બનાવટી વેશ પહેરે તે કેટલા દિવસ? આપણા સતના તાપ એનાથી નથી જીરવાયા એટલે આખરે એ ખરા રૂપમાં પ્રગટ્યો છે."

દયાશંકરના દિલમાં હજુ ગડમથલ ચાલતી હતી: ખરૂં રૂપ આ કે તે? એનો જ પડઘો પાડતી હોય તેમ સાવિત્રી પણ અર્ધ-સ્વગત બોલવા લાગી:

"ધરાસણામાં એના માથે લાઠીઓ પડી તે ખરૂં, કે હવે એ આપણા માથે લાઠી ફેરવશે તે ખરૂં? વડાલામાં એણે સરકારના કાયદાને મુર્દાબાદ કર્યો તે ભ્રમ, કે આ હવે સરકારના રાજના ઝિંદાબાદ ગાશે તે ભ્રમ? સરકારની કાળી ડાયરીની શરૂઆત એના નામથી થયેલી તે સત્ય, કે હવે પોતાના હાથથી એ નવી કાળી ડાયરી આરંભશે તે સત્ય?"

એવામાં ટપાલી આવ્યો, તે ટપાલ લાવ્યો. ના, ના, તે આ સત્યાસત્યનું નિરાકરણ કરતો પત્ર લાવ્યો.

પત્ર કોઇ અજાણી વ્યક્તિનો હતો. તેના કવર પર અક્ષર અજાણ્યા હતા અને ડાકઘરની છાપમાંનું નામ પણ અજાણ્યું હતું. દયાશંકરના મુંબઇના ઠેકાણે અથડાઇ આ કાગળ અહીં આવ્યો હતો.

લખનાર અજાણ્યો હતો છતાં તેણે નામ આપ્યું હતું, પોતાના મુલકનું નામ પણ આપ્યું હતું. આ રહ્યો તે પત્ર, ટુંકો ને ટચ:

પૂ. દયાશંકરજી !

લી. બંગ પ્રદેશની ગુપ્તસમિતિના જયજુહાર. પ્રબોધચંદ્રે પ્રથમ તમને છેહ દીધો અને અમારામાં પ્રવેશ કર્યો. પણ હવે તો તેણે અમને પણ છેહ દીધો છે. ખરો જાસૂસ! છે તો મર્દ બચ્ચો! ઠેઠ વાઘની બોડની અંદર લગી પગેરૂં કાઢી આવ્યો. ગમે તેવો હોય પણ તે આપણો દ્રોહી તો ખરો જ. આપણા પેટમાં પેસી તે આપણાં રહસ્યો જાણી ગયો, એને જીવતો છોડાય? તમે અહિંસાવાદીઓ તો ખમ્મા ખમ્મા બોલશો, પણ અમારી અગ્નિ–સમિતિના શબ્દકોષમાંથી એ શબ્દ છેકી નાખ્યો છે.

સાંભળ્યું છે કે તમારા ઇલાકાની સરકારે એને ખાસ કામગીરી સોંપી છે. એમાંથી એને પાછો પાડવા, ફજેત ફજેત કરવા અમે

અમારા માણસો રવાના કર્યાં છે. શ્રી. કાગદેવની રાહબરી હેઠળ તે તમારા પરગણાનો ભાર ઉપાડી લેશે. તમે સત્યાગ્રહીઓ તો સરકારને ફાવતું આવે એવું કરશો, વાઘના મ્હોંમાં ગરીબડી બકરી બની પ્રવેશશો, પ્રજાને પ્રવેશ કરવા શિખવશો. એથી તો એ દેશદ્રોહી પ્રબોધચંદ્રને જશ મળશે, માનચાંદ મળશે, ઊંચી બઢતી મળશે; નાગ લોહી ચાખેલો થશે, વાઘ પેંધો પડશે. અમારી મંડળી એ નહિ સાંખે. તે વાઘના મ્હોંમાંથી શિકાર છોડાવશે, પ્રજાને વીંટી રહેલી નાગચૂડને છોડાવશે અને એ રીતે અમે પ્રબોધચંદ્રને સોંપેલી કામગીરીમાં તેને નિષ્ફળ કરીશું. મોટી મોટી આશાએ ભાઇસાહેબ ફોજદાર થઇ બેઠા છે પણ એ આશાને ઝાંઝવાનાં જલ ન કરીએ તો અમે ગુપ્તસમિતિના નહિ.

બંગાળામાં તો અમે એવા દેશદ્રોહીના રક્તે અંઘોળ કરીએ. પરંતુ તમે રહ્યા ગૂજરાતી, ગણતરીબાજ. તમારી ગણતરીઓ ને બાજીઓ ઊંધી વળે એજ તમારૂં મૃત્યુ, મૃત્યુથી પણ કારમું. એટલે પ્રબોધના રક્ત કરતાં પ્રબોધની નાસીપાસીમાંજ અમે સ્નાન કરીશું.



## પ્રકરણ ૧૭ . . . . . . . . રાબડી



દયાશંકર અને સાવિત્રીએ તો દાતણ કર્યું જ હતું. પ્રસાદ તે ઝટપટ આટોપી લીધું. એટલે "રાબડી પીવા ચાલો" એવું ઇજન કરતો શંખ વાગ્યો.

પંખીઓ ચણ ચણવા અને પશુઓ ગૌચર ચરવા જાય ત્યારની એ વેળા હતી. પ્રકાશભૂખ્યા આકાશે ઉજાશ પી પી પેટ ભર્યું હતું, ગંધભૂખ્યા પવને ફૂલડાંની કોઠી સૂરજની ચાવીએ ઉઘાડી અજીરણ થાય એટલી સુવાસ ભરખી હતી અને અંઘોળભૂખ્યું ભાડું

ભરતીના લોઢે લોઢે સ્નાન કરી એટલું ધરાઈ ગયું હતું કે તે પંકે કાદવ પેઠે કલવાઈ ગયું હતું.

આમ બધાની ભૂખ શમી હતી, પરંતુ ઉપકંઠ પરગણાની મુખ્ય છાવણીની સ્વયંસેના હજુ ભૂખી હતી. બ્રહ્મભોજન હોય ત્યારે ભૂદેવો આગલા દિવસથી લાંઘે છે, પેટની કોઠી તળિયા સુધી ખાલી કરી રાખે છે એ વાત શબ્દાર્થે કે અલંકાર–અર્થે સાચી છે, એની ચર્ચામાં નહિ પડીએ. છતાં એક વાત તો જરૂર કબૂલીએ કે સારી સારી વાનીઓનું ખાણુંપીણું હોય છે ત્યારે સહજે જમવાની રોજની વેળા વીતી જાય છે, પેટમાં બિલાડાં બોલવા લાગે છે.

એવા જ કારણસર ઉપકંઠની છાવણીમાં આજે 'સેના' હજુ ભૂખી હતી. સ્વયંસેવકોએ રાબડી પીધી ન હતી. રા–બ–ડી એ ત્રણ અક્ષરસમૂહનો શબ્દ છે; ભડકું, કાંજી, ઘેંસ એ ત્રણે હલકામાં હલકા અનાજનાં બને છે. પેટને ભરપટ કરવા કે તરપત કરવાનાં નહિ પણ ઠગવાનાં એ ખાણાંપીણાં છે. પરંતુ દેશની ધાનો સાદ સૂણી સેવા કરવા, કુરબાન થવા આવેલી આ સ્વયંસેવકોની સેનાની રાબડી એ મારકાની ન હતી. મોટાં મોટાં નગરોમાં કેટલીક મઢૂલી નામધારી ઇમારતો મહેલને પણ લજવાવે છે. આ 'રાબડી' –ઉપકંઠ પરગણાની છાવણીની રાબડી, એઓના પગમાં પગ મૂકતી હતી. તેને ઓછી ઢીલી કરો તો તે શીરાની સહોદરા છે એ વર્તી શકાય, તેને જો સાવ સૂકી કરો તો તે પોતે એકલા ઘીની સુખડીની સગી છે એમ જાહેર કરે. ચુરમામાં ને તેમાં માત્ર રવાની જ જુદાઇ રહે, તો પછી એનું નામ અન્ય નહિ ને રાબડી શામાટે? જે હિજરતે ગયા, ઘરબાર, દાણોદૂણી, ખેતરપાધર ઢોરઢાંખર બધાને ગુમાવીને પરગામે પડાવ નાખી પડ્યા તે ભડકું પીએ તથા જે કેદમાં ગયા, સગાંસંબંધી, સુખની શય્યા, આરામની એશ અળગાં કરીને ગયા તે કાંજી પીએ તો પછી આ સેવાવ્રતીઓ ઘેંસ ન પીએ તો શું ઘેબર ખાય? ના, ના. તેઓ પણ રાબડી જ

પી શકે. ભલે પછી તે મુખડીને શરમાવે. દયાશંકર વગેરે આવ્યા ત્યારે રસોડા–ઘરની બાજુના ઘરની લાંબી પરસાળમાં બધા હારબંધ ગોઠવાયા હતા. બધા પાસે પાણી–પાત્ર ને રાબ–પાત્ર નવા નકોરાં હતાં, ચળકતાં હતાં, તે બટેરાં નહતાં, શકોરાં ન હતાં, કાચલી ન હતી, કૂલડી ન હતી પણ હતા લોટા, થાળી અને વાડકા. એમનાં આસન તાડછાંની સાદડી ન હતી, દાભડાની ચટાઇ ન હતી, પણ ધોબીની ધોએલી ખાદીના કડકા હતા. ખાદીભક્તોને તો ખાદી જ ખપે, પછી ભલે તે પોતે કાંતેલી વણેલી ન હોય; અથવા છાવણીના ખાદીભંડારમાં ખાદી ખૂટતાં હિજરતીઓનાં બાળ ભલે ટાઢે મરે.

આજે આખી સેના પ્રસન્નમુખે ખાણીપીણી કરતી હતી. તેમના નાયક પ્રસાદભાઇ આજે પ્રફુલ્લ હતા. તે પ્રબોધથી પાંચ વહેંત ઊંચો છે એ આજે પૂરવાર થયું હતું. દેશસેવા સહેલી નથી અને તેને સહેલી માની અધૂરા ઘડા ઘણું છલકાય એ આજે સિદ્ધ થયું. પ્રબોધ અડધે રસ્તે લપસી પડચો, ફસકી ગયો અને પ્રસાદની તોલે તે ન આવે એની જગતને ખાતરી કરાવતો ગયો; એથી તે પ્રફુલ્લ હતો. અને પ્રફુલ્લ મહારથીના મળતિયાઓ મલકાતા હતા. કોઇ કોઈ તો સૈનિકધર્મ ભૂલી સેનાપતિનેય શિખામણ આપતા હતા.

"પ્રસાદભાઇ! આજ્ઞા આપો તો એ દેશદ્રોહીનો અસહકાર કરાવીએ."

એક સૈનિક સેનાપતિને સલાહ આપવાનું માન ખાટી જાય છે તે જોઇને બીજાને શૂર છૂટ્યું. અમે કંઈ બુદ્ધિનું દેવાળું કાઢ્યું નથી, અમનેય દલીલ ને દરખાસ્તો સૂઝે છે, એવા અહંભાવે તેના ચહેરાનો કબજો લીધો. તે બોલ્યો:

"પૂ. ગાંધીજીના સાત્વિક અસહકારને એ નહિ ગાંઠે. તેને તો એ ઘોળીને પી જશે. પરંતુ પ્રસાદભાઈ! તમે હા પાડો તો એની સામે ગામે ગામમાં, કોમે કોમમાં અને ફળિયે ફળિયે એકડા કરાવીએ. એનો હજામ બંધ, ધોબી બંધ ગાડું બંધ અને ગાડી

બંધ. દુકાનદાર દાણો નહિ આપે, ઘરધણીઓ ઘર નહિ આપે, પાણીવાળી પાણી નહિ ભરે. બસ, પછી એ નવો ફોજદાર તોબાહ તોબાહ ન ભણે તો મને કહેજો."

"છતાંય એ રાજીનામું નહિ આપે તો મને કહેજો. એકી રાતે વહોરવાડે મરશિયાં ગવડાવીશ, બ્રાહ્મણવાડે છાજિયાં લેવડાવીશ, વાઘરીવાડેથી કૂતરાં છરકાવીશ અને મદારીવાડેથી માંકડાં દોડાવીશ, પાવૈયાને કહી હુરિયો બોલાવીશ અને મશાણિયાને કહી ચાડિયો બળાવીશ."

"સાબાશ મારા સૈનિકો, સાબાશ! એની શી મજાલ કે આપણી છાતી પર એ જમ જેવો બેસે ને લોહી પીએ!" પ્રસાદ પોતાના સૈનિકોના ઉત્સાહથી ગેલમાં આવી ગયો.

"પ્રસાદ! આ હું શું સાંભળું છું? આપણા સત્યધર્મને, પ્રેમમાર્ગને આ ન શોભે." દયાશંકર વલોવાતા હૃદયે આ સૂચનાઓ સાંભળી રહ્યા હતા તે વ્યથાપૂર્ણ ગળે બોલ્યા.

"ખરી વાત, દાદાજી! એ મને કે તમને નહિ શોભે! પણ પ્રજા પોતાનું વેર નહિ છોડે. આ સૈનિકો એ પ્રજામાંથી આવ્યા છે ને? તેમને આપણે ક્યાં આડો હાથ કરીએ? અને કદાચ કરીએ પણ ખરા. કિંતુ તે આ ગુરુદ્રોહી, મિત્રદ્રોહી, પ્રજાદ્રોહી માટે? ના, ના, એ તો એ જ લાગનો છે." પ્રસાદે પોતાના સૈનિકોનો બચાવ કર્યો.

"તે કરતાં એના ઉતારા ફરતે કરાંઠીની હેલો ઉલાળો ને સળગાવો હોળી કે એક જ કલાકમાં અંત."

સાવિત્રીની આ દરખાસ્ત કટાક્ષમાં હતી કે ટેકામાં તે પ્રસાદ સમજી ન શક્યો.

"પ્રસાદ! આપણું યુદ્ધ તો દેવતાનું યુદ્ધ છે. આપણી સેના તો નારાયણી સેના છે. એના સૈનિકોએ પણ તારા મારા જેવી શુદ્ધ અને સાત્વિક અહિંસાની પ્રતિજ્ઞા લીધી છે તે ભૂલી ન જા."

દયાશંકરની આ દલીલ સર્વેને ના રુચી. પ્રબોધ માટે આ

દાદા–દૌહિત્રીના હૃદયમાં હજુ પક્ષપાત છે, એ એમની દુર્બળતા છે, અંગત સંબંધ જાહેર કાર્યમાં આડરૂપ થવો ન જોઈએ, એવું કોઈ કોઈ ગણગણવા લાગ્યા.

"તો શું આપણે એને હજુ ભાઈ ગણવો? એની જોડે ભેટાભેટી કરવી? મહેમાન તરીકે નોતરી મિજબાની આપવી? એના દુષ્ટ કાર્યમાં વેગ મળે તે માટે સાધન–સરંજામ પૂરાં પાડવાં?"

દયાશંકરનો ઉપદેશ ખાનગીમાં અપાયો હોત તો સારો લાગત. પરંતુ અહીં પોતાના હાથ તળેના સૈનિકો વચ્ચે એ પ્રસાદને વહાલો ન લાગ્યો. તે સમજ્યો કે દાદાની વેદિયાબુદ્ધિની અતિશયતાએ પોતાને ભોંઠા પડવું પડયું. એથી તેણે ઉત્તેજિત થઈને દાદા પર પ્રશ્નોની ઝડી વરસાવી.

"હું એવું નથી કહેતો, પ્રસાદ! આપણે એનો અસહકાર તો જરૂર કરીશું, પરંતુ તે સંયમ, પ્રેમ અને સત્યની મર્યાદામાં રહીને. હું વૃદ્ધ છું અને મારૂં બાળક દુષ્ટ થાય, તું યુવાન છે અને તારો ભાઈ માર્ગ ભૂલે, સાવિત્રી સ્નેહપાત્ર છે અને એનું સ્નેહભાજન માયાની મોહિનીમાં ડૂલે, તો આપણે ત્રણેયે શું આપણને આપણા સંસ્કારને, આપણા સમાજને શોભે નહિ એવું વર્તન કરવું? ભાઈ પ્રસાદ! જરા શાંત પડ. ઉત્તેજિત આદમી વિવેક અને શીલ બંને ખૂએ છે. માટે ધીરો પડ."

દયાશંકરની ધીરગંભીર અને ગૌરવભરી વાણીની બધા પર અસર પડી. વાતોએ અને દરખાસ્તોએ ચડેલી મંડળી રાબડી પીવા લાગી.

બધાએ રાબડી પીતા હતા પરંતુ સાવિત્રી બહેન સૂનમૂન બેસી રહ્યાં હતાં. તે તેના સ્થિર અને અર્ધઘટ્ટ પ્રવાહીમાં તાકી રહી હતી. તે જોઈ પ્રસાદને જરા વિનોદ કરવા ચળ થઈ આવી. એમ કરવામાં સાવિત્રીને ચીડવવા કરતાં વાતાવરણ હળવું કરવાનો હેતુ મુખ્ય હતો.

"સાવિત્રી બહેન! અંદર કોઈનું પ્રતિબંબ દેખાય છે?"

એ કોઈનું સર્વનામ કોના શુભ નામ માટે વપરાયું હતું તેનો

આખી મંડળીને ભાસ થયા વિના ન રહ્યો, તેથી સર્વેની મૂછમાં મરક મરક હાસ્યે પ્રવેશ કર્યો.

સાવિત્રીએ એક ક્ષણ પ્રસાદ તરફ જોયું, બીજી ક્ષણે સર્વના હાસ્ય તરફ તાકયું અને ત્રીજી ક્ષણે ફરીથી પોતાના રાબડીના પાત્રમાં જોયું, કોઇ નવમુગ્ધા દર્પણમાં જુએ તેટલા આનંદથી, કોઇ પ્રેક્ષક જાદુગરના ત્રિકાલદર્શી આયનામાં નજર કરે તેટલી ઉત્સુકતાથી.

"હા."

"કોનું ?" પ્રસાદના મુખના વિનોદભાવ વધુ ઉત્તેજિત થયો.

"તમારૂં." સાવિત્રીના સ્વરમાં કટુતા હતી.

"મારૂં ?" એ બે અક્ષરોમાં પ્રસાદે જાણે બધું આશ્ચર્ય ઠાલવી દીધું.

"હા, તમારૂં, તમારી આખી ફોજનું." આ સાંભળી ફોજ પણ આભી બની. રાબડીનો સ્વાદ ચાખતી સર્વેની જીભને જરા આરામ મળ્યો, કારણ કે તેઓના વાડકા હાથમાં થંભી ગયા હતા. તેઓની ને હોઠની વચ્ચે આશ્ચર્યભાવનો અંતરાય થયો હતો.

"કેવુંક દેખાય છે ?"

"કાળું અને કૂબડું."

"હેં !!"

"દુષ્ટતા અને ક્ષુદ્રતાભર્યાં હૃદયોના ઓળા ઉજળા નથી હોતા."

"દુષ્ટ કોણ ? અમે ?" એ પ્રશ્ન એક નહિ પણ અનેક મુખમાંથી ફૂટયો.

"દુષ્ટ અને તેની દુષ્ટતા સામે દુષ્ટતાનું હથિયાર ઉગામે તે બન્ને એક રાશિના છે, નામે–ગુણે સમાન છે."

"બહેન ! કોણ કેટલું દુષ્ટ છે, ક્ષુદ્ર છે એને માપવાનો ગજ હજી નથી મળ્યો. માટે એ સંતાપકારી ચર્ચા જવા દે અને રાબડી પીવા માંડ." દયાશંકરે સાવિત્રીને શાંત રહેવા સમજાવ્યું.

"મારે રાબડી નથી પીવી, દાદુ !"

"કેમ ? કંઈ થયું છે ?"

"ચિંતા ના કરો. શરીર તો સારું જ છે. બાકી મનની વાત તો તમે જાણો છો."

"એ તો અપવાસ કરતાં હશે." એક સૈનિકે હિંમત કરીને વડેરાંઓની વાતમાં મમરો મૂક્યો.

"અપવાસ કરે કે આપઘાત, તેથી કંઇ પ્રબોધચંદ્ર પર અસર નહિ થાય." પ્રસાદે કટાક્ષ કર્યો.

"તમારા પર થશે તોય ઓછું નથી." સાવિત્રીએ સામે કટાક્ષ કર્યો.

"અમારા માટે તમે અપવાસ કરો? કદી નહિ."

"એ તારી ભૂલ છે. મારી સાવિત્રી માટે તું અને પ્રબોધ સરખા હતા. હવે એક તો ગયો એટલે એના હૃદયમાં તારું સ્થાન અદનું છે, પ્રસાદ!" દયાશંકરે કજિયો પતાવવા પ્રસાદને ગમે એવ વસ્તુસ્થિતિનો સ્ફોટ કર્યો.

"એમને એ સ્થાન સંભાળવું ક્યાં છે? દાદુ!" કહી સાવિત્ર ઊઠી ચાલી ગઇ.

પ્રસાદ વિચારમાં પડ્યો. દાદુ–દૌહિત્રીએ દર્શાવી તે વા સાચી હશે? ભલે, સત્ય હશે તો તે સ્ફુટ થયા વિના નહિ રહે પ્રબોધચંદ્રની દુષ્ટતા એના દિલમાં વસી છે કે નહિ તેની કસોટ કરવી પડશે.

"દાદાજી! ત્યારે હવે પત્રિકાના તંત્રી તો ગયા. મા દરખાસ્ત છે કે આપણે સાવિત્રી બહેનને એ કામ સોંપીએ."

પ્રસાદની આ દરખાસ્ત પાછળ એક ગુપ્ત આશય હતો. અ તે એ હતો કે સાચે જ જો સાવિત્રીને પ્રબોધ પર ઘૃણા ઊપજી હ તો પત્રિકામાં તે તેની બદબોઇ કરશે.

ભોળા દયાશંકરે એ અંદરની વાત સમજવા પરવા ન કરે તેમણે શાંતિથી સંમતિ આપી.



# પ્રકરણ ૧૮ . . . . અરણ્યની અંદર



નદી લોકમાતા છે. પ્રથમ લોકમાતા અન્નદાત્રી ધરતી, તો બીજી લોકમાતા જલદાતા સરિતા. બન્નેને જિગરજાન દોસ્તી, કદાચ બંને સહોદરા છે. પ્રલય પછી પૃથ્વી પ્રગટી હશે તે સાથે જ નદી પ્રગટી હશે. ભૂમિમાતા સદાવ્રત માંડે છે—સકલ સૃષ્ટિના જીવોને ભંડારો જમાડે છે અને નદીમાતા પરબ માંડે છે—તરસ્યા જીવોને બારણે બારણે જઈ તરપત કરે છે. પાણી ન હોત તો પૃથ્વી કેવળ રેતીરોડાંનો ઢગલો બની રહેત અને પૃથ્વી ન હોત તો પાણી વિનાપાત્રે વાદળ-માંથી વરસી વાદળમાં સમાઈ જાત.

આ થયું જગદ્ધાત્રી જનેતાઓનું મંગલ સ્વરૂપ. એ રૂપની ડોકે વળગ્યું હોયની, એવું એનું રુદ્ર સ્વરૂપ પણ છે. રુદ્ર ધરતી જોવી હોય તો વનવેરાન જોવાં, ઝાડીઝાંખરાં જોવાં; ભયંકર નદી જોવી હોય તો ખાડીખાધરા જોવા, કોતરકરાડા જોવાં. જંગલનાં ઝાડો રાક્ષસ જેવાં લાગે છે. બખડના ખડકો ખડિયા જેવા જણાય છે. ત્યાં જંગલ બોલતું લાગે કે "ઓ પાતળા જળમાર્ગ ! હું તને એક જ કોળિયે ગળી જઈશ" અને ત્યારે જલમાર્ગનું અટ્ટહાસ્ય સંભળાય "ઓ દુંદાળા દાનવ ! હું તારું પેટ કોચી બહાર આવીશ."

કુદરત પણ રમ્યને વધુ રમ્ય અને ભીષણને વધુ ભીષણ બનાવે છે. ઉપવનમાં તે હંસલા મૂકે છે તો ઘનવનમાં ગીધડા, ફૂલવાડીમાં નાજુક લતાઓ તો વનઝાડીમાં પહાડી વેલા. પુષ્પવનમાં પુષ્કરણીઓ હોય છે તો કંટકવનમાં કાદવ—કળણો. વાયુ પણ વસતીમાં વાય છે વીંઝણા સમો અને વેરાનમાં વાવાઝોડા જેવો. કદાચ વનભૂમિનું વાતાવરણ જ એવું છે કે જે ત્યાં જન્મે તેને કરડું કરે, ભયંકર કરે. વનવાસનાં પશુ તેથી જ જનવાસનાં સગોત્રી જાત-ભાઈઓ કરતાં કદાવર, કઠોર અને ભયંકર છે. કુરુક્ષેત્ર કંકાસ—ક્ષેત્ર

કહેવાય છે. એવો વહેમ છે કે તેમાં પગ પડતાં જ કોમળ કાળજ પણ કઠોર બને. વન-ક્ષેત્રો પણ એવાં નથી? ત્યાં પગ પડત મનુષ્ય પણ અમાનુષી, રાક્ષસી નથી થતો?

ઉપકંઠ પરગણાના ઉગમણા જંગલમાં ફરતા નિશાચર માન વીઓના કેટલાક ઓળા એનો ઉત્તર આપી રહ્યા હતા. કાળી રાત્રિને કાળો બુરખો બધા પર ઢંકાયો હોવા છતાં એ માનવ-આકારે એટલી પ્રચ્છન્નતાથી ધરાયા ન હતા. અંધારી રાતનાં કાળાં વસ્ત્રોમાંથ સીવડાવ્યા હોય તેવા બુરખા બધાની ચોટલીથી પાટલી લગી ઝૂલત હતા. જંગલ ચાડું હતું, અંધકાર ધાડો હતો, એવાજ જાડા હત આ ઓઝલ. ઉપરથી કાંટાની કરવત ફરી જાય તોપણ તે ચીરાત ન હતા. તે ચીરાતા ન હતા પરંતુ ચીરાતું હતું દીવાલ જે નક્કર લાગતું જંગલ. વન વીંધતા વીંધતા એ ઓળા આગળ વધતા હતા.

ઉપકંઠના ઉગમણા કાંઠાનું આ જંગલ વાઘ, વરૂ તથ વ્યાલની બખાલ મનાતું. હિંસારી પશુઓનો ત્યાં પગલે પગલે પડા હતો. વળી એવડો જ મોટો પડાવ હતો મચ્છર-ડાંસનો, તેથી એ વન મેલેરિયાની મા પણ કહેવાતું. એની ઝાડીનો ઝાડપાલો છાપર જેવો હતો. યોજનનાં યોજન લાંબી પહોળી પછેડી જેવો હતો. એ ચંદરવો ચીરી સૂરજે ત્યાંની ધરતીનાં કદીએ દર્શન કર્યાં હશે નહિ તેની તો સૂરજને વાચા હોય તો જ ખબર પડે. અને એથી બેરે માંડણ પડે એમ મચ્છરો ત્યાંની કલણોમાં માંડણ પડતાં અને તા તરિયો અને ટૂંટિયાં જેવાં રોગોને જન્મ આપતાં.

આવા વનમાં વસતી રહેતી તે નામની. નયડાની ને નાયકાન કોળીની અને કાથૂડિયાની, ભીલની તથા ભરવાડની. ઉજળી વરણુને ત્યાં પગ કે પડછાયો ન પડતો. એ વન વીંધીને જતી રેલગાડી પ માંડ એક વાર ઊભી રહેતી; કો શરમાળ માલણની પેઠે એકા છાબડી ફૂલ આપ્યાં ન આપ્યાં કે છટકી જતી. એમ તો એ ગા

ત્યાંથી પહોર રાતે અને મળસ્કે પણ પસાર થતી પરંતુ તે અભિસારે જતી–ઉન્મત્ત ને ઉતાવળી નારી સમી જતી ને આવતી; વચમાં દમ લેવાય થોભતી નહિ; થોભતી નહિ તો નહિ પણ પડછાયો પણ નહિ પડે એટલી ઉતાવળે દોડતી.

આ ઓળાઓ એ દોડતી ગાડીમાંથી કૂદી પડ્યા હશે કે અદ્ધર આકાશમાંથી ઊતરી આવ્યા હશે? અને આવ્યા છે તો શા માટે? સિંહ કે શિકોતરીનો શિકાર થવા? માનવ–ભૂખી કલણોમાં કેદ થવા? મચ્છરોને મિજબાની આપવા? શા માટે હશે? અહીં તો આવે વૈરાગી કે વેપારી, રબારી કે રાહદારી. પરંતુ તે બધા આવે દિવસે. કાળી રાતના તો તેઓ પણ ન આવે અને આવ્યા હોય તો પણ જ્યાં સાંજના ઓળા પડે ત્યાં જ પડાવ નાખે.

ત્યારે આ લોકો એઓમાંના કોઈ ન હતા; કારણ કે એમને વનનો ડર ન હતો, બેકારનો ભય ન હતો, અંધકારનો અંતરાય ન હતો. તેઓ આગળ વધ્યે જતા હતા. દશે દિશાએથી દશ જણા વચલા ભાગ તરફ ધસતા હતા. માર્ગમાં ખાડા હતા, ટેકરા હતા, છતાં તે ઠોકરાયા નહિ. જાણે આવી વિકટ કેડીઓ તેમના પગ તળે આવી ગએલી ને પરિચિત હતી. આડીઅવળી ફંટાતી, મળતી ને જુદી પડતી ખાડીઓએ તેમને મુંઝવ્યા નહિ. ભુલભુલામણીની કોઠાવિદ્યામાં જાણે તેઓ પાવરધા હોયની એમ નાકના ટેરવે ટટાર અને સીધા દોરીસર તેઓ પંથ કાપતા હતા.

એઓ ધાડપાડુઓ હશે? એમનો વેશ જોવા મળત તો એ અનુમાનને જરૂર ઉત્તેજન મળત. પરંતુ અંધારી રાતે તો ચોરો વન વીંધી વસતીમાં જાય, જ્યારે આ તો ઊલટી ગંગા વહેતી હતી. કદાચ તેઓ એક જ જગ્યાએ તડાકો પડતાં મળેલા દલ્લા લઈ પાછા વળી આવ્યા હશે. પરંતુ તો તો માથે માલનાં ગાંસડાપોટલાં હોય ને? અંધારામાં બધું ઓળા જેવું અસ્પષ્ટ હતું છતાં એટલું તો નક્કી હતું કે તેઓ ખાલી હાથે જ છે. ખભે ખડિયા નથી, શિરે

ગાંસડી નથી, કમ્મરે વાંસળી નથી, હાથમાં હથિયાર નથી.

ત્યારે એઓ છે કોણ?

હં ! ધીરજ ધરો. ઘડીભરમાં બધું જાહેર થશે. જુઓ વન વચ્ચેના પેલા ટેકરા પર તાપણું સળગ્યું અને આ નિશાચરોએ તે તરફ જવા માંડયું છે. એ તાપણું કોણે સળગાવ્યું તે હું કે તમે નહિ જાણી શકીએ. આ રાત્રિયાત્રીઓ પણ ન જાણી શક્યા. આજુબાજુનાં કોતરોમાંથી એકડએકડ દશ માથાં એ તાપણા ફરતે દેખાયાં; તેના દૂર દૂરની ટેકરીઓ પર પડછાયા પડયા. મૂળે જ માણસ માણસના ઓળામાં અલ્પ ફરક હોતો નથી તેમાં આ તો બુરખાધારી ને બુકાનીવાળાઓના ઓળા. એ બધા એક બીબામાં ઢાળેલા ઢીંગલા જેવા દેખાયા.

આવનારાઓ આવ્યા તેવા એક એક શિલા પર ગોઠવાયા. સામસામી જોવાની સામાન્ય જનની ઇંતેજારી કોઇએ નહિ બતાવી. અને કોઈ એવું કુતૂહલ બતાવત તો જોત પણ શું? બુરખાની જાળીમાં ટગરટગર બળતા આંખના ડોળા કે બીજું કંઈ?

રાત્રિ સ્તબ્ધ હતી, આકાશ સ્તબ્ધ હતું. આકાશના તારા સ્તબ્ધ હતા, વનના અંધાર સ્તબ્ધ હતા અને બધા વચ્ચે આખું, મોટો અંગારો થયેલું, ટ્રોલકું બળતું પડયું હતું તેનો લાલ પ્રકાશ પણ સ્તબ્ધ હતો. એ સ્તબ્ધતાની અસર તળે આ બુરખાધારી દશ જણા પણ સ્તબ્ધ બેઠા હતા.

એ સ્તબ્ધતાનો ભંગ કર્યો કાગડાના કા કા અવાજે. અત્યારે અડધી રાતે કાગાનાદ ! આશ્ચર્ય ! વન આશ્ચર્ય પામ્યું, તેનાં વૃક્ષો આશ્ચર્ય પામ્યાં, વૃક્ષો પરનાં પંખી આશ્ચર્ય પામ્યાં અને સૌથી આશ્ચર્ય પામ્યું કાગવૃંદ. આ અવળચંડો જાતભાઇ કોણ હશે? અધરાતે તે કા કા થતું હશે ! આમ વેળાકવેળાએ કા કા કરીશું તો પછી કવિઓ ભાવ નહિ પૂછે. એમે પેલી લુચ્ચી કોયલે આપણને અળખામણા તો કર્યા છે. કેવલ પ્રભાતવર્ણનમાં આપણું માન–

સ્થાન બાકી રહ્યું છે, તે પણ આવી કવેળાની કા કા શરૂ થશે તો ખોવું પડશે.

કાગ-જાતિની એ અંતરવ્યથા ઓળખીનેજ જાણે હોયની તેમ કા કા નાદ બંધ પડયો. એનું સ્થાન બકરાના બેં બેં નાદે લીધું. અંધારના ઓદરમાં ઓઢીમોઢીને સૂતેલી વહેમીલી વનપ્રજા ચમકીને જાગી અને જાગી તેવી 'ખમ્મા માડી, ખમ્મા માડી' નો અજંપો જાપ જપવા લાગી. એઓ સમજ્યા હતા કે ખોડિયાર માનો રથ નીકળ્યો છે, અને આ બેં બેં કરે છે તે માતામાવડીના માફાનો બળદીઓ-બકરો હોવો જોઇએ. ખોડિયાર માતા એક પગે ખોડી છે એ ખરૂં, પરંતુ એની એ ખોડનો માનવીલોકને ભય નથી. એને તો ભય છે એની બીજી ખોડનો-જેનો એ ખોધો લે તેને આખો ને આખો ભરખે. હા એ જ ખોડની બીજી એક ઊજળી બાજુ હતી. જેના પર એની અમી નજર ઠરે તેનાં તો ધનધાન્યે ખોજરાં ઊભરે.

આ કા કા નાદ અને બેં બેં રવ હતો આ રાત્રિ-યાત્રીઓના સરદારનો સંકેત-રવ. એ સૂચવતો હતો કે સરદારની સવારી આવે છે. સાવધાન, સર્વે સંગીઓ સાવધાન! વેરી-વિરોધીઓ ખબરદાર! મિત્રામિત્રો હોંશિયાર!

પૃથ્વીના પેટમાંથી અથવા કાળી રાતની કૂખમાંથી ફૂટી નીકળ્યો હોય એમ સરદાર પ્રગટ થયો. ખોડિયાર માતાના રથની પાછળ પાછળ આવતો આ સરદાર એક પગે ખોડો જણાયો; તેથી જ તો ખોડિયાર દેવીનો-લંગડી દેવીનો તે ભક્ત નહિ બન્યો હોય? વધારે બારીકીથી જોતાં એવું પણ વર્તાયું કે તે એક આંખે કાણો હતો; તેથી જ તેનું નામ કાગદેવ તો નહિ હોય? અને એ ઐબ છુપાવવા જ તેણે એક આંખ બુકાનીમાં ઢાંકી દીધી હશે?

સરદાર એક ઊંચા ખડકની ઓથે ઊભો રહ્યો. ખડકના માથેથી માત્ર તેનું માથુંજ દેખાવા લાગ્યું અને તેમાંથી અસ્ખલિત

વાણી વહેવા લાગી. કાળા ફાળિયાનો ફેંટો ને બુકાનીવાળું એ કાળું મથું કાળી શિલા જોડે એકરૂપ થયું હતું તેથી એ મુખમાંથી નીકળતી વાણી પત્થરમાંથી પ્રગટી મંજુલ રવે વહેતા ઝરણા જેવી ભાસી.

"મિત્રો! મારો પરિપત્ર મળ્યો હશે."

"હાજી." રાત્રિ–યાત્રીઓ બોલ્યા. એકીસાથે એક સરખા અવાજે બોલ્યા.

ઉપકંઠ પરગણાના પ્રજાપક્ષી પત્ર "નૂતન–યુગ"માં એ પરિપત્ર સાંકેતિક ભાષામાં જાહેર ખબર રૂપે છપાયો હતો. એ જાહેર ખબરને ભોળા તંત્રીજીએ અને કહેવાતી અતિસાવચેતી રાખતા સરકારના જાસુસીખાતાએ નિર્દોષ માની હતી. પરંતુ જેને ઉદ્દેશીને તે છપાઈ હતી તેઓએ તેમાંનો ગૂઢ મર્મ ઓળખ્યો હતો. એ ગર્ભિત અર્થ હતો કાગદેવના ચેલાઓને ઉગમણા અરણ્યમાં ભેળા થવાનું ઇજન.

"તો ચાલો, દરેક જણ વારાફરતી તમારૂં નિવેદન રજુ કરો."

બંગાળની ગુપ્ત સમિતિએ પ્રબોધચંદ્રની પાછળ મોકલેલી આ કાગદેવની ટોળી હતી. ઉપકંઠના કાંઠે તે હોડીમાં આવી કે રેલ-ગાડીમાં, ઊંટ પર આવી હતી કે ખચ્ચર પર, તેની કોઈને ખબર નહતી. એમ તો નાગા બાવાનું ઝૂંડ હાથીની સવારીએ આવે છે, બોડીઆંની ટોળી ગધેડાં પર બેસી આવે છે, લુહારિયાંનાં કુટુંબ ગાયબળદની વણઝાર લઈને આવે છે અને પીરફકીરની જમાત પાલખીએ ચડી આવે છે. પ્રજાને એવી સવારીની નવાઈ નથી. સરકાર પણ તેની યાદી રાખતી નથી. તેથી આ કાગદેવની સવારી ઉપર કહેલા એકાદ ટોળાનો વેશ કાઢી આવી હોય તો કોણ જાણી શકે? પરંતુ એ આવી હતી એ વાત સાચી અને ક્યારે અને કેવા વેશે આવી તેની કલ્પના કરવી જૂઠી.

ખુદ એ ટોળામાંની વ્યક્તિઓ ન જાણતી કે પોતા સિવાયના

બીજા કયા વેશમાં આવ્યા છે ? તેઓ કોણ છે તે પણ તેમને ખબર ન હતી. વળી સઘળા સેવકો સરદારને પણ ઓળખતા ન હતા. તેઓ માત્ર ઓળખતા સરદારના ફરમાનને ને પોતાની ફરજને. બાકી તો ભેગા મળતા ત્યારે બુરખામાં ને ફરજ પર રહેતા ત્યાં બહુરૂપીના વેશે. એટલે કોઈ કોઇને કયાંથી ઓળખે ?

વસાવાઓ બહુરૂપીનો વેશ કાઢે છે અને વસતીવાસની રખેવાળી પણ કરે છે. આ ટોળી પણ આવતાં વેંત વસાવાના કામે લાગી ગઈ હતી. જુદા જુદા વેશે તેઓ મિત્ર ને અમિત્ર, સરકાર અને મહાસભા, બધાનાં ઘરમાં ઘૂસી હતી અતિથિરૂપે, અભ્યાગત રૂપે, ભિખારી રૂપે, ચાકર રૂપે અને ચોર રૂપે. જેને જે આવડયું અને જેની જ્યાં જરૂર હતી તેવા દરેક રૂપે તેઓએ જાસૂસી આરંભી હતી. એ પ્રાથમિક જાસૂસીનાં આજે નિવેદન વંચાવાનાં હતાં.

"હું પ્રબોધચંદ્ર ફોજદારના ઘરમાં રસોઇયો થયો છું." નંબર એકે શરૂઆત કરી.

"હું પણ એજ ઘરમાં ગોઠવાયો છું." નંબર બે બોલ્યો. તે સાંભળી નંબર એકને નવાઇ ન લાગી કારણકે ગુપ્ત મંડળીઓનાં કામ એમ જ ચાલે એ તે સમજતો હતો. પરંતુ એ સ્થળે કોઈ સામાન્ય પ્રજાજન હોત તો તેના કુતૂહલનો પાર ન રહેત. એ કોણ હશે ? ચોપદાર હશે ? ચપરાશી હશે ? હવાલદાર હશે કે હમાલ હશે ?

"મેં મહાસભાની છાવણી સંભાળી છે."

"હું હીજરતીઓના માંડવામાં બેઠો છું."

"હું અન્સારી ગામોના અતિથિમંડપમાં અતિથિ છું."

"મેં બીનહીજરતી ગામોમાં ઘર માંડયું છે."

આવું આવું દશે જણા બોલી રહ્યા કે સરદાર ફરીથી બોલવા લાગ્યા:

"જુઓ ! આપણા દેશની વાત જુદી. આપણે રહ્યા કાલીભક્ત અને માંસાહારી. આપણે રક્તથી ડરતા નથી. પરંતુ આ ગુજરાત

છે લક્ષ્મીભક્ત અને શાકાહારી, અહીંની પ્રજા પોતાનું ખૂન થાય તે ખમી લે પણ પારકાના ખૂનનું ટીપું પણ ન ખમે. માટે સાવધાન! આપણે આપણું કાર્ય કરવું છે, પણ વગર હથિયારે, મ્હોડાનાં ફૂંક ને ફૂંકાડે, છૂપી યુક્તિપ્રયુક્તિએ.

"પ્રબોધચંદ્ર જે જે પાસા નાખે તે ફોક કરાવવા એ આપણી ફરજ છે. તે માટે મહાસભાનો ભાર પણ આપણે ઉપાડવો પડશે. આ પત્રિકા એ લોકો કાઢે છે પણ લખે છે કેવું પાણીથી પાતળું! એનાં તંત્રી સાહેબ બાઈ છે એટલે એની વાણી બાયલી તો હોય જ. પરંતુ હવે એ જ રૂપ, રંગ ને ઢંગની પત્રિકા આપણે કાઢીશું, ગામેગામે પહોંચાડીશું. એ વાંચીને સડાનાંય માથાં ડોલે અને ધરફૂકડા પણ ઘરખૂણો છોડે એવી એની ભાષા હશે. એ લોકો હિજરત કરાવે છે પરંતુ હિજરતી-ઓને છોડી દે છે અલ્લાના આશરે. અલ્લા એમનો આશરો થાય કે ન થાય પણ આપણે તો થવું પડશે. જેઓ હિજરત નથી કરતા તેઓને એ લોકો વિનવે છે, પગે પડે છે અને અંતે મગને કાકડુ ગણી છોડી દે છે. એમ તો નાગાઓને ફાવતી આવે, હિજરતીઓની માલમિલકત પડાવી લઈ તેઓ તગડા બને. ના, એ નહિ ચાલે. એ કાકડુ મગને પણ ચડાવવા પડશે, તેને ખાંડણિયામાં છડીને ઊકળતા આંધણે ઓરવા પડશે, છતાંય નહિ માને તો આપણી ઇષ્ટ દેવતા ખોડિયાર માતાનો ચમત્કાર બતાવવો પડશે.

"કામ અઘરૂં છે. અઘરૂં છે એટલે તો આપણે એ ઉપાડયું છે. સર્વજનસુખના અર્થે આરંભેલો આ યજ્ઞ નિષ્કામ દૃષ્ટિથી ચલાવવાનો છે. જનસેવા અને પ્રજાપ્રીતિ એ એનો બદલો છે. સત્ય, ધર્મ, પ્રેમ, અહિંસા વગેરેના ઇજારદારોને આપણી ગુપ્તચર્યા ખૂંચશે, આપણી સાધના અને સાધનને તેઓ પાપી ગણશે, આપણા નામ પર તેઓ થૂંકશે અગર એટલી ધૃષ્ટતા ન કરે તો મ્હોં તો મચ-કોડશે જ. ભલે, પ્રજા એવી સિદ્ધાંતોનાં પૂછડાં પકડી બેસનારી નથી.

તે આપણી કદર કરશે. અને ભવિષ્યનો ઇતિહાસકાર ? તે જો તટસ્થ હશે તો લખશે કે આપણા માર્ગમાં પણ ઓછાં તપ અને ઓછા સંતાપ નથી. પ્રગટ પંથ કરતાં છૂપો પંથ વધારે ત્યાગ અને તિતિક્ષા માગે છે. વળી સત્પંથીઓ કહે છે એવા આપણે અવળ-પંથી, ભૂલપંથી કે ભ્રષ્ટપંથી પણ નથી. હા, દેશ–સેવા કે લોક–સેવા અવળપંથ હોય તો આપણે અવળપંથી, રાષ્ટ્રમાતાની ઇજ્જત પર કેસરિયાં કરવાં એ ભૂલ હોય તો આપણે ભૂલપંથી, તથા ભૂખ્યાની આંતરડી ઠારવા ભર્યા ભંડારો લૂંટવા એ ભ્રષ્ટતા હોય તો આપણે ભ્રષ્ટપંથી.

"બિરાદરો ! કર્તવ્ય ઝાઝાં છે પણ કર્તાઓ છે ગણ્યાગાંઠ્યા, તીરથ દૂર દૂર છે અને કેડીઓ છે સાંકડી, સાચવીને ચાલજો. ન ચલાય તો જે ગેબમાંથી ફૂટ્યા છો તેમાં ગેબ થજો. કોઇ પણ કાળે જાણભેદુ હો તો ઘરભેદુ ના થતા. રહસ્ય એ આપણું કવચ છે, ગૂઢતા એ આપણી ઢાલ છે, ભેદ એ આપણો ભાથો છે અને ગુપ્ત–ગુફા એ આપણો કિલ્લો છે. એ અખંડ છે તો આપણો યજ્ઞ અખંડ છે.

"સલામ બિરાદરો ! સલામ. ફતેહ કરો !"

ઉપરના વાક્યનો છેલ્લો ઓકાર હવામાં ભળી ગયો તે સાથેજ સરદારનો આકાર પણ અંધકારમાં અલોપ થયો. કેવળ રહ્યો તેના પ્રવચનનો હવાને થડકાવતો રણકાર.

હવા પર સવાર થયેલો એ રણકાર દૂર દૂર જતો હતો. તેની પાછળ ખેંચાતા હોય તેમ દશે રાત્રિ–યાત્રીઓ પણ દિશાઓમાં ચાલી જતા હતા.

તાપણું ઠરી ગયું, રાત્રિ ફરી સ્તબ્ધ બની, ભયંકર સનકાર બેકારી રહ્યો, સિંહ ડણકવા લાગ્યો, શિયાળ સંતાવા લાગ્યો, શિકાતરી શિકારે ચાલી, આગિયા તારા તારાના ખેલે ચઢ્યા.

દૂર દૂર ચાલી જતા માનવઓળાઓનાં પગલાં અસ્પષ્ટ થયાં. ગુપ્ત સભાના અધિવેશન પર અંધકારનો પિછોડો પથરાઈ ગયો.



## પ્રકરણ ૧૯ . . . . . . નવો ફોજદાર



વેગ અને ગતિ તેજીલા પ્રબોધચંદ્રના જીવન સમાં હતાં. મંદતામાં તે મૃત્યુ માનતો. એ બોલે તો તે પંજાબ મેલની ઝડપે, એ ચાલે તો તે સાંઢણીની મિસાલે, એ ખાય તો તે ગીરણીની ઘંટીની જેમ અને એ ગાય તો રેલગાડીના પાવા પેઠે.

તેથી આવા વેગપ્રિય પ્રબોધચંદ્રે ફોજદારી પર ચડતાં વેંત સૌથી પ્રથમ કાર્ય કર્યું એક મોટર મેળવવાનું. સરકાર બહાદુર એટલી ઉદાર ન હતી કે ફોજદાર મામલતદારને મોટરો આપે; અને એમના પગાર એવા હજાર બે હજારના ન હતા કે તેમાં મોટર જેવી હાથી–પેટીનાં પોષણ થાય.

પરિસ્થિતિ એવી છે છતાં સાહેબોની સાહેબી ને શાયબીમાં તૂટ પડતી નથી. રેલ આવે કે દુકાળ આવે છતાં અમલદારોની આશાયેશ ઓછી થઈ જાણી નથી. તેને પાણી માગતાં દૂધ મળે છે અને ખાણું માગતાં પક્વાન્ન મળે છે. અરે, માગવુંય શીદને પડે ? સાહેબોની તો વગર માગી ખિદમત થાય; ગાડી, ઘોડા ને મોટર ખડાં થાય.

ઉપકંઠના કાંઠાપુર થાણાના માણેકચંદ શેઠે નવા ફોજદાર પધારતાં પોતાની નવી મોટર સેવામાં સુપ્રત કરી હતી. વેગપ્રિય પ્રબોધચંદ્રને તો ભાવતું હતું તેવું જ ભોજન મળ્યું. પછી શીદને મોંઘવારી બતાવે ? વળી આ માણેકચંદ શેઠ દહીં–દૂધિયા હતા. તેઓ મહાસભા અને સરકાર બંને સાથે નીકો સંબંધ રાખતા. સરકાર ભ્રમમાં ભૂલતી કે શેઠીઆ લોક વફાદાર છે. મહાસભા

ફૂગતી–ફૂલાતી કે, જુઓ આવા આવા શ્રીમંતોનો સત્યાગ્રહને સાથ છે. અને આ દ્વિમુખી કુબેરપુત્રો મનમાં મલકાતા કે જે જીતશે તે, આપણી હવેલીઓ સલામત છે. સ્વયંસેવકોને સત્કારવા કે સિપાઈઓને ઉતારવા એ એમના હિસાબે વીમાનું લવાજમ હતું. એ એમની ગાદીતકિયાની સલામતીનો વીમો હતો.

આમ પ્રબોધચંદ્રને મોટર મળી અને મોટર મળી એટલે તો એ આખું પરગણું ખૂંદવા લાગ્યો. એકે ગામ કે એકે રસ્તો એણે બાકી ના રાખ્યો. પોતાને જીવ હોત તો સાઠ સાઠ માઈલની ઝડપે દોડીને પોતાનું પાણી બતાવવાનું મળ્યું એ કારણે મોટર પણ પોતાનું જીવ્યું સાર્થક માનત. ભલે પછી એના છત્તર પર સત્તર મણ ધૂળ ઠરે, એના હૈયામાં ચોવીશે કલાક કુંભારનો નિંભાડો બળે અને ચારે પગમાં કાંટા અને ખીલાની બાણ–પાવડી ચડે.

એમે આ પરગણું પ્રબોધચંદ્ર માટે સાવ અજાણ્યું ન હતું. એમાંજ એનું મોસાળ હતું અને તેમાં એ બાળપણે ઊછરેલો. માતાએ ઝોળીમાં ઝૂલતો મૂકી જીવન–યાત્રા પૂરી કરી અને પિતાજી-ની અમલદારીની ફેરબદલી કદીએ પૂરી ના થઈ એટલે તે મોસાળ-માં મોટો થયો હતો. આજે તો મોસાળમાં બધાં મરી પરવાર્યાં હતાં છતાં એની બાળપણની યાદ મરી ન હતી. ઉપકંઠ પરગણાના વાડા અને સીમાડા, ખાડા ને વગડા, કાંઠા ને કેડી, વસતી અને વન : બધાં એનાં પગ તળે આવી ગએલાં હતાં. નાનો હતો ત્યારે એકે મેળો તેણે જવા દીધો ન હતો. રામલીલા અને ભવાઈ, જમન અને લગન વગેરે પ્રસંગે તેણે એકે એક ગામને ઓળખી લીધાં હતાં.

એ પરિચય તેને આજે ખૂબ કારગત થયો. તે બોલ મારતો કે એ મારૂં સદ્‌ભાગ્ય છે કે મુંબઈની જૂની મિત્રમંડળી અહીં આવી અને તેનો ભેદ પકડવા સરકારે મને પણ અહીં મોકલ્યો. આ મુલકમાં તો એક કાળું ચકલુંય શું કરે છે ને શું નથી કરતું તે હું

જાણી શકીશ; એટલે પ્રસાદની છાવણી અને સેનાને છક્કડ ખવડાવવી એ મારે મન ઢીંગલાની રમત છે. એક માસમાં તો હું આખી ચળવળના રામ બોલાવી દઈશ.

પરગણામાં એક લાંબો આંટો મારી તે હમણાં જ કાંઠાપુરના ઊતારે આવ્યો હતો અને થાક્યો પાક્યો નવરો થઈને પાણીના મોટા ટબમાં શાંત થઈને પડ્યો હતો. પડ્યો પડ્યો તે પોતાના વિજયનો સૂર્યોદય જોઈ રહ્યો હતો, જો કે તે પડ્યો હતો એક બંધ ઓરડામાં; અને ઘર બહાર પણ રાત્રિના પહેલા પહોરનો અંધાર પથરાયો હતો.

એ પળે દીવાનખાનામાં ઘડિયાળના અને એની નાવણીના બંધ બારણે સિપાઈના દંડાના ટકોરા પડ્યા. ઘડિયાળના ટકોરા નવે બોલી ગયા પરંતુ બારણા પરના ટકોરા ન થોભ્યા. તે તો એક પછી એક વાગ્યે ગયા. અંદર પ્રબોધચંદ્રની શાંતિ અને સ્વપ્નમાં ભંગ પડ્યો.

"કોણ છે અલ્યા?" સાહેબી ચીડ બતાવી પ્રબોધચંદ્રે ટકોરા કરનારને ટપાર્યો.

"હું રામસીંગ, સાહેબ!" સિપાઈના અવાજમાં ભયનો કંપ હતો.

"તે શું આકાશ પાતાળ એક થઈ જાય છે કે બે ઘડી નહાવા પડ્યો છું તેનેય જંપવા દેતા નથી?"

"સાહેબ! માણેકચંદ શેઠ આવ્યા છે."

"તે કયો મોટો ગવર્નર આવ્યો છે કે આટલી ઉતાવળ?"

"સાહેબ......"

"એ શેઠીઆ લોકને વખત-કવખતનું ભાન છે કે નહિ? તુક્કો આવ્યો કે ચાલો સાહેબ પાસે કોઈની સિફારસ લઈને." ફોજદાર સાહેબ સ્વગત છતાં બોલ્યા મોટેથી.

"સાહેબ! શેઠજી સિફારસ માટે નથી આવ્યા."

"તો આવ્યા હશે મફતનું માખણ ચોપડવા. કહી દે કે કાલે

આવે, કચેરીના વખતે આવે."

"સાહેબ! કાલ લગી થોભાય એમ નથી." રામસીંગની પાછળ ઊભેલા માણેકચંદ શોકવિહ્વલ સ્વરે બોલ્યા.

"તે કયું રાજ લુંટાઈ જવાનું છે કે નહિ થોભાય?" પ્રબોધ-ચંદ્ર હજુ બેપરવા હતો. પોતે હવે ફોજદાર હતો અને પ્રજાવર્ગથી બેતમા રાખવી એમાં એ પદવીની શોભા છે એવો વર્ષોનો શિરસ્તો ચાલ્યો આવે છે. તેણે ને અમલદારીએ એના જીવનમાં સાથે પ્રવેશ કર્યો હશે?

"સાહેબ! આજેજ હું લુંટાયો છું. માટે દયા કરી બહાર આવો."

"શું ધાડ પડી છે? એકે બંદૂક તો ફૂટતી નથી. એકે રણશીંગડું કે નગારૂં તો વાગતું નથી."

"લૂંટાનાર લૂંટાઈ ગયો છે અને લૂંટનાર તેના ઘરભેગો થયો હશે. હવે બંદૂક–નગારાં વગાડીને શું કરીએ?" માણેકચંદ શેઠ જરાક ચીડાઈને બોલ્યા. તેમણે તો માન્યું હતું કે મારી ધા સાંભળતાં સાહેબ સસ્તી મોટરે ચોર પાછળ જશે પણ તે માન્યતા ખોટી પડી. નગીનકીશોર મોટર વાપરવા આપી તે આડી ન આવી. તેમને અહીં આવવા માટે ઘડીભર પસ્તાવો થયો કે આવા નગુણા અમલદારો કરતાં મહાસભાની છાવણીએ ગયો હોત તો ઠીક હતું. મારું અન્ન ને પકવાન પેટમાં પડ્યું છે એ યાદ કરી સ્વયંસેવકો જીવ કાઢી આપવા પડાપડી કરત. પરંતુ જરા વધારે વિચારતાં તેમને ભાન આવ્યું કે એ અહિંસાવાદીઓ પાસે જવાથી પણ શો દહાડો વળત? તેઓ તો ચોરને પકડવા જવા પહેલાં ચર્ચા કરવા બેસત: આને જ ચોરી એ ચોરી કહેવાય કે નહિ? ચોરને ચોર કર્યો કોણે? વધારે ધર્મ શામાં, ચોરને પકડી સજા કરાવવામાં કે તેને જતો કરવામાં? ચોરી માટે કોને સજા થવી ઘટે, ચોરને કે ચોર પેદા કરનાર સમાજને?

ત્યાં તો ફોજદાર સાહેબ બહાર આવ્યા. "માફ કરજો શેઠ,

બહુ વાટ જોવડાવી, નહિ?" ફોજદાર સાહેબે વિવેકથી શરૂઆત કરી. બારણાંની આડે રૂવાબભેર બોલતી અમલદારી પર એ આંખનો શરમ પડી હશે કે શેઠ? અથવા આ લૂખા વિવેકમાં ય કટાક્ષનો લક્ષ્યાર્થ તો નહિ હોય?

"હા સાહેબ, તમને થોડા પીર આવતા કે મારે ત્યાં ચોર આવવાનો છે? બાકી તમે નહાવા પેસો ખરા?" તેના પર મનમાં ધૂંધવાતા છતાં માણેકચંદે પોતે જ ફોજદારનો બચાવ કર્યો.

"તે તો ખરું જ તો. લો હવે ચાલો દીવાનખાનામાં, તમારી કેફિયત લખી લખાએ અને કેસનાં કાગળિયાં કરીએ."

પ્રબોધચંદ્ર સ્ફૂર્તિભેર દીવાનખાના તરફ ચાલ્યો. મૂળે જ તો તેની ગતિમાં યૌવનનો થનગનાટ હતો, તેમાં અત્યારે તો તે આરામથી સ્નાન કરી આવ્યો એટલે સ્ફૂર્તિનો તો ફુવારો છંટાતો હતો.

"ચાલો લખાવો કેફિયત!" ફોજદાર સાહેબે છટાભેર કલમ ડાયરી હાથમાં પકડી કહ્યું.

પણ માણેકચંદ શેઠ ચૂપ રહ્યા. તેમના મનમાં ગડમથલ ચાલતી હતી. કેફિયત આપવી કે નહિ? કેફિયતનો પહેલો અક્ષર બોલાયા પહેલાં જ એમના અંગે પરસેવો વળ્યો.

"કેમ બોલતા નથી? બોલો, હજી તો મેં વાળુ કર્યું નથી."

"શું બો...લું?" શેઠની જીભ થોથરાઈ.

"તે પણ મારે કહેવાનું? મેં થોડી તમારે ત્યાં ધાડ પાડી છે કે હું તમને શું લખાવવું તે કહું?" પ્રબોધચંદ્રનો પિત્તો ઊછળવા લાગ્યો.

"અરે સાહેબ! એવો વિચાર પણ મનમાં લાવું તો મારા જેવો બીજો મૂરખ કોણ?" સાહેબનો બદલાતો ચહેરો જોઈ માણેકચંદ ગભરાવા લાગ્યા.

"તો પછી ભસી મરો. શું શું થયું છે? કે પછી ધાડ કેવી ને વાત કેવી! કેવળ મારી મજાક કરવા તો નથી આવ્યા ને?"

"સાહેબ! ચોકખા ચાંદી જેવાં બે હજાર પોળિયાં પગ કરી ગયાં છે. એને તમે મશ્કરી માનો તો કોણ જાણે!"

"તો પછી કરો શરૂઆત કે લખાપટી પૂરી કરી ચોરનું પગેરૂ પકડીએ." પ્રબોધચંદ્રે ડાયરી ઉઘાડી કલમ પાનાને મથાળે અડાડી.

"સાહેબ!" માણેકચંદ બોલતાં અટકી ગયો.

"બોલો બોલો, ગભરાઓ મા."

"મારે કેફિયત નથી લખાવવી."

"તો શું ઝખ મારવા ફરિયાદ કરવા આવ્યા?"

"શું કરૂં? હું તો સૂડી વચ્ચે સોપારી છું."

"એટલે?"

"એ ચોર જતાં જતાં જાસો નાખી ગયો છે કે જો રાવ-ફરિયાદ કરી તો જીવતો નહિ મૂકું!"

"કોણ છે એ માથાનો ફરેલો?"

"એ તો શી ખબર પડે અમ જેવાને? તમે પકડી લાવો તો બધાય જાણીએ."

"પણ પકડી લાવું કોને, તમારા બાપને? તમે જે થયું છે તે વિષે એક શબ્દ તો કહેતા નથી."

"સાહેબ! એ ચોર કહેતો ગયો છે કે તારા નવા ફોજદારને કહેજે..........."

"બોલો, બોલો, શું કહેવાનું કહી ગયો છે?"

"કે હું કાગદેવ, તારી ફોજદારીનો કાળ!"

"કાગદેવ?!"

"હા સાહેબ, કાગદેવજ કહ્યું હતું."

"એમ! ઓળખ્યો ત્યારે તો એને."

"હેં! ઓળખ્યો? ત્યારે તો તમે એને પકડવાના. હું ગરીબડો વાણિયો માર્યો ગયો છું સાહેબ! દયા કરજો, કોણ છે એ શાહુકારનો સગો?"

"તે તો હુંય નથી જાણતો, પણ તમારા સત્યાગ્રહીઓની છાવણીમાં વાત ઊડી છે કે કોઇ સ્વર્ગનો ફિરસ્તો તેમની વહારે ઊતર્યો છે!"

"શું કહો છો સાહેબ!"

"શેઠ! હવે અજાણ્યા હોવાનો ઢોંગ ન કરો. તમારે કાને એ વાત ન આવી હોય એમ બને નહિ. તમારો એક પગ ધોળી ટોપીઓમાં ને બીજો અમારે ત્યાં વિલાયતી ટોપીઓમાં છે તે શું હું નથી જાણતો?" પ્રબોધચંદ્ર માણેકચંદ શેઠના બેધારા જીવનના પડદા ચીરી પ્રફુલ્લ થયો.

"પણ સાહેબ! એ તો સ્વર્ગનો દૂત. તે આવી ધાડ પાડે?"

"હવે રહેવા દો તમારા સ્વર્ગના દૂતોની સફાઇ. બધા છે સેતાનના પૂત."

"તો તો સાહેબ! એ સેતાન મને મારી નાખવાનો."

"કારણ?"

"બીજું તો શું કારણ કહું? પણ તમને રાજી ન રાખીએ તો તમે ખફા નજર કરો અને તમને રાજી રાખીએ તો એ સેતાનનો બોજ ઊતરે. વચ્ચે મારે ક્યાં જવું?"

"તે એવું કંઈ કહી ગયો છે?"

"હાજી. મેં તમને મોટર આપી તે એના પેટમાં દુઃખ્યું. અને તેથી 'મનેય મોટર જોઇએ ને?' કહી નવી મોટરના દામ ઓકાવી ગયો."

"એમ! જોયાને તમારા સત્યાગ્રહીઓ? દૂઝતી ગાયને કરડવા લાગ્યા." આમ પોતાના જૂના મિત્રો પર કટાક્ષ કરવાનો મોકો મળ્યો તેનો લાભ લઇ પ્રબોધચંદ્ર હસવા લાગ્યો.

"સાહેબ! ખોટું ના લગાડશો. બાકી સત્યાગ્રહીઓ કંઈ એટલા ખરાબ નથી."

"તો પછી આ શું સારૂં કામ કર્યું?"

"એને વળી કોણ સારૂં કહે? પરંતુ એ કામ સત્યાગ્રહીનું નહિ. એ તો એઓના નામે રળી ખાવા કોઇ બારવટિયો પેંધ્યો છે."

"બારવટિયો હોય કે તેનો બાપ હોય. આ પ્રબોધચંદ્ર તેને ઝાંઝર પહેરાવ્યા વિના નહિ છોડે." પ્રબોધચંદ્રે મેજ પર મુક્કી મારી.

"તો તો સાહેબ! હનુમાનદાદાને તેલસિંદૂરે નવરાવું."

"તો પછી તમારે ફરિયાદ નથી લખાવવી?"

"ના જી. ફરિયાદ લખાવવા પહેલાં તો મારે વિલ લખાવવું પડે."

"આ લોકો બહુ બીકણ. લક્ષ્મી આવા બાયલાઓ પર શું જોઇને મોહી પડતી હશે!" પ્રબોધચંદ્ર સ્વગત બડબડ્યો અને ફરી બોલ્યોઃ "આટલું બધું ડરવાનું કારણ?"

"સાહેબ! ના ડરીએ? આ એકવાર બે કોથળી ગઈ તે તો જાણે ગણીભૂલી કરીશ. પણ આ તો જમ પેંધો પડ્યો છે એનું મને મોટું દુઃખ છે."

"તો તમે એમ માનો છો કે એ પાછો આવશે?"

"આવેય ખરો. તેમાં વળી મેં અકરમીએ તેની મના છતાં તમારા આગળ રાવ કરી છે એટલે હવે તો હું શું થશે તેની ધાસ્તીએ કંપી રહ્યો છું."

માણેકચંદ શેઠ ધ્રૂજવા લાગ્યા, જેમ હિમાળુ વાયરાએ હાડેહાડ ધ્રૂજે છે, હિમજ્વરના કંપારે રૂવેરૂવું દૂઝાય છે.

એ જોઈ પ્રબોધચંદ્ર ખડખડાટ હસી પડ્યો. તેને આવા પાણીપોચા વાણિયા તરફ ઘૃણા ઉપજી. પરંતુ અંતે પોતે અમલદાર છે ને તે છે પ્રજા, તેને અભયદાન દેવું એ પોતાની ફરજ છે, એમ વિચારી તેણે શેઠની પીઠ થાબડી.

"શેઠ! ગભરાઓ નહિ. તમારા ઘર પર સિપાઇઓ ગોઠવું છું."

"મને મારા ઘરની નથી પડી."

"તો ?"

"મને તો મારી વખારનું લાગે છે. બજાર કબજે કરવા હજારો કળશી દાણો ભર્યો છે તેમાં એ ખારીલો કાગડો...ના ના કામદેવ જરૂર આગ મૂકશે."

"શેઠ! વીમો ઊતરાવો ને! પછી શી ફિકર?"

"આવા બળતા ઘરનો વીમો પણ કયી કંપની લે? અને લે તો દેવાળું કાઢે. એટલે છેલ્લે તો એના એ રામ. મારી વર્ષોની કમાણી ધૂળધાણી થવાની." પોતાની સ્થિતિની ભયંકરતાનો જેમ જેમ ખ્યાલ આવતો ગયો તેમ તેમ માણેકચંદ શેઠ વધુ ભયગ્રસ્ત થવા લાગ્યા. એ જોઈ પ્રબોધચંદ્ર ઘડીભર વિચારમાં પડ્યો. આ વાણિયાને બચાવવો તો જોઈએજ. એની ડરપોકી જોઈ કામદેવ તો દૂર રહ્યો પણ બીજોય કોઈ એ વખારમાં આગ મૂકશે. અંતે તેને એક રસ્તો સૂઝ્યો.

"જુઓ શેઠ! હું તમારી વખારનો વીમો મારા માથે રાખું છું."

"કેવી રીતે?"

"મારી વહાલીમાં વહાલી ચીજના સોગન ખાઈ હું કહું છું કે હું જીવું છું ત્યાં લગી તમારી વખારને અલવલ આવવા નહિ દઉં."

"સાહેબ, તો તો હું તમારો આખા જન્મારાનો ઋણી રહીશ."

વાદળમુક્ત આકાશની પ્રફુલ્લતા પોતાના ભયમુક્ત મુખ પર પ્રસારી માણેકચંદ પ્રબોધચંદ્રના પગે પડ્યો.

"બસ, બસ, શેઠજી બસ. પગે પડવું હોય તો તમારા હનુમાન દાદાના પગે પડજો." પ્રબોધચંદ્રે પોતાના પગ ખસેડી લીધા.

"તેને તો પડીશ જ તો. પણ તમારામાં ય મને તો દાદાનો અવતાર દેખાય છે. તે વિના તમે આવું જોખમ માથે લો?"

પછી વાણિયાની વણિકવૃત્તિ ફરી જાગૃત થઈ. તેણે વીમાના સોદાની વિગતો ઉપાડી.

"સાહેબ! વીમો રાખો છો પણ પ્રિમીઅમ શું લેશો?"

"પ્રિમીઅમ બ્રિમીઅમ કંઈ નહિ. એ સેતાનના સાથી કાગડાના ધાર્યામાં ધૂળ મેળવું એજ મારું પ્રિમીઅમ છે."

પ્રબોધચંદ્ર વિચારમગ્ન ચહેરે બોલતો હતો. તે વખારોના રક્ષણ માટેની કોઇ યોજના ઘડી રહ્યો હોયની એમ લાગતું હતું.

"તે તો ખરું સાહેબ! પણ તમને તમારું મહેનતાણું તો મળવું જોઇએ. હું કોઈ લોભી કંજુસ નથી કે તમારી કદર ન સમજું."

"ઉદારતાના મોટા પૂતળા છો તો બોલો, હું માગીશ તે આપશો?" પ્રબોધચંદ્ર ચીડથી બોલ્યો. પરંતુ માણેકચંદને એ ચીડથી ખોટું ન લાગ્યું. તે અત્યારે નવા ફોજદાર પર ફિદા હતા.

"જરૂર, માથું માગશો તો કાપી આપીશ, સાહેબ!"

"તો જુઓ. તમારો બંગલો તમે મને રહેવા આપો. પાછળ વખાર ને આગળ હું. એટલે બરાબર ચોકી રાખી શકાશે."

"તો પછી હું ક્યાં રહું?" શેઠ કચવાયા. તેમનું દિલ ચોરાયું. માથું આપવા લગીની બડાઇ હાંકવા બદલ પસ્તાયા.

"તમે રહેજો જહાનમમાં!" વાણિયાની ક્ષુદ્રતા પર ક્રૂર કટાક્ષ ફેંકી પ્રબોધચંદ્ર આંટા મારવા લાગ્યો.

"ના સાહેબ, ગુસ્સે ના થાઓ. અમે તો તમારા છોરુ કહે-વાઇએ, સરકાર માબાપ!" શેઠે ફરી વાણિયાકળા આરંભી.

"છોરુ છો તો બાપ કહે તેમ સીધા ઊતરો."

"તો શું તમારી સલાહ છે કે........"

"'કે કે' મૂકો કોઠીમાં. હું કહું છું કે તમે તીરથજાત્રાએ જાઓ. તે માટે જીવ ન ચાલે તો જાવા–સુમાત્રા વહાણવટે જાઓ. ગમે ત્યાં જાઓ. પણ તમારો બંગલો મારે જોઇએ અને એ મળશે તો પેટ પર હાથ રાખી નિરાંતે ઊંઘી જજો. તમારી વખારો સલામત રહેશે."

અંતે શેઠે વગર પ્રિમીઅમના વીમાનો સોદો કબૂલ રાખ્યો. અને બીજે દિવસે નવા ફોજદારે માણેકમહેલમાં ધામો નાખ્યો. બંગલો બગલાની પાંખ જેવો હતો અને વખારોમાં અભિમન્યુનો જાણે ચક્રાવો ગોઠવ્યો હોયની એમ કોઠા–આકારે થપ્પીઓ મારેલી હતી.

વખારના વીમાની અંદરની વાત બહાર ના પાડી. બહાર તો એવી વાત ઊડી કે નવા ફોજદારે શેઠનો બંગલો વગર ભાડે પડાવી લીધો. એ સાંભળી મહાસભાની પત્રિકાએ અગ્રલેખ લખ્યો કે આ અમલદારો તે પ્રજાના રક્ષક છે કે ભક્ષક? એ વાંચી પ્રજામાં ચવચવ થઈ. આ શેઠીઆઓ તો એજ લાગના. આપણને એમણે લૂંટ્યા છે, તો એમનેય શેરના માથે સવા શેર મળ્યો. અમલદારો આખો દિવસ થાકે પાકે તેને રાતભર આરામ આપે એવો આવાસ તો મળવોજ જોઈએને!



## પ્રકરણ ૨૦ . . . . . . વાડીકૂળિયામાં



**ન**દીકાંઠેનાં ગામ બીજાં ગામોથી વધારે સુશોભિત હોય છે. કુદરત ત્યાં મોકળા મને ખીલે છે. ફળ–ફૂલ, શાક–પાન, તરીતરકારી, જડીબુટી વગેરેનાં ત્યાં સદાવ્રત હોય છે. જગદ્ધાત્રી સરિતા માતા જડ, જીવાત, જંતુ ને જીવ સંધાંને તરપત કરે છે. જગજ્જનની અન્નપૂર્ણા જાણે કે હજાર હજાર હાથે બરકત આપે છે.

વાડીકળિયા આવું બરકત પામેલું ગામ હતું. વસ્યું ત્યારે એક ઝૂંપડીએ વસેલું એ આજે હવેલીઓએ શોભતું હતું. એ એવડું મોટું થયું–એક જીવમાંથી બસો પાંચસો જીવવાળું થયું છતાં માત્રિકા નદી માતાને મન તો એ દશ વાસાના બાળક સમું હતું. એના ગોળ વળાંક ઉપર વસેલું ગામ જાણે જનેતાની કેડે બેઠેલા શિશુ જેવું જણાતું. પોતાનું રક્ત ઘટે કે સત્ત્વ ખૂટે છતાં માતા પોતાના

સંતાન માટે સ્તનમાંથી દૂધ ઘટવા દેતી નથી. એવી જ રીતે માત્રિકા નદી પણ મૂળે મુખે સુકાઈ જતી છતાં વાડીફળિયાના વળાંક પાસેના સ્તનાકાર ધરામાં જીવતી રહેતી. જાણે કે આખી નદી સરવાણીએ નીચોવાઈ આ પાતાળધરાને ઊણો થવા ન દેતી. માત્રિકા નદીના એ માતૃભાવની કદર ન કરે એવું વાડીફળિયું કૃતઘ્ની ન હતું. તે વરસે વરસે નદી દેવતાનો ઉત્સવ માંડતું. તેણે તેને પોતાની ગ્રામદેવતા, કુલદેવતાનું પદ અર્પ્યું હતું.

આ ગામમાં આજે પ્રબોધચંદ્ર ફોજદારનો પડાવ હતો. આ ગામે હિજરત કરી ન હતી, એટલે અહીંની વસતીને ધમકી આપતા લેખો સત્યાગ્રહ પત્રિકામાં પ્રગટ થવા લાગ્યા હતા. આ પત્રિકામાં જ્યાં લગી વિનંતિ, વિનવણી અને ઉપદેશ આવતો ત્યાં લગી અહીંની પ્રજાનું રૂવાડુંય હાલ્યું ન હતું. પરંતુ આ થોડા દિવસોથી તેનો સૂર બદલાયો હતો, ભાષા વેગીલી અને લખાણ તીખું થયું હતું. છાવણીવાળાઓ કહેતા કે, "ભાઈઓ! એ પત્રિકા અમારી નહિ, એ તો અમારે નામે કોઈ બીજો લખે છે. કોઈ અમને બદનામ કરે છે, વેર વાળે છે. અમે, કરડતા સાપને પણ મારીએ નહિ તે, તમારા પર કદીય જાસો કરીએ? અમારી પત્રિકા તો આ રહી જુઓ. એમાં સત્યના ને અહિંસાના પંથથી એક રેખા જેટલાય અમે વિચલિત થતા નથી."

છાવણીવાળાઓનો બચાવ ખોટો પણ ન હતો. તેઓ કહેતા તેવીજ એ પત્રિકા હતી. જાણે કે કોઈ પેગંબરનું પ્રવચન, બોધપત્ર. પરંતુ આ પત્રિકા પ્રગટ થતી તેવીજ પોલિસના પંજામાં ઝડપાતી. દેશી રાજ્યની સરહદ ઉપરથીજ તેનાં પોટલાં પકડાઈ જતાં.

અને પેલી જાસા–પત્રિકા? તે પકડાતી ન હતી. તે પ્રગટ રૂપે આવતી નહિ. સત્યાગ્રહ–પત્રિકા પેઠે શંખ–ડંકાની છડી સવારીએ આવતી નહિ. તે તો અંધારી રાતે ચોર ખાતર પાડીને ઘૂસે

તેમ અથવા છાપરાનાં નળિયાંમાંના નાના સરખા બાકોરામાંથી અચાનક કેરિયું લટકી પડે તેમ ગામેગામમાં ઘૂસતી. ચોકીદારોની આંખમાં ધૂળ નાખીને ઘૂસતી. તેથી એ પકડાતી નહિ અને સત્યાગ્રહીઓના નામે તે વાડીફળિયાની વસતી પર છૂપી ધમકીઓ મોકલતી.

એ જાસા-પત્રિકાએ વાડીફળિયું ચમક્યું હતું. ભયનું માર્યું હાવરૂં બાવરૂં ફરતું હતું. ઘણાં ગામે હિજરત કરી છતાં એણે એની વફાદારી અખંડ જાળવી હતી, પરંતુ હવે કહેવાય નહિ. આ વફાદારીના મૂળમાં હતો સરકાર–સિપાઇનો ડર. તેણે ગામને હિજરત કરતાં અટકાવ્યું હતું. પણ હવે? હવે સરકારની ધાકધમકીથી મોટી એવી નવી ધાકધમકી ઊભી થઈ હતી, અને આખા ગામનું હૃદય ધડકતું હતું. સરકાર જો પૂરૂં રક્ષણ નહિ આપે તો એમની વફાદારીમાં ક્યારે ગાબડાં પડે તે કહેવાય નહિ.

આ ભયત્રસ્ત પ્રજાને રક્ષણ અને આશ્વાસન આપવા પ્રબોધચંદ્રે પડાવ નાખ્યો હતો. નવા ફોજદારની બોલી, ચાલ, અને સીનો જોઈ ગામનો અડધો ભય ભાગ્યો. ક્યાં ઘરડા જમાદાર મજલીમિયાં અફીણિયા ને વાતોડિયા, અને ક્યાં જુવાનજોધ ફોજદાર ખુદ શરાતનનો અવતાર.

ફોજદારે આવતાં વેંત નાકે નાકે અને નાળે નાળે ચોકી બેસાડી. પછી ગામનું ન હોય તો કાળું કૂતરૂંય વગર ઝડતીએ આવવા ન દેવું એવો સખત હુકમ આપી તે ઊતારે આવ્યો. નાહી ધોઇ, જમી કરી આરામ લેવાને આડો પડ્યો.

વામકુક્ષી કરતા ફોજદારની આંખ મીંચાઈ ન મીંચાઇ ત્યાં તો એનું માથું ચડ્યું. માથું ચડવાનું કારણ શું? તાવ નથી, તરિયો નથી, પિત્ત નથી, વાયુ નથી, શરીર છે સુંદર પહેલવાન જેવું, છતાં માથું દુઃખે છે એનું કારણ શું? એ ઊતારાના ઓટલે આવ્યો. કદાચ ખુલ્લી હવામાં તે ઊતરી પણ જાય એ વિચારે તેને ત્યાં આણ્યો હતો; પરંતુ અહીં તો તે ઊલટું વધ્યું.

માથું ધમધમવા લાગ્યું તે સાથે એની કલ્પના પણ ધમધમવા લાગી. પેલા કામદેવે દેવી સાધેલી કહેવાય છે. એણે અદશ્ય મૂઠ ભૂઠ તો નહિ મારી હોયને? હોય પણ ખરી. નહિ તો માથું દુઃખે શા માટે? અને દુઃખે તો વિના કારણે શામાટે? એ દુષ્ટ એકાદ મસાણમાં બેસી મારક મંત્રનો જાપ તો નહિ કરતો હોયને? કાલે સિપાઇઓ અંદર અંદર વાતો કરતા હતા કે એ ખોડિયો દેવ તો સો સો જોજનથી મૂઠ મારે છે. એ ફૂંક મારે છે કોઈ એક કાગળ પર, અને લોહીના કાગળા કરે છે તે કે જેનું તેના પર નામ લખ્યું હોય. તેથી એની વહેમી ભ્રમણા ને ભય વધવા લાગ્યાં. પણ છેવટે તેને પોતાની દુર્બળતા પર હસવું આવ્યું. ગામડામાં આવી પોતેય ગામડીઆ જેવો વહેમીલો થઈ જશે કે શું? ના, ના, દેવી કેવી ને મૂઠ કેવી? બધી ભૂવાભગતની બનાવટ છે! "મંછા ભૂત અને શંકા ડાકણ"નો પરિવાર છે! એ માર્ગેથી પાછા વળતા મન પર તે વખતે નવો પ્રકાશ પડ્યો. એ બોલી ઊઠ્યું: માથું તો દુઃખે છે કોઈ દુર્ગંધને કારણે.

"અરે, ખરી વાત!" પ્રબોધચંદ્ર બબડ્યો. આ માથું ફાડી નાખે એવી દુર્ગંધ ક્યાંથી આવે છે? તેણે મુખીને બોલાવ્યો. મુખી બાપડો ગભરાતો ગભરાતો મેડિયે આવ્યો.

"મુખી!" પ્રબોધે ગુસ્સાભર્યાં અવાજે શરૂઆત કરી.

"જી સાહેબ!"

"તમારે મને ઊંઘવા નથી દેવો?"

"નારે સાહેબ, ઊંઘોને આરામથી મન ફાવે ત્યાં લગી."

"ઊંઘું શું મારૂં કપાળ! તમને તે નાક છે કે નળિયું? ખબર નથી પડતી કે કંઇ ગંધાય છે?"

મુખીએ નાક ફુલાવી શ્વાસ લીધો. પછી નાક ખજવાળતાં ખજવાળતાં બોલ્યો: "મારૂં વહાલું કંઇક ગંધાય તો છે સાહેબ."

"છે છે નહિ કરો, એનો ઝટ ઉપાય કરો. ત્યાં લગી હું નદી

પર ફરી આવું. અને નદીકાંઠેની શીતલ અને સુગંધીદાર હવાથી માથાને ઠંડું પાડી આવું."

પછી ઊતારા બહાર ઊભી સાહેબ બોલ્યાઃ "આજુમાં કોઇની ખાળકૂંડી હોય તો ઉલેચવા ફરમાવો."

"જી, પણ આજુબાજુમાં એકે કૂંડી નથી."

"તો કોઈની કોઢ હશે."

"તેમ નથી સરકાર."

"તો પછી ઉંદર પડ્યા હશે કોઇના ઘરમાં. જાઓ તપાસ કરો અને એવું હોય તો મને ચેતાવી દો કે થાણે જઈ પ્લેગની રસી મુકાવી આવું."

સાહેબ નદી તરફ ગયા કે ગામનો વરતણિયો જમવા ગયેલો તે હાજર થયો. મુખીએ તેને ઊધડો લીધો. ફોજદાર મુખી પર ગુસ્સો કરે તો બદલામાં મુખીએ બીજા કોઇ પર તે કરવો જોઇએ ને?

"અલ્યા! આ શું ગંધાય છે?"

"ભાઇસાહેબ! ઉગમણી નાળના વાડમોજામાં કૂતરું પડ્યું છે તે ગંધાતું હશે."

"તો એ કોહેલા કૂતરાને તગેડી મૂક. સાહેબનું માથું ફાટી જાય છે."

"મોટા ભાઇ! એના તો રામ રમી ગયા છે. કેવી રીતે તગેડું?"

"તો જા દોડ, ભંગિયાને તેડી લાવ. મોડું થશે તો સાહેબ કોરડા વીંઝશે. પછી કહેશે કહ્યું નહિ."

"તે બધું ખરું. પણ ભંગિયો ગામ પર નથી."

"ક્યાં મૂઓ છે? એણેય ગ્રહણ વચ્ચે સાપ કાઢ્યો છે તો."

"જીવણ પટેલની ડોસીની કાળોતરી વહેંચવા પરગામ ગયો છે."

"તો જા, કોઈ ખાલપો, ચમાર, હેડ જે કોઈ મળે તેને પકડી લાવ."

"તેઓ નહિ આવે. મેં એક આંટો માર્યો હતો. તેઓ કહે

કે એ કામ અમારું નહિ. અમે કૂતરું ખેંચીએ તો નાત ડોક પર ચડી બેસે. અમારે નાતું કરવું પડે."

"તો જા ફરીથી, ને કહે કે નાત ગઈ જહાનમની ખાડીમાં. સીધે સીધા ન આવે તો કાન પકડીને તાણી લાવ."

"ભાઇસાહેબ ! એમ તે થાય ? જૂનો જમાનો બદલાઈ ગયો મુખી ! હવે તો પેલા ખાદીવાળાઓ જાગ્યા છે. ઢેડકાંઓ પર તો તેઓના ચારે હાથ. જરા જરામાં તેઓ આશ્રમવાળાઓનો ભય બતાવે છે."

"તો હવે ? હમણાં કરતાં સાહેબ પાછા આવશે ને જોશે કે કૂતરું એમનું એમ પડ્યું છે તો તે દિવસે તારા દેખાડશે."

"મોટા ભાઈ ! નવા સાહેબ બહુ મિજાજી લાગે છે."

"મિજાજવાળા છે તેજ સારૂં છે. એ વિના આ ધોળી ટોપી-વાળા ઠેકાણે નહિ આવે."

"બાપા ! બાપા ! ભંગિયો ! પાંહે કેવું છરછ રણહીંગુ. એને કે'વની કે વગાળે." વરતણિયા અને મુખીની વચમાં દોડતો આવી મુખીનો છોકરો બોલવા લાગ્યો. પુત્ર અત્યારે પિતાને બહુ વહાલો લાગ્યો, કારણ તે શુભ સમાચાર લાવ્યો હતો.

"વરતણિયા ! જા દોડ ! પકડી લાવ એને." અને વરતણિયો તેને પકડી લાવ્યો. એની ઉંમર ચાલીશેક જેટલી હતી. એના માથે લાંબા ફાળિયાનો થીંગડાવાળો વીંટો, કેડમાં એક ભાંગેલો ટોપલો, ખભે બે પેઢીની જૂની કારીગરીના પ્રદર્શન સમું પિત્તળનું રણ-શીંગડું, અંગે લાંબી લાંબી કંસવાળું બદન અને ઘુંટણ ઉઘાડા રહે તેવી પોતડી, તથા પગે, એક બાજુથી આંગળાં હવા ખાવા બહાર આવે એવા જોડા. મુખીને તેણે ઝૂકીને સલામ કરી.

"સલામ માબાપ."

"ક્યા ગામનો છે ?"

"વનવેલાનો માબાપ."

"કેમ આવ્યો છે?"

"વનવેલાના ભીખા પટેલની માની કાળોતરી લેઇને."

"ઓ રામ! ક્યારે દેવલોક થયાં?"

"તણ દા'ડા થેઈ ગીઆ."

"તે અમને તો ખબરે ન પડી."

"કાંથી પળે માબાપ? ભીખા પટેલ તો ઈજિરતમાં ગયેલા છે કની?"

"હરિને રુચ્યું તે ખરૂં. પણ અલ્યા! તારૂં નામ શું?"

"દલિયો રવિયો." સ્વનામ આપતાં આપતાં તેણે ફરી ઝૂકીને સલામ કરી.

"દલિયા! કાળોતરી વહેંચી રહ્યો?"

"નંઇ માબાપ. અં'જુ તો આ માંડ આયવો. છપાઇડો ગામમાં પહેંવાજ નીં દેતો ઉતો, પણ એ તો આ વેઠીઓ આયવો તેણે કેયું કે કૂતરૂં ઘહલવાનું છે તારે."

"સરનામું કોનું છે?"

"કોયનું નીં, માબાપ. હૌના પર અલગ અલગ લખેલી છે."

"વાહ! ભીખા પટેલે તો નવો ધારો પાડ્યો."

"ઓ'વે છાબ. કંકોતરી વે'ચાવતો ઓ'ય તેમ હનાનનાં નોખાંનોખાં પરબીળિયાં વેંચાયવાં. હાથે લાયગાં મંઇ જગનનાં તેળાંઓ છે કની."

"તો દલિયા, એક કામ કર. લાવ એ પરબીડિયાં. હું ટપાલી પાસે વહેંચાવી દઇશ. અને તું, આ પેલી વાડમાં કૂતરૂં પડ્યું છે તે ખાડીકાંડે ઘસડી જા."

"છાબ, તો તો તમારો કારિયો ભંગળો મને ફાળી ખાય. એ તો એનું આ'વત. ઉં કૂતરૂં ગધડી જામ તો એને મણ દાણાની ખોટ આવે."

"તે અમે કંઇ કાળિયાના બાપના બાંધેલા નથી. તું તારે હું કહું છું તે કર, અને ગામમાંથી દાણો ઉઘરાવી લે."

"પણ......"

"કાળિયો કંઇ કરે તે માટે હું જવાબદાર."

"પણ છાં'બ, કૂતરૂં લેઇને બાર જવા તો પેલા છપાઇડાં પાછો નીં આવવા દેહે."

"તેની ચિંતા ન કર. જા, વરતણિયો સાથે આવશે ને પોલિસને કહી દેશે કે તને સતાવે નહિ."

"જી માબાપ. તમારે ભરોહે તીયારે."

ભંગીએ કૂતરૂં ખસેડયું, ગંધાતી જગ્યા પર રાખ નાખી અને પછી કૂતરૂં ટોપલામાં ઘાલી ખાડી ભણી ચાલી નીકળ્યો.

ખાડીએ પહોંચી તે ખડખડાટ હસ્યો. ઝાડ પશુ પંખી બધાંય ચમકે એટલા જોરથી હસ્યો. ગજવામાંથી એક જાડો કાગળ કાઢી તેણે ખાડી પરના બાવળના કાંટામાં ટાંગ્યો. અંતે ખડખડ હાસ્ય વચ્ચે તે નદીના સામે કાંઠે ચાલતો થયો.



## પ્રકરણ ૨૧ . . . . બે ઘડીની ગમ્મત



નદીની ખુશનુમા હવા પ્રબોધચંદ્રને ખૂબ જ ગમી. તેણે એક વડલાની છાંયે વડવાઇનો હિંચકો પાણી પર ઝૂલતો હતો તેમાં બેસી હિંચકા ખાધા. સવારે જ વરસાદનું માવઠું થયેલું તેથી ઉપર આકાશમાં વાદળ દોડતાં હતાં. નીચે પાતાળધરાનું કાળું ભમ્મર પાણી હિલોળા લેતું હતું. નજર પહોંચે ત્યાં ત્યાં કાળમીંઢ પત્થર-છાટો વહેતાં પાણીમાં નાચતી લાગતી હતી. ઝાડ, પાન, વેલા અને વનસ્પતિ બધાં પવનની ગોદમાં 'ખડુક ઘોડો' રમતાં હતાં. ગૌચરમાં

ચરતા ધણની શીંગડીઓ ડોલતી હતી અને ચારો ચણવા જતાં પંખીની પાંખો ફડફડતી હતી. બધાં ગતિમાન હતાં, દોલે ચઢ્યાં હતાં; અને નવા ફોજદાર સાહેબ, પોતાની ઉમર, અમલદારી, સાહેબી, સાજ બધુંય વીસરી બાળક પેઠે હીંચતા હતા. સાથે સાથે તેમનું મન પણ તરંગે ચઢ્યું હતું.

હીંચતાં હીંચતાં તેમને નહાવાનું મન થયું. તરત તે વિચારનો અમલ શરૂ થયો. કાંઠે કપડાં ઊતારી તે એક ઊંડી બખોલમાં ઊતર્યા. ત્યાંથી પાતાળધરાના એક નીચા સ્નાન–ઘાટ પર જવાતું. એ ઘાટ બહુ વપરાતો નહિ, કારણકે પાતાળધરો દર વરસે એક માનવીનો ભોગ લેતો અને તે આ ઘાટ પર, તેથી વહેમીલા ગામડીઆ તે ઘાટે નહાવા ન ઊતરતા. પ્રબોધચંદ્રને તો નવસ્ત્રે નહાવું હતું તેથી એ નિર્જનતા અનુકૂળ થઈ પડી.

બાર વાગે તે બખોલમાં પેઠા અને નીકળ્યા છેક બે વાગે. બંને વખત દિગંબર અવસ્થામાં. દર્મ્યાનમાં કોઇ આવી ચડત અને સાહેબનો સંધો વેશ ઉપરકાંઠે ને પગલાં કોતર–ઘાટે જતાં જોત તો ગભરાઇ જાત. પાતાળધરાએ સાહેબનો ભોગ લીધો છે કે શું, એવી દહેશત અકારણ પણ કેમ કહેવાય? સાહેબ જેવા સાહેબ થઇને કોઈ નવસ્ત્રે નહાવા ઊતરે? અને ઊતરે તો બબ્બે કલાક લગીનાં તે સ્નાન હોતાં હશે? પરંતુ પ્રબોધચંદ્ર શું ન કરે? તે સાહેબ હોય કે છોકરો, પણ એક વાર જે તુક્કો તેના મગજનો કબજો લે તેનો અમલ તે કરવાનો જ. એવો તરંગી સ્વભાવ ન હોત તો તે આજે અમલદાર હોત?

પ્રબોધચંદ્ર પાધરે આવ્યો અને જોઇને છક્ક થઈ ગયો.

પાધરે સરઘસ ફરતું હતું.

એ સરઘસ નહિ પણ વરઘોડો હતો, જો કે વર ને ઘોડો બંને ગેરહાજર હતા. ઘોડાને બદલે હાજર હતા બે ગધેડા ને વરના સ્થાને હતા બે બાવાઓ.

કાઠી લાંબી પણ કેડિયું ટુકું, કાંચળીથી માંડ મોટું. ટાંટિયા ખોડીબારા જેવડા પણ પોતડી પાઘડી પનાની, લંગોટી જ જોઇલો. માથું ને મૂછ બંને મૂંડેલાં, તેમાં એક પર ચૂનો ને બીજા પર મેશ ચોપડી હતી, એવા એ બાવાઓ હતા, વિચિત્રતાનો અવતાર હતા.

અવળે ગધેડે બંને–બેઠા, ના ના–બેસાડ્યા હતા. બે કુંભાર ચુચકારી ચુચકારી ગર્દભરાજાને દોરતા હતા, ને બે હરજીઓ સજદોરાની ચાબૂકે બંનેને હાંકતા હતા. પાછળ છોકરાં ઘાસતેલનો જૂનો ડબ્બો વગાડતા હતા અને આગળ મોટેરા મરશિયાં ગાતા હતા. આમ વરયાત્રા મંગળફેરા નહિ પણ પાધર પર ઉકરડા હતા તેના ફેરા ફરતા હતા.

દૂર ઊભો ઊભો પ્રબોધચંદ્ર હસવા લાગ્યો. તેને ગામલોકોની રમૂજવૃત્તિ માટે માન ઊપજ્યું. આવો આનંદ તેમના એકધારા રગશિયા જીવનને છેક જડ થતું બચાવતો હશે.

સાહેબને જોઈ સિપાઇઓ તેમને ઘેરી વળ્યા. દરેકના મુખ પર 'મૈંને વાઘ મારા'નો ભાવ પ્રગટેલો હતો.

"સાહેબ! કામ ફતેહ!"

"આ રામસીંગને છેતરવો સહેલ નથી."

"હું અભેસીંગ, એવા તો હજાર કાગડા–દેવને પહોંચી વળું."

"મૈં ફતેહમહમદ, કીસીસે ડરનેવાલે નહી."

"પણ છે શું?" તેણે સિપાઇઓનો ગંભીર ભાવ જોઈ તેવા, કે પ્રજાજનનો મશ્કરી–ભાવ જોઇ તેવા, કોના જેવા થવું તે ન સમજાયાથી પૂછ્યું.

"કાગડાદેવને પકડ્યો." રામસીંગે વધાઇ ખાધી.

"સિર્ફ કાગડેકું નહીં જી, ઉસકા બાપકું ભી પરહેજ કિયા હૈ." ફતેહમહમદે રામસીંગની ભૂલ બતાવી.

"હવે ફોગટની શાના ખાંડ ખાઓ છો? એ ભામટાઓને પકડ્યા તો છે મેં." અભેસીંગે બધો જશનો અધિકારી તે એકલોજ

છે એ જાહેર કર્યું.

"સાહેબ, અભેસીંગ જૂઠો છે; એ તો તોપ ફેંકે છે."

તોપ શબ્દ સાંભળી ગધેડે બેઠેલા બાવાઓ ચમક્યા. તેઓનાં હસતાં મોં પડી ગયાં. કદાચ કુંભારે ને કડિયાએ પકડી ન રાખ્યા હોત તો પંડે પણ પડી જાત.

"તોપ! વોય બાપલિયા તોપ! મરી ગયા, સાહેબ! મરી ગયા!"

"ચૂપ!" મંગલા મોચીએ રાંપી બતાવી.

"ભાઈરે મોચીડા! લાવ તારી રાંપી ને માગ માગ જે માગે તે આપું. માથું માગે તો માથું, લે કાપી આપું, પણ તોપને મ્હોડે ના ચડાવ. આપુંને?

"આપો આપો. કાચલીના ડોયા જેવું છે તે માટલીમાંથી પીવા માટે પાણી કાઢવા કામ આવશે." ભીડમાંથી બેચાર બોલી ઊઠ્યા ને બીજા હસી પડ્યા. મોચી બિચારો છોભીલો પડી ગયો ને ચૂપચાપ ભીડમાં પેસી ગયો.

"ભૈયા રામલાલ!"

"હા, ભૈયા મણિલાલ!"

"આ તો તોપ!"

બંને બાવાઓના એવા આલાપપ્રલાપમાં ભંગ પાડતો એક અવાજ આવ્યો.

"હા, હા, તોપ. અભેસીંગના મોઢાની તોપ."

"મોઢાની તોપ!"

"હા ભૈયા લાગે છે તો એવું જ. આપણે મોઢાની તોપે ચઢવાના."

"તોપના મોઢે નહિ?"

"તે એ તોપ કાનમાંથી ફૂટે કે આંખમાંથી?"

આ બાવાઓની વાતમાં મઝા પડવાથી સરઘસના જુવાનો ઠઠ્ઠાએ ચડ્યા.

"બાવાજી! ભૂલ કરો છો. એ તોપ તો આંખમાંથી ફૂટે!"

"ઓત્તારીની, ત્યારે તો રામલાલ! એ આંખ કપાળ વચ્ચે હશે?"

"હા મણિલાલ! એ તો મહાદેવની ત્રીજી આંખ. જેના પર નજર પડે તેને બાળી ભસ્મ કરે."

"એમ! ત્યારે તો ગામલોકો, ભાગો, ભાગો! નહિ તો વચ્ચે હોળીભેગા તમેય બળી મરવાના!"

"તે તમે હોળી–બોળી થોડાજ છો?" એક જણે પૂછ્યું.

"થોડા જ નહિ પણ અમે તો આખાજ હોળી! ખરૂંને મણિલાલ?"

"હા રામલાલ! આપણે તો હોળીમાંના હોળૈયા હનુમાન."

"હવે જવા દો એ ઢોંગધતૂરા. રંગલાનો વેશ ભજવશો તેથી કંઈ છોડીશું નહિ. ચાલો સાહેબ પાસે." એક સિપાઈએ આવી પડકાર કર્યો.

"પણ આ ગધેડાં ચાલે ત્યારે ને!"

કુંભારે ને કડિયાએ બંને ગધેડાંને એક એક દંડો લગાવ્યો. ટોળાએ પહેલેથી જ માર્ગ આપ્યો હતો તે માર્ગમાં થઈ ગધેડાં પોતાના પ્રિય સંગીત સાથે પૂર વેગે–ઘોડાવેગે ભાગ્યાં.

ઘોડાવેગે દોડેલાં ગધેડાંને કોઈ રોકી ન શક્યું, અને બંને બાવાની જોડી ગામને ઘડીભર ગમ્મત કરાવી અદૃશ્ય થઈ ગઈ. પાછળ સિપાઈઓએ ઘોડા છોડ્યા પણ માત્રિકા નદીનાં કોતરોમાં દંડા ખાઈ ભાગેલાં ગધેડાં અલોપ થઈ ગયાં હતાં, તે ન જડ્યાં. છેક સાંજે તે પોતાના માલિકને ત્યાં પાછાં આવ્યાં. પણ તે એકલાં જ.



## પ્રકરણ ૨૨ . . . . પત્રિકા કોણ લાવ્યું ?



"કોણ હતા એ ?" ઊતારે આવી ફોજદાર સાહેબે મુખીને પ્રથમ પ્રશ્ન પૂછ્યો. પોતે તો એમને ઓળખતો હતો. એ હતા એના જૂના મિત્રો રામલાલ અને મણિલાલ, જે વૈરાગી થઇ ગયા હતા, રમતારામ થઇ તીરથજાત્રાએ નીકળ્યા હતા. પરંતુ આ ગામલોકોએ કોઇ સંન્યાસી બાવા માનીને એમનું ફુલેકું નહોતું કાઢ્યું.

"પેલા કાગડાદેવના ચેલા હશે અથવા એક ખુદ ગુરુ ને બીજો પટશિષ્ય હશે." મુખીએ સ્ફોટ કર્યો.

"તે એને ક્યાંથી પકડી આણ્યા હતા ?"

"પકડી નહોતા આણ્યા, પણ માથે મોત ભમતું હશે એટલે સામે ચાલીને કાગડાભાઇ જાળમાં પડ્યા હતા."

"ખાતરી હતી કે એ એ કાગદેવની ટોળીમાંના હતા ?"

"જરૂર. એકને નહિ, એને નહિ, પણ સો સો જણાને એવો વહેમ આવ્યો તે ખોટો ?"

"તો પછી બંનેને મેડિયે પૂરવા હતા ને !"

"મેં તો કહેલું કે બાંધો સાલાઓને મુસ્કેટાટ અને ફટકારો."

"પછી ?"

"પણ ગામલોકોએ ન માન્યું. બંનેના ફજેતાનું ફુલેકું કાઢવાનો બધાને અભરખો થઈ આવ્યો."

"હવે અભરખો પાર પડ્યો ને ? હાથમાં આવેલા દુશ્મન ખોઈ નાંખ્યા ને ?"

"સાહેબ ! નિગાહ કરજો. ભૂલ તો હજાર વાર થઈ, પણ હવે ઉપાય નથી."

"મુખી ! શાંતિ પકડો. એમાં તમારા કરતાં વધારે વાંક સિપાઇઓનો છે. મોટો વાઘ મારી લાવ્યા હતા તે બેટાઓ ફૂલીને ફાળકા થયા હતા. સાલા ફૂલણજીઓ બાવાની ફજેતીનું ફારસ નહોતા જોતા, પણ જોતા હતા પોતાની વડાઈનું ફૂલેકું. આવવા તો દો. ખાલી હાથે આવશે તો હવે એમનું જ પાણીચાનું ફુલેકું નીકળશે."

પ્રબોધચંદ્ર ધુંધવાયો હોય એમ આંટાફેરા મારવા લાગ્યો. એનો આ ક્રોધ કૃત્રિમ હતો. બડાઇખોરોની પતરાજી ભુલાવવા તે ગંભીર બન્યો હતો. છતાં મુખી તે વર્તી ના શક્યો. તે તો 'સાહેબ ચા લઇ આવું 'નું બહાનું કાઢી છટકી ગયો. મુખીના ગયા પછી પ્રબોધચંદ્ર હસી પડ્યો.

મૂરખાઓ ! કાગદેવ એવો કાચોપોચો બંદો નથી કે ચાહીચેતીને પકડાવા આવે અને તે ખુદ મારા પડાવમાં. બિચારા બાવાઓ હાથમાં આવ્યા ! અરે, બે માખીઓ હાથમાં આવી ત્યાં તો તિસમારખાંઓ ફાટી ગયા ! મોટી ધાડ મારી ખરીને ?"

પરંતુ એનું એ હાસ્ય ક્ષણજીવી નીવડ્યું. એના મુખ પર હાસ્ય રમતું હતું તેજ વખતે તેની હાંસીનું કારણ ઊતારાનાં પગથિયાં ચડતું હતું. પ્રબોધચંદ્ર કાંહાપુરની કચેરીમાં બડાઈ હાંકી આવ્યો હતો કે મારો પડાવ પડતાંને વાર, કાગદેવના જાસા ને પત્રિકા ક્યાંના ક્યાં પોલ થઇ જશે. પણ ના ! કાગદેવે તેને પડકાર કર્યો હતો, તે પંડે પધારી હાથતાળી આપી ગયો હતો.

"સાહેબ ! કાગળ." મુખી એક ચોરસ કાગળ લઈ દાખલ થયો.

"ટપાલમાં આવ્યો ?"

"નાજી."

" ખેપિયો લાવ્યો ? "

" ના સાહેબ."

" ખુલ્લોજ આવ્યો ? "

" હાજી."

" કોણ લાવ્યું ? "

" મારો મોટો છોકરો જેરામ."

" ક્યાંથી લાવ્યો ? "

" ખાડી કાંઠેથી."

" કોની પાસેથી ? "

" બાવળની ડાળી પાસેથી."

" હેં ! "

અત્યારસુધી પ્રબોધચંદ્ર ઓટલે ઊભો હતો, ને મુખી નીચે, પણ બાવળ જેવું જડ ઝાડ કાગળ મોકલાવે છે એમ સાંભળી તે એક ? કુદકે ચાર પાંચ પગથિયાં કૂદ્યો. મુખી પાસેથી કાગળ, જાણે કે તરાપ મારીને, તેણે ઝૂંટવી લીધો.

એ કાગળ ચારે ધારે કોરો હતો. ફક્ત મધ્યમાં મોટા અક્ષરે લખ્યું હતું કા...ગ...દે...વ.

" કાગદેવ ! શું કાગદેવ આવી ગયો ? "

" તે વિના આ કાગળ ક્યાંથી ? "

" કોઈએ મશ્કરી તો નહિ કરી હોય ? "

" હોય નહિ. ખુદ ફોજદાર સાહેબની હાંસી કરે તેના બાર વાગી ના જાય !"

"ત્યારે શું કાગદેવ આવી ગયો ? નાકે નાકે ચોકી રાખ્યા છતાં છટકી આપી ગયો !" પ્રબોધચંદ્રે સ્વગત ઉદ્ગાર કાઢ્યા.

" સાહેબ ! માનો ન માનો પણ આ એ બાવટાઓનુંજ કામ."

"હોય પણ. કિંતુ તમે તો કહેતા હતા કે તે ઉગમણે આરેથી આવ્યા હતા, અને તેજ દિશામાં પાછા ગયા તે પણ બધાએ જોયું. પરંતુ આ કાગળ તો આવ્યો આથમણી બાજુથી."

"એ પણ ખરૂં. ત્યારે......" મનની ગુંચને વ્યક્ત કરે એવા શબ્દો ન જડતાં મુખી બોલતાં બોલતાં અટકી પડ્યા અને થોડી વાર બરડો ખંજવાળી ફરી બોલ્યા:

"સાહેબ! કાગડાદેવનો કોઈ ચેલો રાતોરાત બાંધી ગયો હશે, જાસાચીઠ્ઠીઓ તો કાળી રાતે જ બંધાય."

"એમ હશે?" એવો સ્વગત પ્રશ્ન કરી પ્રબોધચંદ્ર આશ્વાસન શોધવા લાગ્યો. ભલે, મારા પડાવ પછી તો એની ફિક્કર નથી ચાલીને, પરંતુ તેજ ક્ષણે તેના મગજમાં એક ચમકારો થયો. તે કાગળને ધારી ધારીને અવલોકવા લાગ્યો. પળ બે પળ કાગળ પર ટીકી ટીકીને જોયું કે તરતજ તેનો ચહેરો ઊતરી ગયો.

"મુખી! કહો ન કહો, પણ કાગળ એકાદ કલાક પહેલાં જ કોઈ ચોડી ગયું છે."

"કેવી રીતે જાણ્યું સાહેબ? અંદર વખત લખ્યો છે?"

"હા લખ્યો છે." જાણે પોતાનું બધું તેજ ઓસરી જતું હતું એમ દર્શાવતો પ્રબોધચંદ્ર માંદલે સ્વરે બોલ્યો.

"અરે સાહેબ! એ તો આપણને ઊંધા પાટા બાંધવા ખોટો લખ્યો હશે. બાકી જાસાચીઠ્ઠી બાંધેલી તો રાતે જ." મુખી હજુ માનવા માગતા ન હતા કે ખુદ ખોડમાં પેસીને બહારવટિયા જાગતા વાઘને છંછેડે.

"મુખી! માણસના લખેલા લેખ મિથ્યા હોય પણ આ તો કુદરતનો લેખ છે, તે જૂઠો કેમ કહેવાય?"

"કંઇ સમજાયું નહિ, સાહેબ!"

"જુઓ આજે ત્રણેક કલાક પહેલાં વરસાદ આવ્યો હતો ને?"

"હા જી."

"તો હવે લો આ કાગળ. એના પર વરસાદના છાંટાનોએ ડાઘ છે?"

"ના જી."

"તો પછી એ વરસાદ પછી બંધાએલો કે નહિ?"

"વાત કાન પકડવા જેવી છે સાહેબ!"

ત્યાં તો 'પત્રિકા, પત્રિકા,' કરતા બે–ચાર છોકરાઓ ફળિયામાં હોકારો કરવા લાગ્યા. જે ભણેલા હતા તે મોટેથી વાંચવા લાગ્યા. લોકો શું છે શું છે કહી ભેળા થવા લાગ્યા. આવીને પત્રિકા વંચાતી સાંભળી બધા થંભી ગયા. સર્વેના ચહેરા પર ભયની છાયા પથરાઇ.

પ્રબોધચંદ્ર અને મુખી નીચે આવ્યા. મેડિયું એક ઊંચી ટેકરી પર હતું ત્યાંથી નીચે શેરીમાં ઊતર્યા.

ફોજદારને જોતાં જ છોકરાઓએ પત્રિકા ફેંકી દીધા. લોકો વેરાઈ જવા લાગ્યા. રખેને પત્રિકા લાવવાનો ગુન્હો માથે ચોંટે એ દહેશતે બધા ડરી ગયા.

બે–ચાર પત્રિકાઓ પવન સાથે ને છાણમૂતર સાથે ગેલ કરતી હતી, તેમાંથી એક ફોજદાર સાહેબે ઉપાડી લીધી, વાંચી અને તેના ભમ્મર વક્રાકારે ઊંચી થઇ.

"ધમકી, મારા દેખતાં જ ધમકી! હિજરત નહિ કરો તો હોળીઓ સળગશે, એમ! જોઉં છું, કોની મગદૂર છે કે વફાદાર પ્રજાનો વાળ પણ વાંકો કરે!" પ્રબોધચંદ્ર બધું સ્વગત બોલતો હતો, બહુ નિઃશંકતાથી બોલતો હતો, પણ વફાદાર શબ્દે એક શંકા જગાવી.

"આ પ્રજા વફાદાર છે ખરી? એમાંથી જ કોઈ ફૂટેલો તો નહિ હોય? નહિ તો પછી આ પત્રિકાઓ આવી ક્યાંથી?"

તેણે લાલ નજરે ટોળાંને પડકાર્યું: "ખબરદાર! કોઇ ઘરમાં ભરાયું છે તો!"

લોકો થંભી ઊભા, મૂંજતા ઊભા, માતા મરે ત્યારે થાય તેવા

રડમસ ચહેરે ઊભા. આપોઆપ બધાના હાથ જોડાયા ને મુખમાંથી અસ્ફુટ ઉદ્‌ગાર ફૂટ્યો:

"મા બાપ!"

"કહો, આ પત્રિકા કોણ લાવ્યું?"

"અમે જાણુતા નીં મરે છાબ."

"તો શું પવનમાં ઊડીને આવી? કોઇ કાગડો કે કબૂતર ચાંચમાં ઘાલી નાખી ગયો?"

ટોળું ચૂપ ઊભું. એ મૌનથી પ્રબોધચંદ્રના કોપનો પારો ચઢ્યો.

"જોઇ છે આ ચાબૂક?" ફોજદારે હવામાં ચાબૂક વીંઝી. સડસડસડાટ એવો અવાજ થયો.

સાહેબની ચાબૂક અડી નહિ તે પહેલાં જ જાણે લોકોની ચામડીએ સોળ પડ્યા.

"ઓ બાપલિયા!"

"તો બોલો, બતાવો ગુન્હેગારને."

"છાબ, આ છોકરા..."

"શું? છોકરાઓ લાવ્યા છે?"

"હા છાબ."

"સાલા! તમે?"

બાળકોમાંય તેમનાં માબાપોની કાયરતાના સંસ્કાર તો હતા, છતાં તે છેક પાણીમાં ના બેઠાં. તેઓમાંથી એકે તો વળી જિક્કર બતાવી.

"સાહેબ, એમાં અમારા પર શીદને રૂવાબ કરો છો?"

"તો કોના પર કરું?"

"જેણે એ લખી હોય અને જેણે ટપાલમાં મંગાવી હોય તેના પર."

"તે તમે એ નથી મંગાવી?" આ અનામી કુમારની છાતી જોઇ પ્રબોધચંદ્ર ખુશ થયો. તેનો ગુસ્સો ઊતરી ગયો.

"ના સાહેબ, અમને તો એ પડેલ ફળિયામાંથી ઊડતી મળી.

લોકોએ વાંચીને ફેંકી દીધી હશે.”

“એમ! મારા વહાલા પટેલિયા ફાટ્યા છે. બરડો ચળ કરતો લાગે છે.”

“ના બઇછાબ, એમાં અમારો વાંક નીં મરે.” એક પટેલ બાપડો આગળ આવી બોલી પડ્યો.

“તો કોનો?” પ્રબોધચંદ્ર મલકાવા લાગ્યો. બસ આજે તો કાગદેવનો એકાદ જાસૂસ પકડાવાનોજ; ગામમાંથી જ કોઇ ઘરભેદુ હશે, નહિ તો રોજરોજ પત્રિકાને તે પગ છે કે ગામમાં ચાલી આવે!

“મુખી છાબનો.”

આ તો જાણે બોંબ પડ્યો! બધાય અવાચક. લોકો મનમાં ને મનમાં તેને ગાળ દેવા લાગ્યા.

“મારો વ્હાલો મુખો! બેવફાની ડુગડુગી વગાળતો દેહું!”

ફોજદારનો તો ગુસ્સો માયો નહિ. મુખવાટે બહાર પડે તે પહેલાં તો તેણે માથેથી પગ લગી બેચાર આંટા મારી લીધા અને મુખીના તો હોસકોસ ઊડી ગયા.

“મારા પરજ આરોપ. આ તો ધોળામાં ધૂળ પડી. ઘરડે ઘડપણનું પેન્શન જવાનું.”

“મુખા!” પ્રબોધચંદ્ર બધી શિષ્ટતા ભૂલી તાડૂક્યો.

“જી! બીનગુન્હેગાર માર્યો જઉં છું સાહેબ.” મુખી માથું બન્ને હાથે ચાંપીને બેસી પડ્યા હતા તે માંડ માંડ બોલ્યા.

“બીનગુન્હેગાર?” એકીસાથે સૌ મુખે પ્રશ્ન કર્યો. બીજા બધા તો પ્રશ્નાર્થ સૂચવીનેજ અટક્યા પણ પેલો પટેલીઓ તો આગળ બોલ્યો:

“મુખી! વગર ટિકીટનાં પરબીડિયાં ટપાલીને વેંચવાં આપેલાં ઉતાં ને અ'વે ફરી હાના જાવ?”

“હા, આપ્યાં હતાં, પણ તે તો કાળોતરીનાં હતાં.”

“કાળોતરીનાં!” પ્રબોધચંદ્ર ખડખડાટ હસ્યો ને બોલ્યો:

"હા, મુખી, એમાં તમારી કાળોતરીજ હતી."

"મા સાહેબ, સાંભળો. બધું જાણ્યા વગર મને ગરદન ન મારો." સર્વ ગોટાળાના રહસ્યનો આભાસ પામી મુખીને જરા ધીરજ આવી. તે ઊભો થયો.

"એ કાળોતરી વનવેલાના બીખા પટેલની ઘરડી માની હતી."

"કોને ઉઠાં ભણાવવા માંયડાં મુખી? બીખા પટેલની ડોશી તો અંજુ પથરા જેવી બહેલી દેહું. તે તો મારાં તમારાં હો તેરમાં ખાઇને જહે. કાલેજ તો હું તેની હંગાથે વાત કરી આયવો." પેલા પટેલિયાએ મુખીના બચાવના ભુકા ઉડાવી દીધા, અને મુખી ફરી વિચારમાં પડી ગયા.

"સાહેબ! તો તો એ ભંગિયો મને બનાવી ગયો"!

"કયો ભંગિયો?"

"હતો કોઈ પરગામી."

"તેને ગામમાં ઘુસવા કેમ દીધેલો?"

"પેલું ગંધાતું કૂતરૂં ઘસડાવવા."

"તો તો એજ કાગદેવ, સાહેબ! જેના પર પેલો કાગળ ટાંગ્યો હતો તે બાવળ પાસેજ કૂતરૂં પડેલું હતું." મુખીનો જેરામ દૂર ઊભો રહી બાપની ફજેતી માટે રડી રહ્યો હતો તે હવે હિંમત કરી આગળ આવી બોલ્યો.



પ્રકરણ ૨૩ . . . . . . . . જાન



વાડીફળિયા ગામમાં કાળોતરીમાં પત્રિકા વહેંચાઇ હતી એટલે લસણપોર ગામના લલ્લુ પટેલની દીકરીની કંકોતરીઓ વહેંચાઇ ત્યારે પ્રબોધચંદ્રે ખૂબ સાવચેતી રાખેલી. બીનહિજરતી ગામોમાં

એ કંકોતરીઓ ખુદ પોલિસોએ વહેંચેલી. એટલું જ નહિ પણ જાનના દિવસે જે જે જાનૈયા આવે તેઓ પર અખંડ જાસૂસી કરવાનો બંદોબસ્ત થયો હતો. લગન અને વરા જેવા પ્રસંગે તો હજાર આવે ને હજાર જાય. તેમની જોડે કાગદેવ જેવા ચાલાક ચોરના વેશધારી ખેપિયા ઘૂસી જવાનો પૂરો સંભવ હતો. શી ખબર પડે? વાજાંવાળો કે વાળંદ, ભૂંગળવાળો કે ફૂલવાળો એમાંથી કોણ સાચો ને કોણ જાસૂસ એ કેમ પરખાય!

તેમાં લલ્લુ પટેલે ચારે ઝાંપે નોતરાં મૂકેલાં. એ બે દિવસમાં પાધર પરથી જે કોઇ જાય–આવે તે ભૂખ્યું જાય, પટેલની વાહવાહ ગાયા વિના જાય તો પછી હજારોનો ધુમાડો કર્યો કે ન કર્યો સરખો નથી? ચંદન પટેલની એકની એક દીકરી, એના લગનમાં ન ખરચાય તો પટેલના લાખ–બે લાખ બીજા કયા પ્રસંગે ખરચાવાના હતા? પટેલને તો ફરતેની દશકોઇમાં ડંકો વગડાવવો હતો કે લગન તો લસણપોરના લલ્લુભાઇના ઘરનાં, બાકી બધાં લગનડાં. આથી મોટા પાયા પર લગનની તૈયારી ચાલતી હતી અને સરકારી સાવચેતીની તૈયારીઓ પણ મોટી હતી.

બે વાગ્યા અને સીમાડે ધૂળની ડમરી ચઢી. પાદરા ગામથી છડી, બંધૂક અને ડંકાબેર નીકળેલી જાન લસણપોરની સીમમાં પેઠી. જાનમાં માફાઓની લંગર લાગી હતી. વરનો માફો તો ખુદ વેણુદા દરબારનો રથ હતો. મહજબપોરના નવાબને ને વરના બાપને ઓળખાણ એટલે તેણે પોતાના હાથી–પાયગા ને છડી–છત્રી મોકલાવ્યાં હતાં. મુંબઈ અને અમદાવાદના શેઠિયાઓ પણ જાનમાં આવનાર હતા જો પાદરા–લસણપોરની નેળોમાં મોટરો ચાલતી હોત તો.

પથરાળી ધરતી પર ધડ ધડ ધડ સવારી–ગાડીઓ દોડતી હતી. દરેક ગાડી એક એક ટાંગાને આંટી જાય એટલી સુંદર હતી, શણગારેલી હતી અને બળદોની જોડયો? જાણે થનગનતા વછેરા! માખણ જેવી રુવાંટી, ભીનેવાન બદન, બીજના ચંદ્ર જેવી શીંગડીઓ, સાંઢ-

ણીના જેવા પગ, ઘોડાના જેવી ગરદન, કુદે તો તે થનગનતા, રવાલે તો તે પાણીના રેલા જેવા–એવા એવા બળદોએ જોડેલી સવારીઓ, એક એકથી ચડતી, હરીફાઈએ ચડી હતી. નેળ સાંકડી હતી તેથી સાંકડી હતી વગેરે, પરંતુ કાઢાકાઢીએ ચડેલા જુવાન જાનૈયાઓને એવી આડખીલીઓ નડી નહિ. તેમની સ્પર્ધા નેળમાંથી બહાર ખેતરોમાં ઉબાણુ ચાલતી હતી. બે ત્રણ ગાડીઓ એક રેખાએ દોડતી હોય, બળદો જીવ પર જુલમ કરી અશ્વવેગે, સાંઢણી-વેગે અને છેલ્લે પંખી વેગે ઊડતા હોય, ગાડી અને બળદો જોડે ધૂળની ડમરી પણ પવનવેગે ચડતી પડતી ને ઘુમરી લેતી હોય, ગાડીમાં બેઠેલાં જુવાન જાનૈયાં-સ્ત્રીઓ ને પુરુષો કદીક ચડેલા શ્વાસે, કદીક મલકાતા મુખે, શરતના અંજામ માટે રાહ જોતા હોય; એ દશ્ય વારે વારે જોવા મળતું નથી. બળદની ડોકમાં ઘુઘરા વાગે, રાશ પરોણા પરની ઘૂઘરીઓ તેમાં તાલ દે, ગાડીવાસી સ્ત્રીઓની ડોકમાં નાચતાં ઘરેણાં તેમાં સૂર પૂરે, ત્યારે એમ લાગે કે ગાડીઓ દોડતી નથી પણ રૂમઝૂમ નાદ કરતો કોઈ રથ દોડે છે!

ગામડાની જાન એટલે 'બળદ–દોડ'ની શરત. એમાં પહેલા જનારને માન ઇનામ મળતાં નથી છતાં પ્રથમ આવનાર આખી જાનમાં ઊંચી છાતીએ ફરે છે. એ ગૌરવ અપાવનાર બળદોને વેવાઈ પક્ષ તરફથી શેર શેર ઘી ગોળજ મળે છે, પરંતુ માલીક તરફથી તો જીવનભરની સાબાશી સાંપડે છે.

જાન પાધરે આવી, ડંકા ડણક્યા, નિશાન ફરક્યાં, બંધૂક ફૂટી, વાજાં વાગ્યાં, શીંગાં ગાજ્યાં, શરણાઈ ફૂંકાઈ.

જાનૈયાઓ રથ, માફા, ગાડી ઘોડા વગેરેમાંથી ઊતરી ઊતરી વરના માફાને ઘેરી વળ્યા હતા.

જાનૈયામાં પુરૂષવર્ગનો પોશાક જોઈએ તો લાગે કે એકલો વર નહિ પણ તેનાં મોટાંમુરબ્બી, કાકામામા, સગાંસાગવાં, ભાઈભાઈ-બંધ આખી જાન પરણવા નીકળી છે! જાનમાં બ્રાહ્મણો હોય છે

તેની કસબી તોરાની પાઘડી, ગરાશિયા હોય છે તેમના જરિયાનના જામા, વાણિયા હોય છે તે સોના ભરતના દુપટ્ટા, ખેડૂતો હોય છે તેનાં હીર-કોરિયાં ધોતિયાં તથા નોકરચાકર હોય છે તેનાં કોરાં કકડતાં અંગરખાં જોઈને એવો ભ્રમ થાય તો તે અકારણ નથી. સામાન્ય જન જાનૈયો થાય છે કે તરત તેનું મન બદલાય છે. ત્યારે વડીલ વૃદ્ધો વરણાગિયા બને છે, વિરહી વિધુર વિનોદી થાય છે, સાધુ સંયમી છેલછબીલા જણાય છે, જોગી જુવાનિયા કહાન કનૈયા દેખાય છે. જાન જોવી અને જનવેશ તથા જનમનનું પ્રદર્શન જોવું બરાબર.

જેવા પુરુષો તેવી સ્ત્રીઓ. શહેરોમાં દરજીની દુકાને સિલાઈની કારીગરીના નમૂના ટાંગવા મનુષ્યાકારની કાષ્ટમૂર્તિઓ–ચાડીયા ઊભા કર્યા હોય છે. જાનમાં આવેલી સ્ત્રીઓ હાલતી ચાલતી ન હોય તો સોની અને દોશીની દુકાનના એવા ચાડીઆ જેવી લાગે. ગામડાંમાં કામઢાં જીવનમાં રોજબરોજ અલંકાર કે શણગાર પહેરવા પરવડે નહિ. બ્રાહ્મણી બાજ ગૂંથે કે બને ઠને? વાણિયણ વડી-વસાણાં કરે કે વરણાગી કરે? કણબણ છાણમૂતર વાળે કે શણગાર સજે? પરંતુ જાનના દિવસે તેઓ વરસભરની સાદાઈનો ખંગ વાળે છે. પોતાના પંડનેજ તેઓ પેટી પેટારા બનાવે છે અને દાબડા દાબડી ખાલી કરી નાકકાનમાં ભરે છે.

આડે દિવસે વડીલોની મર્યાદા હોય અને તે ન હોય તો બોલવા ફુરસદ ન હોય. પણ જાનમાં સ્ત્રીઓને મુખે એ બે દિવસ સરસ્વતી વસે છે. ફટાણાં ને જોડકણાં, ગીત અને ગાણાંનો અખંડ સ્રોત વહે છે. એ ગીતોમાં રસ, કાવ્ય, કલ્પના, ઝમક હોય છે, તેથી વધુ હોય છે અવરુદ્ધ સ્ત્રીજીવનનો મુક્ત અવાજ. એ અવાજમાં આનંદ હોય છે, ઉલ્લાસ હોય છે, અને સાથેજ હોય છે વિલાપ અને દુઃખાલાપ. સ્ત્રીજીવનની શોભા અને કરુણતા બંને એ ગીતોમાં પ્રકટ થાય છે. આજે શરમાળ વહુવારુ સાસરિયાંને વગોવે છે, પિયરીયાંને વખાણે છે, સસરાના સાંભળતાં નણદીના વીરાને

મહેણાં મારે છે, રસરસિયાને રંગમહેલે બોલાવે છે. આજે તે કવિ બને છે અને ફટાણાં જોડે છે, ને જે લાગમાં આવે તેને ફટકારે છે. આજે તે છૂટી છે, સાસરાની શરમમાંથી, સાસુના જુલમમાંથી, વરની શિરજોરીમાંથી, બાળકોની ઊઠવેઠમાંથી : સંસારની ભારી જુંસરીમાંથી તે છૂટી છે.

પાધરે જાન આવી ને લલ્લુ પટેલના આંગણામાં માણસોની ગીરદી વધવા લાગી. ગીરદી સાથે હોહો તો હોયજ. લગ્ન એક ઘરે પણ કારભારી દશ વીશ, જાણે બધાજ કન્યાના બાપ ! એમનાં માથાં જોઇએ તો ઘડભાંગ કરી કરી પાકી ગયેલાં, અવાજ સાંભળીએ તો બૂમબરાડા પાડી પડી ગએલા તથા હાથ જોઇએ તો કોઇના તેલવાળા તો કોઇના ઘીવાળા.

જાન આવી એટલે એમાંના કોઇએ રસોઇયાને ધમકાવ્યો : “ હજુ તો અડધે આવ્યા. ક્યારે રાંધી રહેશો ?”

તમણના તાપમાં મગજ તપી રહ્યું હશે એટલે રસોઇઆએ જવાબ આપ્યો: “ તો શું ચૂલ પર ચડી બેસું ? ”

પાછલા બારણે વાડામાં આવો સંવાદ ચાલતો હતો તે વખતે આગલા બારણે માંડવામાં એક કારભારી રાતાપીળા થતા હતા.

“ કયે ગધેડે તમને માંડવો કાપડવા બાનું આપેલું ? ”

“ તમારાજ કોઇ સગાએ. ”

“ તે તમે તે કારીગર છો કે હજામ ? ”

“ હજામત કરાવી જુઓ તો ખબર પડે. ”

“ પડી પડી ખબર. આ વર તો આવ્યો જાણે અને તમે તો હજુ દરવાજોય માંડ્યો નથી. ”

આ સંવાદ સાંભળી ટોળે વળેલા લોકો હસવા લાગ્યા, છોકરાંએ તાળી શરૂ કરી. એ ગોકીરો સહન ન થવાથી શાંતિ-પાઠ અને ગ્રહ-શાંતિ કરતા પુરોહિતે પોતાની શાંતિ ગુમાવી : “ છાનાં મરો રે ઓ છાનાં મરો !”

"મહારાજ! શાંતં પાપમ્ શાંત પાપમ્. આજે લગનના ટાંકણે મરવાની વાત ક્યાં બોલ્યા?" એવું બોલી એક બટકબોલા કિશોરે બધાને છાનાં મારવાને બદલે વધારે હસાવ્યા.

એ હાસ્યે મહારાજને વધુ અશાંત કર્યા. તે છોકરાંઓને મારવા ઊઠયા, પરંતુ મોટી દૂંદવાળી કાયાને બાજઠ પરથી તેમણે માંડ માંડ ઊંચી કરી ન કરી ત્યાં તો બાજઠનો એક પાયો ખોડો હોઇને જે નળિયાના આધારે ટેકવેલો હતો તે નળિયું ખસી ગયું અને સાથે મહારાજની સમતુલા પણ ખસી. મહારાજ ગબડી પડયા. એ તો સારૂં થયું કે તેમણે બંને હાથ માંડી દીધા, નહિતો વેદીમાં ઘીના બદલે ઘીએ માતેલી પાકેલી ભૂદેવની દેહ હોમાઈ જાત.

"મહારાજ! વાંદરા! હૂપ હૂપ હૂપ!"

મહારાજને ચોપગે થયેલા જોઇ છોકરાંઓએ તેમના પર કરેલા ગુસ્સાનું વેર વાળ્યું.

"મા'રાજ હાંતિક પૂરી થેઇ કે નીં?"

"થઈ બહેન થઈ. આ હરામજાદાનાં દુઃખે સાથે મારી પણ શાંતિ થઇ જતી હતી."

કન્યાની માના પ્રશ્નનો પુરોહિતે માંડવાનો થાંભલો પકડી ઊભાં થતાં જવાબ આપ્યો અને જવાબ ભેગા ભેગા અટકચાળાં બાળકો વિરૂદ્ધ ફરિયાદ પણ કરી. પરંતુ એ ફરિયાદમાં કંઈ અર્થ ન હતો, કારણકે છોકરાં તો વર પક્ષને ઊતારે તેડવા જતા સ્વાગતના સામૈયામાં ભળી ગયાં હતાં.

સામૈયું વાજતે ગાજતે પાધરે પહોંચ્યું. બંને પક્ષનું મિલન થતાં વેવાઇઓ ભેટ્યા. એ ભેટાભેટીથી સાત પેઢીના સંબંધની શરૂઆત થઇ. એ મંગલાચરણના માનમાં બંધૂકો ફૂટી, ડંકા વાગ્યા, ગીતો ગવાયાં.

પછી જાન ઊતારે આવી, જાનૈયા ઊતારાના ઘરમાં આરામમાં પડયા, બળદો પાછળના વાડામાં ખાણુનીરણુ ખાવા લાગ્યા, અને

પ્રબોધચંદ્રના પોલિસો સરકારી અને સાદા પોષાકમાં પ્રકટ અને ગુપ્ત રીતે ચોકી કરવા લાગ્યા.



## પ્રકરણ ૨૪ . . . . . . . . લગ્ન



એક પહોર રાતે વરઘોડો ચડ્યો જોકે વરરાજા ઘોડે નહિ પણ હાથીના હોદ્દે ચડ્યો હતો. ચાલતે વરઘોડે ફૂલની વાડી લુંટાઈ, આતશબાજીનાં ઝાડ ઊડ્યાં, દારૂની દઠીઓ ફૂટી, બંધૂકની નળીઓ તાડૂકી. પુરુષોએ સારામાં સારાં કપડાં પહેર્યાં હતાં તો સ્ત્રીઓએ દામીમાં દામી ઘરેણાં. પાયગાના સવારોએ લશ્કરી ડ્રેસ પહેર્યો હતો તો વાજાંવાળાઓએ મખમલના ડગલા. હાથી હીરાગર ઓઢે ઢંકાયો હતો તો વરરાજા ફૂલચાદરે.

ફુલેકું માંડવે આવ્યું. વરઘેરાએ વરને પોંખવાની શરૂઆત કરી. પ્રથમ શુભ શુકન કરવા ભરેલે બેડલે દાસી આવી તેના બેડામાં દાપાંનો રૂપીઓ નંખાયો ને તે ગઈ. પછી આવ્યાં નાનો સાળો અને સાળી. કદાચ તે વરરાજાને બે ઘડી રીઝાવવા, હાંસીઠઠ્ઠા કરવા આવ્યાં હશે. એકે વરનો અંગુઠો દાબ્યો અને બીજાએ નાક તાણ્યું. ભરી ગીરદીમાં દાખવેલી એ હિંમતના બદલામાં બંને ભાઈબહેનને બક્ષીસ મળી. તે ખુશ થતાં થતાં ચાલ્યાં ગયાં કે તરત જ વરની મા આવી. તે આવી ત્યાં લગીમાં તો વરપક્ષની સ્ત્રીઓએ ફટાણાં ગાઈ ગાઈ જાણે બારણું ખોદી નાખ્યું. કન્યાપક્ષની હરીફો પણ ગાંજી ન ગઈ. તેમણે શ્રોતાવર્ગના કાનના કીડા ખેરવી નાડ્યા.

સાસુએ જમાઈનાં દુઃખણાં લીધાં. પુત્રીના ભાવિ ભરથારને કંકુ ને ચોખાએ વધાવ્યો. તે દિશાઓને વંદી, દેવતાઓને વંદી,

અને કૂડી ભૂંડી નજર ઊતારવા ઘર પર ઓવારેલાં પિંડાં ભૂતપ્રેતના નામે ઊંચે ઉછાળ્યાં. પછી વરરાજા કાચા સૂતરના દોરે બંધાયો. સાસુએ આપેલી હીરા–વીંટી કે કનકહારથી રીઝયો અને અંતે તેની કેડે બેસી માયરામાં પ્રવેશ્યો.

તરત બ્રાહ્મણોના કંઠમાંથી મંત્રરવ શરૂ થયો. ઘડીમાં મીઠો, ઘડીમાં સૂરીલો, ઘડીમાં ઘોઘરો એવો અવાજ એક ધારે સંભળાવા લાગ્યો. સાથે અક્ષર હજારના સુમારેથી સાવધાનીનો સાદ પણ શરૂ થયો.

કન્યા સાવધાન હતી ને વર સાવધાન હતો. જાનૈયા અને જાનૈયણો સાવધાન હતાં, વેવાઈઓ સાવધાન હતા, ને વેવાણો સાવધાન હતી, ગોર સાવધાન હતા ને જજમાન સાવધાન હતા, બધાં સાવધાન હતાં અને સૌથી વધારે સાવધાન હતા સિપાઈઓ. ગામ આખું મંડપમાં હતું એટલે સૂનું ગામ તેમના હાથમાં હતું. હથેળીમાં હીરો સાચવે તેમ તેઓ લસણપોરને સાચવતા હતા. તેમની આલબેલ અધ્વર્યુબધ્વર્યુની આલબેલને પણ દાબી દેતી હતી.

એક એક કરતાં અક્ષરો ઘટતા હતા. ધીમે ધીમે તેના કૂદકા મોટા થયા. હજારનો આંકડો એકડા તરફ ઊતરતો જતો હતો અને એ એક ઉચ્ચારાય ત્યારે ગાણું ઊઠવા ગીતારીઓ ઉત્કંઠ બેઠી હતી, વાજાંવાળા ખડે પગે ઊભા હતા, ડંકાવાળા ઊંચી દાંડીએ વાટ જોતા હતા, વર કન્યાને જોવા આંખોને સ્તબ્ધ કરી રહ્યો હતો, કન્યા વરને જોવા ઘુંઘટામાં બાકોરૂં પાડી રહી હતી, બાળકો હાથેવાળો મળી રહ્યા પછી વહેંચાતાં પાનફૂલ માટે આતુર થઈ તેના મેજ તરફ તાકી રહ્યાં હતાં, ઊંઘણશીઓ એ પછી ઊંઘવા જવાના હોઈ તેમની નજર પોતાના જોડા–મોજડી શોધી રહી હતી

આખો મંડપ સ્તબ્ધ હતો, શાંત હતો, પણ શાંત ન હતા બે જણા. એક તો પ્રબોધચંદ્ર કે જે લગ્નક્રિયા જોવાનો મોહ તજી ઘોડે ચડી સીમાડા સંભાળતો હતો અને બીજો કન્યાનો કાકા ભાઈ. તે

માળીની વાટ જોતો હતો, બપૈયાને ડાળે કાંઠાપુરના રસ્તા ભણી જોતો હતો. આજે છેક સાંજે એક જણ દરખાસ્ત લાવ્યો કે માંડવામાં એકલી ફૂલકલગી વહેંચાય તે લલ્લુ પટેલના મોભાને શોભે નહિ, દરેક જાનુને એક એક હાર હોય તો દીપી નીકળે. કાળીકૂઇના કલ્યાણ પટેલે હાર વહેંચેલા અને લસણપોરના લલ્લુ પટેલ શું મૂજી છે કે પૈસા જોશે? બસ, આ એક ટાણો બસ હતો. લલ્લુ પટેલને તાનો લાગ્યો. તેને પાનો ચડયો. "કલ્યાણ પટેલ કરતાં સવાયા મોટા હારતોરા ન વહેંચાવું તો મારા લાખમાં ધૂળ પડી." તેણે લગ્નમાં આવેલા હાવતિયા માળીને ગામમાંથી સારામાં સારો ઘોડો આપી કાંઠાપુર રવાના કર્યો. "જા, દોળ કહના! કાંઠાપુરના આખા માળીવાળાને કામે લગાળ, પણ અ'થેવારા આગર રૂપીઆ રૂપીઆવારા આ'રતારા જોઇહે."

કન્યાનો કાકા–ભાઈ એજ કરસનની વાટ જોતો હતો. રખેને બે ચાર મિનીટ માટે મોકો ન જળવાય એવી દહેશતથી તેણે ફોજદાર સાહેબને પણ કહી રાખ્યું હતું કે સિપાઇઓ માળીને આવતાં ન રોકે. પરંતુ ક્યાં છે તે? આ અક્ષર દશમો તો આવી ગયો. તે પાધર પર સામે ચાલ્યો.

બરાબર એજ વખતે એક જણ મારતે ઘોડે આવ્યું. તેણે હારતોરાનો ટોપલો પેલા કાકા–ભાઇના હાથમાં સોંપી દીધો.

"સાબાશ, રંગ રાખ્યો તેં કરસન!" કાકા–ભાઈના મુખમાંથી ધન્યવાદનો ને પ્રસન્નતાનો ઉદ્‌ગાર નીકળ્યો. પરંતુ તરત તેના ધ્યાનમાં આવ્યું કે આ ઘોડેસવાર આદમી કરસન માળી નથી.

"અલ્યા તું કોણ?"

"કરસનનો ભત્રીજો." બોલનાર મારતે ઘોડે આવ્યો હતો. તેના ઘોડા પેઠે તેનો દમ પણ હજુ બેઠો ન હતો.

"કરસન ક્યાં છે?" હવે તક જળવાશે ને લલ્લુ પટેલની વાહવાહ બોલાશે એના હરખમાં મલકાતા કાકા–ભાઈએ મોંઢેથી

તરફ વળતાં પૂછ્યું.

"એને તો અકસ્માત થયો છે."

"હેં ! ! ક્યાં ?" કાકા-ભાઈ થંભી ઊભા.

"વાડીમાં. થોડાંક ગુલાબ ઘણ્યાં તે તોડવા જતાં કાકાને સાપ ડંસ્યો."

"પછી ?"

"પછીની વાત તો રામ જાણે. હું તો તમારી ઇજ્જતને જાળવવા કાકાને બદલે મારતે ઘોડે આવ્યો છું."

"બહુ સારું કર્યું આવ્યો તે. લલ્લુ કાકા પાસે ઇનામ અપાવીશ."

"ઇનામ બિનામ આપવું હોય તો લાવો અબઘડી. મારે મારતે ઘોડે પાછા જવું છે."

"જમી કરીને જજેને."

"ના ભાઈ! ત્યાં લગીમાં તો કાકાનું શુંનું શું થઇ જાય. ઘરમાં બીજું કોઇ છે નહિ. હું જઇશ ત્યારે તો તેને માટે દાક્તર આવશે."

"તો ભલે, લે આ ઇનામ. પછી વધારે ઇનામ માટે કરસન સાજો થાય એટલે પાછો આવજે."

કાકા-ભાઇએ ગજવામાં જે કંઇ બે પાંચ રૂપીઆ હતા તે મૂઠી ભરીને આપ્યા. માળીએ તે લીધા અને ફરી ઘોડો કાંટાપુરના રસ્તે ઊપડ્યો. દડબડ દડબડ અવાજ સાંભળી એક સિપાઈ દોડી આવ્યો. તેણે કાકા-ભાઇને પડકાર્યો.

"કોણ જાય એ ? ખડા રહો."

"અરે એ તો હું લલ્લુ પટેલનો ભત્રીજો. જમાદાર સાહેબ ! જોજો આંધળે બહેરું કુટી મારતા." કાકા-ભાઇએ હસતાં હસતાં પોતાનો પરિચય આપ્યો અને પેલા સામાન્ય સિપાઇને જમાદાર પદના છાપરે ચડાવ્યો. એ છાપરે ચડેલો સિપાઈ પણ ખુશ થયો.

તેણે હસતાં હસતાં પૂછ્યું:

"પણ આ ગયું કોણ?"

"એ તો કાંઠાપુરનો માળી."

"બરાબર ઓળખો છો?"

"હા, એના કુળ ને અમારા કુળને દશ પેઢીનો સંબંધ. એ તો અમારા બાંધેલા હાવતિયા માળી."

કાકા-બાઇ એ જુવાનને ઓળખતા તો ન હતા છતાં તેને માંડવામાં જવા ઉતાવળ હતી તેથી તેણે અધું જુઠાણું ચલાવી છૂટકારો મેળવ્યો. જતાં જતાં 'લો જમાદાર સાહેબ! તમે પણ એક હાર પહેરો.' કહી કાકા-બાઇએ એક હાર સિપાઇના ગળામાં નાખ્યો. પછી બંને હરખભેર પોતપોતાના કામે ગયા.



# પ્રકરણ ૨૫ . . . . . . પત્રિકા પ્રગટી



કાકા-બાઇ મંડપમાં પેઠા ત્યારે પાનસોપારી વહેંચાવાં શરૂ થયાં હતાં. આખા મંડપમાં હોહો થઇ રહી હતી. ગળાં દુખવી દુખવી થાકેલા ગોર મહારાજને ચા મળે તો સારું એવું વિચારી તે મંગાવવાની પેરવી કરતા હતા. વર આડું જોવાને પ્રયત્ન કરતો હતો, પ્રયત્ન જોકે થોડી થોડી વારે નિષ્ફળ જતો હતો. નીચે જોઇ ભોંય ખોતરવાનો કન્યાનો અખતરો પણ સફળ થતો ન હતો. બંને થોડી થોડી વારે બધાની ચોરીથી એકમેકને જોઇ લેતાં હતાં અને મંદ મંદ સ્મિતની બોલીમાં વાત પણ કરી લેતાં હતાં.

ત્યાં તો ગોકારો ગાજ્યો: "પત્રિકા! પત્રિકા!" મંડપમાં દશબાર જણના હાથમાં પત્રિકા હતી. તેઓ આતુરતાથી દીવા તરફ ધરી ધરી તે વાંચતા હતા. હમણાં સિપાઇઓ આવશે, ફોજદાર

આવશે, તે પહેલાં તો તેને ફેંકી દેવી જોઈએ એવું સમજતા હોઈ તેઓ જલદી જલદી વાંચતા હતા. જેના હાથમાં તે નહોતી આવી તે તેમાં શું હશે તે જાણવા ઊંચા નીચા થતા હતા અને પોતાના જોડા અથવાતો છોકરાં શોધવાને બહાને ભીડમાંથી માર્ગ કરતા કરતા આ વાચકો તરફ ધસતા હતા. આથી દીવા આગળ ભીડ વધી પડી હતી. બધાનાં મુખ તે તરફ હતાં, બધાના પગ તે તરફ ઉપડતા હતા, બધાના હાથ તે તરફ જ માર્ગ કરવા ધક્કામુક્કી કરતા હતા.

પાન, સોપારી, કલગી ને હાર વહેંચતા જુવાનો ઘણા હતા. એમાંથી કોણે ભેગાભેગી પત્રિકાનાં બીડાં પણ વહેંચ્યાં એ કોઈ જાણી શક્યું નહિ.

પત્રિકા આવી એટલે પોલિસ આવશે, પકડાપકડી થશે, ગુન્હેગાર પાસે ગુન્હો કબુલાવવા મારઝૂડ થશે, અને આમ આનંદ ઉત્સવ પર પાણી ફરી જવાનું. લગનમાં વધન ને હવનમાં હાડકાં પડયાં. આટઆટલી સાવચેતી છતાં કામદેવનો કોઈ દૂત તો ફાવી ગયો જ. બંને પક્ષના વડીલો આવો બળાપો કરતા હતા.

મંડપ બહાર ફોજદારના ઘોડાના દાબડા પડયા, એટલે પત્રિકા તેના વાચકોના હાથમાંથી ઊડીને મંડપ બહાર પડી. અત્યારસુધી એને મેળવવા પડાપડી થતી હતી. પણ હવે? હવે એ પત્રિકાનાં બીડાંમાં લોકોએ વીંછીનાં પડીકાં જોયાં! દીવા તળે જામેલી ગીરદી વીખરાઈ ગઈ. બધાનાં મુખ, પગ અને હાથ હવે મંડપના પાછલા દરવાજા તરફ વળ્યાં. જોડા મળ્યા કે ના મળ્યા, છોકરા સાથે છે કે છૂટાં, પાછળ સ્ત્રી બૂમ પાડે છે કે ગીત ગાય છે, એ જોવા સાંભળવા કોઈ ન થોભ્યું. ખાસ કરીને જે લોકોએ પત્રિકા વાંચી હશે તેઓ તો રખેને કોઈ તેમના નામની ચાડી ખાશે એ ભયે છૂચક્કર થઈ ગયા!

કેવળ કેટલાક જુવાનીઆ કુતૂહલવશ ન થવાથી જરાક દૂર

જઈ ઊભા રહ્યા; અને માંડવામાં બાકી રહ્યાં કેવલ વર, કન્યા અને તેનાં માબાપ. તે સિવાયનાં સગાંસાગવાં, કાકામામા, ગોર પુરોહિત સર્વે મંડળી સહકુટુંબ અલોપ થઈ હતી. ઘડી પહેલાં કિલકિલાટે ગોરંભતો મંડપ અત્યારે સ્મશાનશાંત થઈ ગયો. કેવળ ફૂલકલગીનાં ચોળાએલાં પાંદડાં અને ચૂંથાએલાં ફૂલ અહીં તહીં ઊડતાં હતાં. કદાચ તે મંડપને અને વરવહુને કહી રહ્યાં હતાં કે અમે માણસ જેવાં બીકણ અને બિનવફાદાર નથી, અમે તમારો સાથ નહિ છોડીએ.

પ્રબોધચંદ્ર રાતોપીળો થતો, ચાબુક વીંઝતો આવ્યો. આવીને તેણે મંડપ જનશૂન્ય જોયો. એટલે તો તેનો ક્રોધ આંધળો બન્યો. તેણે મંડપ બહાર ફરફર ઊડતી પત્રિકા લીધી, વાંચી અને ક્રોધે ઉન્મત્ત થયો. તેણે સિપાઈઓને હુકમ આપ્યો:

"પકડો પેલાઓને."

કૌતુક જોવા આઘે ઊભેલા સમૂહમાં ચંચળતા આવી. ઘડો ફૂટે અને પાણી પ્રસરી જવા દોડે એમ સહુ દોડ્યા, પરંતુ સિપાઈઓ આડા ફર્યા. તેમણે પાણીના પંથે પાળ બાંધી પોતાની ભીમસેની કાયાનો બંધ બાંધ્યો. દશબાર જુવાનિયાને પકડી લાવી ફોજદાર સામે રજૂ કરવામાં આવ્યા.

"બોલો, પત્રિકા કોણ લાવ્યું હતું?"

"અમે શું જાણીએ?" બધામાંથી એક જણે છાતી કાઢી જવાબ આપ્યો.

"નથી જાણતા? તો ઊભા રહો જરા! આ ચાબકો બધું જણાવશે." ફોજદારે હવામાં ચાબકો વીંઝ્યો.

ચાબકો વીંઝાતો જોઈ સહુ પટેલ બળાપો કરવા લાગ્યા: "મને મૂરખને કાં કુબુદ્ધિ સૂઝી કે આણસાલ લગન લીધાં!"

"મેં તો ના કેયલું જ હતું. ગામનાં ગામ હિજરતમાં ખૂંપેલ કાં'બા કાઢે ને તારે મોટો ઓચ્છવ માંડવો હતો. લ્યો, હાં'ખળો લાડો. હિજરતીઓનો શરાપ નબળો શરાપ. તેનાં અઢારપાપનાં ખૂબ

ટરવરતાં એય ને તું બાજંછીબંડ બવળાવે તે પચે હું ? આ તો નિહાહો લાયગો નિહાહો."

લલ્લુ પટેલની પત્ની પટેલને આશ્વાસન આપવું દૂર રહ્યું, ઉલ્ટાની તેને દબડાવવા લાગી.

"હવે મૂગી મરની રાંડ! પેલો તારો બાપ હાંભળહે તો ઝાંઝર પે'રાવી દેહે. મોટી ઈજ્જરતવારાની હગલી નીકરી આવેલી છે તે. બયરાંની બુદ્ધિ પગની પાનીએ તે બોટું ની કેયલું દેહું." પટેલે પટલણને દબાવી, ચૂપ રહેવા ઇશારો કર્યો. પરંતુ પટલણ એમ ગાંજી જાય એવી ન હતી. તેને તો શૂર છૂટયું.

"ઓછી ! મારી અક્કલ પગના તરિયામાં તો. પણ તારી અક્કલ તારવે દેહું તો ઊભો હું કવા રીયો બકરી જેવો થેઇને ? જા દોળ, છોળવ પેલા પોયરાઓને." પટલણે ફોજદારે પકડાવેલા જુવાનિયાઓને બતાવી તેની વહારે જવા સુચવ્યું.

"બરતા ચૂલામાં ઉં હું કવા પગ ઘાલું ? મારી હાહરીનાને ચરબી ચળેલી છે તો છોની ભિતરતી હેર બહેર."

"તે તારા પરોણાને ફોજદાર મારહે ને તું જોયા કરહે ? બોવ હારો દેખાહે ! પરમણામાં તો તારી વાહવાહ ગવાહે. પકવાન પાક હાથે લહણપોરના ફલાણા પટેલે તો મેથીપાક હો પીહરાવેલા."

છતાં પટેલ હતા ત્યાં ને ત્યાં અડગ ઊભા. તેને દયા તો શું કિંતુ ક્રોધ આવતો હતો. આ જુવાનિયાઓએજ લગનમાં વઘન નાખ્યું. બાકી તો પરગણામાં ડંકો વાગી જવાનો હતો, કુલીનોના મોઢે પણ મેશ ચોપડાવાની હતી.

"તે બાપા જાવની હતદેઇ. બિચારાઓને ઝૂળી લાખવાનો એ ફોજદાર તો."

પિતાને વિચારમાં પડેલા જોઇ કન્યાએ તેને તેના ફરજનું ભાન કરાવ્યું. એ સાંભળી પાસે જ વરને ઘેરી ઊભેલા તેના પિતાએ પણ કહ્યું: "વેવાઇ! જાઓને જરા બધાને સમજાવી ટાઢા પાડોને, નહિ તો

પછી અમે અધૂરે લગને જતા રહેશું. તમારે ભરોસે જાન લાવ્યો તે ફજેત ફજેત થઈ જવાનો."

વેવાઈના આ ઉકળાટે લલ્લુ પટેલના પગમાં ગતિ આણી. નાછૂટકે અને કમને તે ફોજદાર પાસે ગયો ત્યારે પકડાએલા જુવાનોની ઝડતી લેવાતી હતી. પાસે જઈ પટેલે ફોજદારને કંઈ પણ ન કહ્યું, બલ્કે ફોજદારનો પક્ષ લઈ તેણે કેદીઓને જ દબડાવ્યા:

"પોયરાઓ! કેમ દેવ, પતરિકા કોણે વેંચેલી?"

"અમે વહેંચી હોય તો કબૂલીએને, માસાજી?" પટેલના દૂરના સગા એક યુવાને જવાબ આપ્યો.

"તમે નીં વે'ચેલી તો તમારા કયા હગલાએ વે'ચેલી?"

"પટેલ! અમલદાર કોણ, આ ઉભેલા છે તે કે તમે?" એક જુવાને મશ્કરી કરી.

"જોયુંને પટેલ! આ મસ્તાનાઓ તો મારનાજ લાગના છે." ફોજદારે કહ્યું ને પટેલે તે સાચું માન્યું. પ્રથમથી જ તેને પણ એવી જ લાગણી થયેલી હતી.

ફરી ફોજદારનો કોરડો ઊછળ્યો. આ વખત તે કેવળ હવામાં જ ન વીંઝાયો, પાસે એક થંભ હતો તેને તે ચર ચર અવાજે વીંટાઈ ગયો. થંભાને ચામડી હોત તો તે ઉતરડાઈ જાત. થંભાને ચાબુક લગાવી ફોજદાર કહેવા માગતા હતા કે જોજો પછી કહેશો કે કહ્યું નહિ, આ ચાબુક તો ચામડી લઈને જ ઊઠશે.

મંડપમાં ઊભેલી મંડળીને લાગ્યું કે કોઈનો બરડો ચીરાઈ ગયો. બધાના મુખમાંથી આહ નીકળી. વરરાજા જુવાન હતો, તેનાથી પોતાના વય-બંધુની આ દુર્દશા દેખી ન શકાઈ. તેના પગ આપોઆપ તે તરફ ઊપડ્યા. પિતા માતાએ મનામણી કરી પરંતુ તે એળે ગઈ. વર અને ચાબુકની વચ્ચેનું અંતર ઘટવા લાગ્યું. વરની પામરી સાથે ચૂંદડીના છેડા ગંઠાએલા હોઈ કન્યા પણ પાછળ ખેંચાઈ અને વરકન્યા જોડે મંડપમાં ઊભેલી આખી

મંડળી સુદ્ધાં.

"સાહેબ! લો, મારો મને. એ પત્રિકા મેં વહેંચાવી છે." માર્ગમાંથી એક ઊડતી પત્રિકા ઉપાડી લીધી હતી તે ફોજદાર સામે ધરી વરરાજાએ ચાબુકને ઉત્તર આપ્યું.

બધા સ્તબ્ધ થઈ ગયા. વરરાજા જ કામદેવનો માણસ! આ તો કોઠીનું તળિયું જ કાણું! આ તો ઇમારતના પાયામાં જ પોલાણ!

વરની બહાદુરી જોઈ પ્રબોધચંદ્ર પ્રસન્ન થયો. પ્રજા ડરે છે એટલે જ તેને ડરાવવા-સતાવવા અમલદારોને શૂર છૂટે છે, બાકી માણસમાત્ર નીડર હોય તો જગતના અડધા જુલમો ઘટી જાય. પ્રબોધચંદ્રે એવું એવું વાંચેલું તેની સચ્ચાઈનું એને ભાન થયું.

"પટેલ! સાબાશ! પણ પારકી પિછોડી તમે શીદને ઓઢો છો?" ફોજદારે જમાઈની પીઠ થાબડી દૂર ઊભાં ઊભાં તમાશો જોયા કરવા સૂચવ્યું.

"પારકી પિછોડી! હા સાહેબ, પિછોડી પારકી છે એમાં શંકા નથી. પણ એ જેટલી મારા માટે પારકી છે તેટલી જ આ બધા માટે છે." જમાઈએ પકડાએલી મંડળી તરફ આંગળી કરી સત્ય વાત જાહેર કરી.

"તો એ છે કોની?"

"તે તમે હોધી કાઢોને ફોજદાર કાકા." પાનેતરના ઘૂમટા-માંથી કન્યા બોલી.

"હોધી કાઢે હું, મારા બાપનું કપાર? ચોર તો ઠેઠ લેઈને નાહી ગીયો ઓહે. આટઆટલાં હિપાઈડાં અત્તારલગી ચોકી કરતાં ઉતાં કે ચોપાટ રમતાં ઉતાં? અવે હું જોઈને ચાબકા પાંહે ચોર હોધાવવા નીકયરા." પટલાણ ગર્જી.

પ્રબોધચંદ્રને લાગ્યું કે આ બધાની વાત સાચી છે. કામદેવનો માણસ પોતાનું કામ કરીને જરૂર છટકી ગયો હશે. હવે આ છોકરાઓને ફટકારવા એ નાસીપાસીના ક્રોધે નિર્દોષને દંડવા જેવું

છે. છતાં તેને પોતાનો અમલદારી રુવાબ જાળવવો તો જોઈએજ. એટલે એકદમ ઢીલું કેમ મુકાય? ચાલુ કરેલું નાટક અડધેથી બંધ થાય તો તો તેની હાંસીજ થાયને?

"પટલણ ભાભી!" લલ્લુ પટેલ સાથેનો ઘનિષ્ઠ સંબંધ દર્શાવતા આ ઉદ્બોધન શબ્દો વાપરી પ્રબોધચંદ્ર બોલવા લાગ્યો: "મારે મારી ફરજ બજાવવી જોઈએ ને?"

"તે તમારો ધરમ હું મારી પોરીનો ભવ બગાડવાનો છે?" પટલણ વધુ ઉત્તેજિત થતી હતી, કારણ કે દરમ્યાનમાં વરપક્ષ વરને લઈને ચાલી જવાની તૈયારી કરતો હતો. બળજબરીથી તેઓ વરને ખેંચી રહ્યા હતા.

"ના રે ભાભી!"

"તો પછી આનું નામ હું? તમારા ચાબકા ફરહે તાર પછી અંઈ કોણ ઊભું રેહે? બિચારી ચંદનને વગર મંગરફેરે ઊઠી જવું પડહે. પરબોધભાઈ! મારી પોરીને વગર પયણે રંડાવહો તો તેનું પરાછિત તમારે માથે."

પછી પટલણ કન્યા તરફ ફરી: "ચાલ પોરી! આપણાં કપાર ફૂટેલાં, બીજું હું? બધાને હોહોનો ધરમ હંભારવો છે. તારું જીવતર ધૂળી બળવાનું તે કોઈ હંભારવાનું છે?"

પટલણ કન્યાને ખેંચવા લાગી. એક બાજુ વરને તેના પિતાજી ખેંચતા હતા તો બીજી બાજુ કન્યાને તેની મા. બંને જવા રાજી ન હતાં. છતાં તેઓ ખેંચાતાં ખેંચાતાં માયરામાં ચોરી પાસે આવ્યાં. ત્યાં તેઓ ચોંટી ઊભાં. એમ ઊભવામાં તેમના છેડા ગંઠાએલા હતા, તેમનાં ગળાં કાળીગાંઠીના હારે બંધાએલાં હતાં તેણે મદદ કરી. એ છેડા કોણ છોડે? એ હાર કોણ તોડે?

પ્રબોધચંદ્રે જોયું કે પત્રિકા જે કામ કરવાની હતી તે તો કરી ગઈ. બન્યું ન-બન્યું બનનાર નથી. પરંતુ હવે પોતે વધારે ખેંચી પકડશે અને અમલદારીની આબરૂ ખાતર ચાબકા ચલાવશે તો પોતેજ

લગનમાં વઘ્ન અને હવનમાં હાડકું નાખનાર ગણાશે. દોષિત તો છટકી ગયો છે ને હવે બધા દોષનો ટોપલો તેના માથે ઢોળાશે.

તેણે પોતાની આબરૂ બે–આબરૂની જીદ છોડી, અને તરતજ પકડેલા જુવાનોને પણ છોડયા. સિપાઇઓને તેણે ગામમાં રવાના કર્યા: "જાઓ ગોર, ગીતારાં અને જાનૈયા બધાંને અભયદાન આપી પકડી લાવો. પ્રથમ લગ્ન નિર્વિઘ્ને પાર ઊતરવા દો. પત્રિકાની વાત પછી કરીશું."

ફરી ખાલી મંડપ ભરાયો, ગીતો શરૂ થયાં, વાજાં વાગવા લાગ્યાં, વેદમંત્રો બોલાવા લાગ્યા, મંગળફેરા ફરાયા. વેવાઇઓનો સાત પેઢીનો સંબંધ બંધાયો. વર વહુનું ભવોભવનું સગપણ સંધાયું. વર મરે, કન્યા મરે, પણ એ સગપણ ના ફરે. બંને એકબીજાનાં સુખેદુઃખે સુખીદુઃખી અને પુણ્યેપાપે તરેમરે.

આખો સમારંભ પ્રબોધચંદ્રે પંડે હાજર રહી પૂરો કરાવ્યો. છેલ્લે તે ઊતારે જવા ઊઠયો ત્યારે હારતોરાના કરંડિયામાં સાહેબ માટેનો મોટો હાર બાકી હતો તે તેને વરવહુએ પહેરાવ્યો. બંનેએ પ્રબોધચંદ્રને પગે પડી તેના આશીર્વાદ માગ્યા. ફોજદાર સાહેબે હસતે મુખે તેમને દીર્ઘાયુષ ઇચ્છયું.

ઊતારે જતાં જતાં પ્રબોધચંદ્રના ગળાએ ફરિયાદ કરી, હાર આટલો બધો ભારે કેમ? જવાબમાં તેને હાથે ઊંચકી જોયો ને આંખે તપાસી જોયો. બસ, પછી તો ફોજદારનાં અઢારે અંગ અક્કડ થઇ ગયાં. એ હારના ધોળા ગુલાબ જોડે એક કાગળનું બીડું હતું.

પ્રબોધચંદ્રના મગજમાં પ્રકાશ પડી ચૂકયો. આ બધાં માળીનાં કાવતરાં. તેજ ફૂટેલો હશે! ના, ના, કામદેવ જ માળી થઇને આવ્યો હશે!

એ પ્રકાશ સાચો હતો. કરસન માળીનો ભત્રીજો તેજ કામદેવ હતો. તે તેનો ભત્રીજો હતો જ નહિ. માળીને સાપ પણ કરડયો ન

હતો. ઉલ્ટાનો તેને તો એ બનાવટી ભત્રીજે લસણપોરની સીમમાં એક ઝાડ સાથે બાંધી રાખ્યો હતો. અડધી રાતે તે ધા નાખતો ગામમાં આવ્યો ત્યારે જાહેર થયું કે પત્રિકા તો હારમાં આવી હતી.

સિપાઈઓએ તેને પૂછ્યું કે: "તને છોડાવ્યો કોણે?"

કરસને કહ્યું: "કોઈ બે સાધુઓએ, રમતારામ બાવાઓએ."



## પ્રકરણ ૨૬ . . . . . . . દેવીનો કોપ



**આ** વખતે પત્રિકામાં મહાસભા નહોતી બોલી, કામદેવ નહોતો બોલ્યો પણ દેવી બોલી હતી, રાનીપરજની ઇષ્ટ દેવતા ખોડિયાર માતા બોલી હતી.

"હે માનવી લોકો! તમને હું બોલાવી બોલાવી થાકી. વનમાં આવો, વગડામાં આવો, મારા થાનકમાં આવો, પણ ક્યાં છો તમે ઓ લસણપોરનાં માનવીઓ! વનવેલા આવ્યું, બાલખડી આવ્યું, કલમકૂવા આવ્યું પણ તું ન આવ્યું ઓ લસણપોર! તારી હવેલીઓનો તને મોહ છે? તારા ધનધાન્યનો તને લોભ છે? ઘીએ ગળતી રોટલી ગળેથી છૂટતી નથી ખરૂં? પણ ઓ પામર માનવી લોક! મને દેવીને તમે ઓળખી નથી. એનો પરતાપ તમે જોયો નથી. મારે પરચો બતાવવો પડશે. સાવધાન! તમારે લગન માંડવાં છે, માણવાં છે. ભલે માણો. તમારાં લગન વચ્ચે હું સ્મશાન ઊભું કરીશ. તમારા ગામે પાપનો ભાર વધ્યો છે તે જરા હળવો કરીશ. દેવીના ચમત્કાર આગળ તમારા સરકાર દરબાર પાણી ભરે છે. મારા ખપ્પરમાં આવે તેના માટે આરો નથી, ઓવારો નથી, સહારો નથી, સિવાય કે તમે પગે પડતા આવો."

કામદેવના જાસાને લસણપોર ગળી ગયું હતું પરંતુ આ તો

દેવીનો જાસો ! ગજબ કર્યો એ કાળા કાગડે ! એ ખોડમજીએ તો ખોડિયાર સાધી ! હવે દેવતાના ખપ્પરમાંથી કોણ બચાવે ? આવી આવી હાયવરાળ કાઢતાં કાઢતાં લસણપોરનાં લોકોએ માતામાવડીની બાધા આખડી લીધી. સ્ત્રીવર્ગે પાલવ પાથરી પાથરી, એ પત્રિકાના ટૂકડાની પૂજા કરી પ્રણામ કર્યાં. 'ખમ્મા મારી મા, ખમ્મા. છોરૂં કછોરૂં થીયું પણ તું તો માવતર. માડી તારાથી એવું ની' થાય. ઓ માતા માવળી ! તારૂં ખપ્પર ખેંચી લે પાછું. તારા નામના દીવા કરશું. કેહે તો તને મરઘાં ચઢાવશું, બધું કરશું, પણ હવે તું કોપાયમાન નો થા.''

કેવળ ગામલોકો નહિ, જાનૈયા પણ ભય પામ્યા. કયા ભોગ લાગ્યા હતા કે આપણે આ જાનમાં આવ્યા ? લસણપોર માથે દેવી રૂઠી છે એવું આગળથી જાણત તો અહીં આવવાનું નામ ના લેત. પાકાં પકવાનનાં જમણ જમવા દોડી તો આવ્યા પણ એ જમણના તો ઝાડા લાગવાના. આ તો સૂકા ભેગા લીલા પણ બળી મરવાના. આ લલ્લુ પટેલે તે લગનમાં બોલાવ્યા છે કે બળતા ઘરમાં ?

આવા સંતાપમાં ને સંતાપમાં કોઇને ઊંઘ ન આવી. બધાના જીવ ઊંચા હતા. ક્યારે શું થશે તે કહેવાય નહિ. ગેબનો ફટકો આવશે તે દિવસ ને દિશા દેખાડીને નહિ આવે. આસમાની સુલતાની ઊતરવા અગાઉ અગમચેતી નથી આપતી.

રાત્રિની પળેપળ ગણાતી હતી. મધરાત પછીની અડધી રાત તો અડધા જુગની લાગી. ભયભીત પ્રજામાં ભયે જાતજાતના ભ્રમ પેદા કર્યા. ચંદ્ર વાદળમાં સંતાકૂકડી રમે તો એમાં ય બીકણ લોકોએ દેવીના ચોરફાનસની સાંકેતિક ભાષા વાંચી ! મંગળનો લાલ તારો ઊગ્યો તો તેમાં ભયાંધ આંખોએ દેવીનું ત્રીજું લોચન ક્રોધ-લોચન દીઠું ! સીમમાં શેરડીના વાઢમાં શિયાળવાં રડ્યાં અને આ પાગલ પ્રજા સમજી કે ગામની કુલદેવતાએ પોતાના ગામના

દુર્ભાગ્યની કાણ માંડી છે.

પ્રબોધચંદ્રે સર્વેને બહુ બહુ સમજાવ્યું કે દેવી કે દેવતા કોઇએ કોપ્યું નથી. આ તો પેલા કાવતરાખોર કાગદેવનું કારસ્તાન છે. દેવી કોપવાની હોય તે કાગળ લખે ખરી? આમાં અમાનવ એવું કંઇ નથી. જે છે તે આપણા જેવા એક માનવીની કપટજાળ છે. માટે સાવધ જરૂર રહો, કિંતુ આમ વગર માર્યે મરવા જેવા ન થાવ.

એ બધી સમજાવટ ઢળતી શિલા પર પાણી રેડવા જેવી હતી. પ્રબોધચંદ્રની વિદ્યા, બુદ્ધિ ને બળ ત્રણે નિરર્થક નીવડ્યાં. ભયે લોકહૃદયને બરાબર કબજે કર્યું હતું. એ જોયા પછી પ્રબોધચંદ્રને લાગ્યું કે આ કાગદેવ લોકમાનસથી બરાબર વાકેફ લાગે છે. એને છળાવી મારવાની આબાદ હિકમત તેણે હાથ કરી છે. જે કામ તોપ બંદૂકથી ન થાત તે તેણે દેવીના નામના ઉપયોગથી કરી દીધું અને તેય અગોચર રહીને. એવો કાબેલ હરીફ મેળવવામાં ફોજદારે ગૌરવ અનુભવ્યું.

એમ ને એમ પહો ફાટયું, કૂકડા, કાગડા ને કોયલ બોલ્યાં, અંધકાર પદભ્રષ્ટ થયો, પ્રકાશ કારામુક્ત થયો પરંતુ ગામના દિલમાંનો ડર તેવો ને તેવોજ રહ્યો. પ્રભાત પડતાં સૌ પોતાનાં રોજિંદા કામે વળ્યાં—વિપ્રે વેદ વાંચ્યા, વાણિયે હાટડી માંડી, ખેડૂતે નીરણ નીર્યાં, પણ તે ઊંચે જીવે, ફડફડતા હૃદયે, રખેને ધરતીનું ડાચું ઊઘડશે અને બધાંને એક સડકે ભરખી જશે એવી હબકે હબકે.

પોલિસ નાકે નાકે અને ગલીએ ગલીએ, વાડે વાડે અને સીમાડે સીમાડે ચોકી કરતી હતી. વાડમાંના ખૂણાખાંચા, ખાડા ખાબરા—બધેય તે તપાસ રાખતી હતી. રખેને કોઇ છુપાયો હોય, વહેમીઓના વહેમનો લાભ લઇ દેવીપણાનું નાટક કરવા માગતો હોય. લગનનાં ભોજનની ગંધ પામી અરગામપરગામથી માગણ અને કૂતરાં આવ્યાં હતાં તે સર્વને સિપાઈઓએ ગામ બહાર હાંકી કાઢયાં. જાનીવાસે જઈ બધા જાનૈયાઓને ઊતારામાં જ રહેવું

એવી ચેતવણી અપાઈ. કન્યાવાસે જઈ સગાંસંબંધી સર્વેને ઘર બહાર રખડવા ન દેવાનું કહેવામાં આવ્યું. આમ આખી વસ્તીને ઘરમાં કેદ કરવામાં આવી. ગામમાં ઘડીભર સિપાઈ–રાજ મંડાયું.

અગિયાર વાગે ભોજનનાં નોતરાં પણ પોલિસે ફેરવ્યાં. પુરુષ, સ્ત્રી ને બાળક; ગામલોક, જાનૈયા ને કન્યાપક્ષ; સૌને એક પંગતે જમાડવાની વ્યવસ્થા થઈ. લલ્લુ પટેલ બબડ્યા: "ફોજદાર સાહેબ, તમે તે દેવી પર ચોકી કરો છો કે માનવીલોક પર?"

"માનવીલોક પર, પટેલ! માનવીલોક પર. આપણા માનવીના ખોળિયામાં જ દેવી પ્રગટે છે અને પછી પરાક્રમ કરે છે. તેમાં આ તો દેવીના નામે કોઈ માણસ તમને ડરાવી જવા માગે છે એટલે માણસો પર તો ચોકી રાખવી જ પડે ને!"

સાર્વજનિક ભોજનની પંગતોમાં અરગામપરગામના માણસો અડોશીપડોશી હોય છે, તેઓ જમતાં જમતાં પોતપોતાના ગામની જાણવા જેવી વાતોની આપલે કરે છે. તેથી આજે સહુ પોતપોતાની જાણના ચમત્કારોની વાતો કરવા લાગ્યા.

"આ ફોજદાર આકાશમાં બાચકા મારે છે. દેવી તે કોઈથી પકડાઈ છે કે એ પકડવાનો?"

"એક માણસ જેવો માણસ પેલો કાગડીઓ દેવ તે તો પકડાતો નથી. એવો જશ વગરનો દેવતાઈ કોપને ક્યાંથી પકડવાનો?"

"ધુમાડો મૂઠીમાં પકડાય તો દેવતાઈ ચમત્કાર પકડાય."

"આ પેલા વાલખડી ગામમાં આંબાવાડીઓ ઊભી ને ઊભી સુકાઈ ગઈ."

"અને પીપડધરાની સીમમાં અધરાત થાય કે દીવાઓની દિવાળી મંડાય. અને તે પણ પવનવેગે દોડતી."

"તથા રામપરાની રામવાવમાં આખી રાત ભૂત ભૂસકા મારે છે."

પ્રબોધચંદ્ર આ સાંભળતો હોત તો કહેત કે વાલખડીમાં

આંબાના મૂળમાં કોઈ હીંગ ભરી ગયું હતું તેના પ્રતાપે આંબાવાડી સુકાઈ ગઈ હતી. પીપડધરાની સીમમાંના ધોરી રસ્તે બે ચાર સાયકલો દોડે છે તેના દીવા દોડતી દિવાળી જેવા લાગે છે તથા રામપરામાં તો વાવ પરના વડમાંથી કોઈ વાવમાં પથરા ફેંકતું હતું.

પરંતુ પ્રબોધચંદ્રની આ દલીલોથી દેવીના ડરેલાઓના દિલનું સમાધાન થાત નહિ. જે જે ગામમાં ઉપલા ચમત્કારો સંભળ્યા હતા તેમણે પણ એ વાત માની ન હતી. તેઓ તરત હિજરત કરી ગયાં હતાં. "ગાંધી મા'રાજ જેલમાં ગએલા તારે દેવીને કારભાર હોંપી ગેયલા. એટલે ગાંધી મા'રાજના માણહોના કેંયલામાં નીં ચાલે તેના પર દેવીનો કોપ ઊતરતો છે." એવી અસત્ય માન્યતા ઘણા ગામમાં પ્રસરી હતી. પ્રસાદ અને સાવિત્રીએ તથા સરકારે એ ભ્રમ ભાગવા બહુ મહેનત કરેલી પણ તે ફોગટ, કારણ કે દેવીના ચમત્કાર દીવા જેવા પ્રગટ થતા હતા. એ પરચાને જૂઠો કેમ મનાય? વળી જેઓ માને છે તેમના માટે નહિભૂતના ભૂત પેદા થાય છે. માનવીના અંધ વિશ્વાસ સામે તો કુદરત પણ હારે, અને તેને પ્રેતયોનિ સરજવી પડે.

આવી આવી વાતમાં જમણવાર અડધે પહોંચ્યું ત્યાં બધાના હાથ થંભી ગયા. કોળિયા ભર્યા હતા તે મૂઠીમાં રહ્યા. એક ક્ષણમાં તો સૌ સ્તબ્ધ. એક ભયંકર ચુપકીદી ફેલાઈ. વંટોળ થવા અગાઉ જાણે વાતાવરણે ભયંકર શાંતિ ધારણ કરી. પણ પછી તો વાવાઝોડાના વેગે આખું ટોળું ખડું થયું. જેને જે દિશા ફાવી તેમાં તે દોડયું. સિપાઈઓ પોતે પણ ભયભીત થયા, એટલે તે આ ટોળાંને ન તો રોકી શક્યા કે ન તો આશ્વાસન આપી શક્યા.

દેવીનો કોપ ઊતર્યો! દેવી અગ્નિરથમાં ઊતર્યાં. એની ઝાળ લલ્લુ પટેલની પરાળની કુંભારીને લાગી, તે ભડભડ બળવા લાગી. એજ કુંભારી પાસે પ્રબોધચંદ્ર ઊભો હતો. ચારે તરફ ખુલ્લી જમીન હતી. સંતાવાની જગ્યા ન હતી. વળી એમાં ભડકો ઊઠયો ત્યારે

સદ્ભાગ્યે એની નજર એ કુંભારીની ટોચ પર બેઠેલા એક કાગડા તરફ જ હતી. એણે કોઇને આગ લગાડતાં જોયો નહિ છતાં લાગી. શું એ કાગડો ચાંચમાં અંગારો લાવી ત્યાં ફેંકી ગયો ? દેવી ફેવીના ચમત્કારમાં તેને વિશ્વાસ ન હતો. એ દેવી બીજું કાંઈ નહિ પણ કાગદેવ જ છે એ પણ તે વર્તી ગયો હતો. પણ તો આ ચમત્કારિક આગ કેવી રીતે સળગી ? શું એ કાગદેવ નામ પ્રમાણે કાગવિદ્યા જાણતો હશે ? એણે કાગડા કબૂતર સાધ્યાં હશે તે આગના અંગારા ફેંકી ગયા હશે ?

તે હજુ આવા આવા વિચારો કરે છે ત્યાં તો ગામના બીજે છેડે ઘાસની ગંજી સળગી. પાંચ પોલીસ અને વચ્ચે એ ગંજી છતાં તે સળગી. જાણે કે ગંજીના પેટમાંથી આપોઆપ આગ ઊઠી અને ને એવી ઊઠી એવી ઊઠી કે એની જ્વાળાઓ જાણે કે કાળી દેવીની લાંબી જીભ લબૂકે છે એમ લાગ્યું.

એ પછી તો એક પછી એક આગો પ્રગટી. એકનો તણખો બીજે પડચો નહિ, બીજાનો ચેપ ત્રીજાને ભિડચો નહિ છતાં આગો ભડકવા લાગી, જાણે કે હોળીઓની દિવાળી મંડાઇ. સૂરજ તપતો ગયો તેમ તેમ આગો વધતી ગઈ. સૂરજમાંથી છલકી છલકીને અગ્નિ અવનીએ ઊતરતો હતો કે શું ?

પ્રબોધચંદ્રનું કહેવું કોઇએ ન સાંભળ્યું. બધાએ એને દેવીના અગ્નિરથની ઝાપટ માની. લોકો આગ હોલવવાનું મૂકી અગ્નિરૂપા માતાની ખમ્મા માગવા લાગ્યા, પૂજા કરવા લાગ્યા. હળપતિ અને વાઘરીઓએ તો બેચાર જીવતાં બકરાં, મરઘાં, માતાના ખપ્પરમાં હોમી દીધાં, અને એનાં ભુંજાએલા માંસનો પ્રસાદ વહેંચવા લાગ્યા. એ જોઇ ઉજળી વરણે નાળિયેરો હોમ્યાં ને તેના ટોપરાંના પ્રસાદ માટે પડાપડ કરવા લાગ્યાં. જેને પ્રસાદ મળ્યો તે તેને આંખે અરાડી બોલ્યો, “મા, ખમ્મા કરો. અમે રાતોરાત હીઝરત કરશું, છાતિયાગરહમાં જોડાહું પણ અંવે ખમ્મા કરો.”

એ વખતે ગામનાં માતાનો ભગત સીમમાંથી ધૂણતો ધૂણતો આવ્યો.

"એ માનવીલોકો! મારી ઝાળમાંથી બચવું હોય તો જાવ સ્નાન કરો. જાતે નાવો, ઘરને નવાડો, ઢોરને નવાડો, અનાજને નવાડો ને ઘાસપરાળને પણ નવડાવો. માતાના બાવન વીરમાંના બે બાવાના વેશે મને કહી ગયા છે કે સ્નાન કરો, સ્નાન કરો."

બસ, લસણપોરના લોકો તો હવે માતા જે કહે તે કરવા તૈયાર હતા. તે માથા પર ચાલવા કહેત કે ઝાડ પર ઘર બાંધવા કહેત તો તેનો અમલ કરતાં પણ આ ભયભીત પ્રજા વાર ન કરત. તેથી ભૂવાના મુખે આપેલી દેવીની સૂચના લોકોએ ઉપાડી લીધી. ફોજદાર અને સીપાઈઓ બળતી હોળીઓ બુઝાવતા રહ્યા પરંતુ ગામલોકોએ તો સાર્વજનિક સ્નાન શરૂ કર્યું. જોતજોતામાં ઘાસની ગંજીઓ પરથી વરસાદનાં નેવાં ઉતર્યાં. ઘરના છાપરેથી માવડાની મૂશળધારો વરસી. ઠેરઠેર પાણી પાણી અને કાદવ કાદવ થઈ રહ્યું.

ભૂવાને મળેલા બાવા દેવીના દૂત હશે કે નહિ તે કહી ન શક્યો, પરંતુ એક વાત પ્રબોધચંદ્ર જોઈ શક્યો કે પાણી દેખી પાવક રાંક. જે જે સ્થળે પાણીની રેલ ચાલી તે તે સ્થળને દેવીના કોપની, માતામાવડીના ખપ્પરની ઝાળ ન લાગી. એ તો કુદરતી નિયમ છે કે પાણીના દરિયામાં દવ નથી લાગતો. છતાં લોકોએ તો માન્યું કે આપણે માતામાવડીની આણ માની ને સાર્વજનિક સ્નાન માંડ્યાં તેથીજ તેનો ખોફ શમ્યો.

પછી તો જાન વિદાય થઈ, અને તેજ રાતે લસણપોર ગામે હિજરત કરી. લેવાયા તેટલા લબાચા સાથે લઈ ગામલોકે વનભૂમિ તરફ ઉચાળા ભર્યા.

પ્રબોધચંદ્ર અને ફોજદારોની મના કારગત ન આવી. પૃથ્વીની સુલતાની અને આસમાની સુલતાની એ બેની આણ હોય ત્યાં જનસમાજ તો બીજી આણને જ પહેલી પાળે.

અંતે નિરાશ થઈ પ્રબોધચંદ્રે પડાવ ઉઠાવ્યો. તે જતો ત્યારે તેને હિજરતે જતા ખેડૂતોમાંથી એક બે વૃદ્ધોએ આવીને કેટલીક ગંધકની લાકડીઓ બતાવી.

" છાબ ! તમે કેતા ઉતા કે માતા તે વરી આવતી ઓ'હે ? પણ જોવ આ એનાં નિછાનનાં પીરાં ફરાં. અમારા ગાહના કુંદવામાંથી જયળાં."

પ્રબોધચંદ્રને આ ભોળા ગામડીઆઓની અંધશ્રદ્ધા પર હસવું આવ્યું. સાથે તેને કાગદેવના દેવી–વેશનો ભેદ જડયો. આ ચમત્કારિક આગો માતામાવડીનાં ફળાંએ નહોતી લગાડી પણ લગાડી હતી ગંધકની પીળી લાકડીએ. રાતોરાત કોઈ એને ફેંકી ગયું હશે, પાણીમાં પલાળીને ફેંકી ગયું હશે, પાણી સુકાતાં એ ગંધક–લાકડીઓ અગ્નિ–લાકડીઓ બની હશે, અને પાણીએ પલળતાં તે ફરી નિર્દોષ થઈ હશે. બધું રહસ્ય ઊકલ્યું, પણ એક વાત પર પ્રકાશ ન પડયો. આ લાકડીઓ કોણ ફેંકી ગયું ? આટઆટલી ચોકી ભેદી એ સાહસ કર્યું કોણે ?

આવા આવા પ્રશ્નો પૂછતો પ્રબોધચંદ્ર થાણે જતો હતો. માતાનાં ફળાંનો ભેદ એણે કોઈ આગળ ન ઉકેલ્યો. ઉકેલે શી રીતે ? કારણ કે એ ભેદ ઉઘાડવામાં પોતાની હારનું પાનું ઊકલતું હતું.



## પ્રકરણ ૨૭ . . . . . તાલુકાના રાજા



" મોટા ભાઈ ! એ તો નીં ખમાય." હિજરતી ખેડૂત બોલ્યો.

" ખમાય એવું નથી છતાં ખમવું પડે. કંઈ છૂટકો છે ? નારાજ થવા વિના સ્વરાજ નહિ મળે." દયાશંકરની ધરપકડ પછી પ્રસાદ ઉપકંઠ પરગણાનો સરમુખત્યાર નીમાયો હતો. તેણે સર્વસ્વ-

ત્યાગી હિજરતીઓને વધુ ત્યાગ કરવા ઉપદેશ આપ્યો.

"છાબ, હવરાજ તો મળવાનું ઓહે તારે મહાડે. પણ આ તો વચમાં મહાણિયા ગીધળાને ફાવતી આવવાની. આ તો ઓ'હે આવેલા કોરિયો તફડાવી લેવાના."

નવા વર્ષે આહેમ ગામે હિજરત કરી હતી. મહાસભાનો ઝંડો સૌથી પહેલાં આ ગામે ફરકાવેલો. એથી સરકારી ખોફ પણ એ ગામે પ્રથમ ઊતરેલો. પ્રથમ તો એ કોપ તેઓ ઝેરના પ્યાલાને અમૃત ગણી પી ગયેલા, પરંતુ જ્યારે જુલમે માઝા મૂકી ત્યારે તેમને પરરાજમાં ચાલી જવું પડ્યું. તાલુકામાં આ ગામ મોખરે હતું, હિજરતમાં પણ તે મોખરે રહ્યું. બીજા ગામના ખેડુતોએ દેશભાવનાના આવેગને સંયમમાં રાખી ઘાસબાત કરી પરવાર્યા પછી હિજરત કરેલી. જ્યારે આહેમ ગામે ડાંગરનાં કૂંદવાં ઝૂડવાનીય રાહ ન જોએલી. હમણાં હમણાં એ કૂંદવાં હરાજ થવાની ને તે એજ ગામના મગમાંના કાકડુ જેવા હિજરતે ન ગએલા ચૌદશિયા લોકો લેવાના છે એવી વાત પ્રગટ થઇ હતી.

ખેડુત પ્રજાને શૂર ચડે ત્યારે તે બધો ત્યાગ કરી શકે છે, પણ શૂરનો આવેગ ઊતરતાં એમને એ અતિત્યાગ ખટકે છે. એ ફનાફાતિયા થાય છે તેમાં પૂર્ણ સમજ કરતાં આવેશનું જોમ વધુ હોય છે. એ જોમનો પારો કાયમ ઊંચો રહેતો નથી. ભાષણોથી અને દેખાદેખીથી ઊભરેલી ભાવના વખત જતાં મોળી પડે છે, ત્યારે એના અંતરમાં "હું આ શું કરી બેઠો !" એવો પ્રશ્ન થાય છે. છતાં પોતાના ત્યાગનો લાભ બીજાઓ લઇ જાય તે તે જોઈ શકતા નથી.

એથી આજે આહેમ ગામના હિજરતીઓ તાલુકાના સરસુબત્યાર પાસે રાવ ખાવા આવ્યા હતા. પ્રસાદે તેમને હજુ વધુ સહન કરો એવી શુષ્ક સલાહ અને સહાનુભૂતિ આપ્યાં. એથી એમને આશ્વાસન ન મળ્યું.

પછી તેઓ સાવિત્રી પાસે ગયા. તેમણે માન્યું કે પુરૂષ કરતાં સ્ત્રીનું હૃદય કોમળ હોય છે. જંગમાં ઝુકાવ્યા છતાં તે પુરૂષ લડવૈયા જેટલું કઠોર તો નહિજ હોય. તેના દિલમાં જરૂર દયા આવશે. તે કોઇક રસ્તો બતાવશે. પોતાનો કોળિયો બીજા ઝૂંટવી ખાય છતાં પોતે હાથ જોડી જોયા કરવું એવી (ઉચ્ચ ત્યાગની છતાં) ક્રૂર સલાહ એક બાઇ માણસ થઇને તે નહિ આપી શકે.

સાવિત્રીએ સંતપ્ત ખેડૂતોને શાંત પાડ્યા અને ભોજન–વેળા થયેલી હોઇ જમવા બેસાડ્યા. પુત્રી પિતાને જમાડે એવા પ્રેમથી જમાડતાં જમાડતાં સાવિત્રીએ સર્વ વાત જાણી લીધી. એણે જાણ્યું કે ખેડૂતની ખાંડી ખાંડી ડાંગર ખેતરમાં છે. હિજરતના માંડવાઓમાં કોઠીઓ ખાલી છે. એ વાતનું એમને દુઃખ ન હતું પરંતુ એમના પરસેવાનો પાક ગામદ્રોહી, બંધુદ્રોહી અને દેશદ્રોહી એવા પરાયા લોકો પડાવી લેશે અને પોતાને અસહાય થઇ જોયા કરવું પડશે, એ કલ્પના અને સંભાવના તેમના હૃદયમાં અણિયાળી પરોણી પેઠે ભોંકાતી હતી.

સાવિત્રીએ પ્રસાદને બોલાવ્યો.

"પ્રસાદભાઇ! તમે આઠેમ ગામે જાવને."

"ત્યાં જવાય એમ નથી."

"કેમ?"

"ગામ ફરતે ચોકી છે."

"ભલેને હોય. પોલિસ બહુ બહુ કરશે તો પકડશે કે બીજું કંઇ? ભલે, એ બિનહીજરતી કાકડુઓને પણ ખબર તો પડશે ને કે તેમના પાપે પ્રસાદભાઇ જેવાને જેલ જવું પડે છે."

"સાવિત્રીબહેન! તમે ભોળાં છો. તમને છે એવાં હૃદય બધાને નથી હોતાં. એ કાકડુ લોકને તો કંઇએ ખબર નહિ પડે. તેઓ તો બલ્કે ખુશ થશે કે એક આડખીલી ઓછી. તમે એ લોકોની નફ્ફટાઇને ઓળખતાં નથી."

"નફ્ફટ હશે, નઠોર હશે, છતાં છેક છેલ્લે તેઓ માણસ તો હશે ને? તેમનેય બૈરી છોકરાં હશે, સગાંસાગવાં હશે, તેઓ માટે સ્નેહ હશે, લાગણી હશે. એમની એ માનવતાને નરસા કામ માટે ડંખ નહિ લાગે?"

"ડંખ લાગતો હોત તો તો હિજરતે આવ્યા હોત. એ લોકો માણસો નથી પણ રાક્ષસો છે. એમનામાં સ્નેહ અને લાગણીનું ટીપુંય નથી. એ હોત તો બાપ બેઠો દીકરાને ઝોળીમાં ઘાલી ઘેર લાવવા પડે એટલો માર ન મરાવત. સગો મામો એકના એક ભાણેજના દંડ પેટે તેનાં ગાયબળદ હરાજ કરાવી કસાઈવાડે ના મોકલાવત."

"અરર! શી નીચતા! આ હિલચાલે માણસમાં રહેલા ઉચ્ચ ભાવોને વધુ ઊંચા કર્યા છે, પણ પરોક્ષ રીતે કેટલાકની નીચતા પણ આહત બની વધુ નીચે ઊતરી છે કે શું? છેલ્લે સરવાળે હિંદમાં સત્ત્વભાવનાનું કે તમસભાવનાનું પલ્લું નમશે?"

સાવિત્રી સ્વગત વિચાર કરવા લાગી: "હજુ આપણો પ્રેમ કાચો, ત્યાગ ઓછો, ક્ષમા સંકીર્ણ, નહિ તો આમ બને નહિ. આપણો પ્રભાવ પવિત્ર અને પુણ્ય પૂર્ણ હોય તો સામાવળિયાનાં પાપો પાછાં પડે. આપણી દુર્બળતા આપણને સિદ્ધિથી વંચિત રાખે છે એટલું જ નહિ પણ તે દુર્બળની દુર્બળતાનો લાભ ઉઠાવવાની માણસની હીન વૃત્તિને ઉશ્કેરે છે. એટલા પ્રમાણમાં દુર્બળ શિકાર શિકારીના પાપમાં ભાગીદાર નથી?

"વળી આટેમ ગામના એ બિનહિજરતીઓને કદી નહિ ખડે એવા કાકડુ કહી આપણે ઉવેખ્યા છે. પ્રેમ અને ક્ષમાનો પ્રસાદ લઈ આપણામાંથી કોણ તેમની પાસે ગયું છે? આપણા અસહકારે તેમને વધુ મમતીલા નહિ કર્યા હોય? કદાચ નિષ્કામ સત્કારે તેમને આપણે આપણા વગના બનાવી શક્યા હોત.

"અને આજે હિજરતીઓનાં હૈયાં વલોવાઈ રહ્યાં છે છતાં કેમ

કોઈ તેમને સત્યંથે વાળવા જતું નથી ? સરકાર પકડી લેશે, એ દુરાગ્રહીઓ તો પત્થર જેવા છે, તે પલળશે નહિ ઊલટા ખિજાઈને જલપાત્ર ફોડશે, ઉપદેશ દેવા જનારને ઘાયલ કરશેઃ એવા એવા વિચારો ફળની આશાની પરવા ન રાખનાર કર્મવીરોને છાજતા નથી. એવા વિચારો ઊભા થાય છે એજ બતાવે છે કે આપણે હજુ કાચા છીએ, પૂર્ણ મરજીવા નથી. 'પ્રેમપંથ પાવકની જ્વાળા' માં ઝંપલાવવા પહેલાં ફલાફલની ગણતરી કરવા બેસે તે પાકો પ્રેમધર્મી નથી."

આ વિચારસાગરમાં ઘૂમી ઘૂમી સાવિત્રીએ નક્કી કર્યું કે કોઈએ એ બિનહિજરતીઓને વધુ અધમતામાંથી બચાવવા જવું જોઈએ. એને સમજાયું કે પ્રશ્ન કેવળ હિજરતીઓનાં ધાન્ય બચાવવાનો નથી પણ સાથેજ છે પતિતોને વધુ પતિત ન થવા દેવાનો પણ છે.

તે બોલીઃ "પ્રસાદભાઈ ! તમે મારા પર જવા માટે આડકતરી રીતે દબાણ લાવો છો ?"

"એમાં દબાણ ક્યાં આવ્યું ? આ તો તમે પ્રમુખ એટલે મેં મંજુરી માગી."

"હું પ્રમુખ હોઈશ પણ તે પ્રજા માટે, તમારા માટે નહિ."

"કારણ ?"

"તે કહેવા પડે એટલાં તમે અજાણ નથી."

"તો કહો ને કે તમારે મને જવા દેવી નથી !"

"જવા દઉં કયા રીતે ? આ કંઈ સત્યાગ્રહીની સભામાં ભાષણ આપવા જવાનું નથી. આ તો માથું ભંગાવવાનો સવાલ છે."

"માથું ભાંગવાનું હશે તે આપણું સાચવ્યું સાંગોપાંગ નહિ રહે. અહીં છાવણીમાંય એ તો થંભામાં ભટકાઈને ભાંગી શકે છે. વળી પ્રબોધચંદ્ર ફોજદાર ગમે તેવા તોય એક સદ્‌ગૃહસ્થ છે તે સ્ત્રીજન પર ક્રૂર નહિ થઈ શકે."

"પ્રબોધચંદ્ર છે એટલે શો ભય એવો ખોટો દિલાસો રાખીને જવું હોય તો જવા વિષે વાતો ન કરીએ તેમાંજ શોભા છે."

"કારણ ?"

"પ્રથમ કારણ એ કે એણે કાયદો પોતાના હાથમાં લીધો છે, પોતેજ અમલદાર થયો છે. અને બીજું કારણ એ કે નવા ફોજદાર મુંબઈ ગયા છે."

"તમે ઠીક એની અથેતિ જાણી રાખો છો."

"તાલુકાનો ભાર ઉપાડો તો ખબર પડે કે એને તો બધાનાંય અગમ, આગમ, નિગમ અને નિર્ગમનની રોજનીશી રાખવી પડે." પ્રસાદ એક પ્રમુખને ઘટે તેવી ગંભીરતાથી અને વધારે પડતા ઠરેલપણાથી બોલતો હતો. એની એ અતિશયતા જોઈ સાવિત્રીને હસવું આવ્યું.

"તો બોલો એ પ્રમુખસાહેબ ! પ્રબોધચંદ્રના મુંબઈગમનનાં કયાં કયાં કારણો તમારી નોંધવહીમાં નોંધાયાં છે? તેમાં પ્રથમ તો કદાચ એ હશે કે તમે તાલુકાના સૂત્રધાર થયા એટલે તમારો તાપ તેનાથી જીરવાયો નહિ હોય."

"તે તો ખરૂંજ તો. આજે એને તાલુકામાં મોં બતાવવું ભારે થઇ પડ્યું છે. દયાશંકર દાદાના વખતમાં એ બહેકી ગયો હતો પણ હવે તો પ્રસાદની સત્તા. આજે તો પ્રબોધચંદ્રને પજવવાની પ્રજાને નિરંકુશ છૂટ છે. એટલે ફળિયાનું છોકરૂં પણ એનો હુરિયો બોલાવે છે. પ્રજા મારો પડ્યો બોલ ઉપાડે છે એટલે એને તો ઇર્ષા થતી હશે, પશ્ચાત્તાપ થતો હશે. તે મનમાં મનમાં બળતો હશે, આ તો ફોજદાર ન થયો હોત તેજ ઠીક હતું, પ્રસાદ ફાવી ગયો, વગર તાજનો રાજા થઈ ગયો."

"વાહરે એ વગર તાજના રાજા ! તમે રાજા છો છતાં તમારી રૈયત ઘા નાખતી આવે એ શું ? દુસ્મનોને જેર કરી દોને!"

"એ તો કરીશજ. પેલો ગુપ્તવેશી પરદેશી વચ્ચે ન આવ્યો

હોત તો આજે મારું એકચક્રી રાજ હોત. કોઇ મારી આજ્ઞા ઉથાપત નહિ."

"એ બિચારો તો તમારી મારી ગાળ ખાઇ ખાઇનેય કામ તો કરે છે સત્યાગ્રહના લાભનું."

"લાભનું? ના ના. એણે તો સત્યાગ્રહને અનહદ નુકસાન કર્યું છે. એના આવવાથી સરકાર સાવધ બની, સિપાઇની સંખ્યા વધી, બીનહિજરતીઓ વ્યવસ્થિત બની હડે ચડ્યા અને સરવાળે ચળવળને હાનિ પહોંચી."

"એમ?"

"હા, એમજ. એ ન હતો ત્યાંલગી આપણાં અહિંસા અને સત્યનાં શસ્ત્ર સામે સરકાર, સિપાઇ ને શત્રુ બધા નિઃશસ્ત્ર હતા. આજે તો સરખા સામે સરખો ઊભો થયો, વિરોધીઓનાં હથિયાર જીવતાં થયાં, શત્રુઓનું સંગઠન શક્તિશાળી થયું."

હિજરતી ખેડૂતોને આ સંવાદમાં ન તો રસ હતો કે ન તો સમજ. એમને મન આ બધો નિરર્થક વાક્યવ્યય હતો. એમની રાવની એમાં દાદ ન હતી, ઉકેલ ન હતો. પરંતુ આ ચર્ચામાં કાગદેવ વિષે ઇશારો થતાં એમાંના એક જણને વિચાર આવ્યો કે કે આ કામ તો કાગદેવનું. આ છાવણીવાળાઓનો એમાં ગજ નહિ લાગે. એ બહુ બહુ તો એ કપરા દિવસે ઉપવાસ કરવાનું કહેશે, નહિ તો કહેશે પતિત આત્માઓના ઉદ્ધાર માટે પ્રાર્થના કરવાનું. એ બધું ય કરીશું પણ તેથી કંઇ આપણી ડાંગર નહિ બચે. તેથી તે પ્રસાદ સાવિત્રીના સંવાદની વચમાં બોલી ઊઠયો:

"મોટી બે'ન! તમે કે'તાં ઓ'ય તો આ કામ એ બારવટિ-યાને હોંપીએ."

"કયો બારવટિયો?"

"આ તમે તો તેની વાત કરતાં ઉતાં."

"કાગદેવ?"

"આવે, એ જ કાગળિયો દેવ."

"એને તમે ઓળખો છો?"

"ઓ'વે, બેન! એને તો આખી વહતી ઓરખે."

"કોઈએ એને જોયો છે?"

"ઊહું. પણ એ તો દેવતા મનખ. દેવતાલોક વરી દેખા દેય હું? તે તો અદછ રે'ઈનેજ વા'રે ચ'ળે."

"એમ! તમે તેને મદદે આવવા સંદેશો કઈ રીતે પહોંચાડશો?"

"એ તો બાવ હેલું છવિતાબેન! કાગર લખીને એક ઝાળે બાંધહું એટલે એને પોગી જહે."

"ઝાડ તે એનો ટપાલી છે કે તે એ કાગળ પહોંચાડી દેશે?"

"તે તો અમારા જેવાં ગામળિયાં હું હમજે? પણ લોક કેતા છે કે એને કાગવયદા આવડતી છે. કાગળાં કબૂતરાં બધાંને એણે વશ કરેલાં. તે એના કાગર લેઈ જાય."

માનવ-ટોળું કોઈક વીરની પૂજા શરૂ કરે છે ત્યારે તેના વિષે સાચા ખોટા અનેક ચમત્કારોની વાતો પ્રસરે છે. તેમાંય આ કાગદેવ તો પડદા પાછળથી બધું કરતો, અરે! એવાં એવાં કામો કરતો કે બુદ્ધિવાદીઓની બુદ્ધિ પણ બહેર મારી જાય, છક થઈ જાય. એટલે એના વિષે કાગવિદ્યાની દેવીને વશ કરવાની લોકવાયકા શરૂ થાય તેમાં નવું કશું ન હતું.

સાવિત્રી એ સમજતી હતી. છતાં એ ભ્રમને તોડવા માટે તે કંઈ ન બોલી. કેટલીક વાર ખરી વાત સમજી શકીએ છીએ ખરા પણ તે બીજાને સમજાવી શકતા નથી. તેમાં આ કાગદેવની પ્રવૃત્તિ જ એવી અદ્ભુત હતી કે તેને અદૈવ સાબીત કરવાનું સહેલું ન હતું.

"તો અવે તમારી હું ઇલાજ? પરદુઃખભંજન કાગળિયાદેવને કાગર લખીએને?"

"તેને કાગળ લખવો હતો તો અહીં શામાટે આવ્યા? તાલુકાનો પ્રમુખ હું કે તે?" થોડી વાર ઉપરજ સત્ય અને અહિં-

સાના આચાર્યશિરોમણિ હોયની એવી વાત કરતા પ્રસાદભાઇ અત્યારે પોતાના મૂળ સ્વભાવ મુજબ ચીડવાઇને બોલ્યા.

"નીં છાબ, ગુસ્છો નીં કરો. ઓછી અમારાં બાહભાત અ'રાજ થેઈ જતાં. તમારી મરજી નીં ઓ'ય તે કામ અમે નીં કરીએ. તમે તો માતમાંના મનખ. તમે પે'લા પછી હ'ધાં." ખેડુતોમાંથી એક વૃદ્ધે પ્રસાદને મનાવવા હાથ જોડ્યા.

"તું જ એવો ઉત્પાતિયો છે કે જાં ફાવે તાં આળું અવળુ વેતરી બેહે. આ તો છત્સાધરીનું થાણું. અ'ઈ બીજા બા'રવટિયાની વાત થાય?" બીજા એક વૃદ્ધે કાગદેવની સહાય માગવાની દરખાસ્ત લાવનાર જુવાનને તતડાવી કાઢ્યો.

"મેં તો પે'લેથીજ કે'યલું કે એ નાદાનને હાથે નીં લેવ. પ્રછાદભાઈ, અ'વે ખમ્મા કરો." ત્રીજા એક જણે ચાલતા સુરમાં સુર પુરાવ્યો.



# પ્રકરણ ૨૮ . . . . . કાવડિયો બાવો



છાવણીમાં હિજરતીઓ પ્રસાદને શાંત પાડી રહ્યા હતા તેજ વખતે આડેમ ગામમાં જમાદાર મજલીમિયાં મનમાં મનમાં કાગદેવને શાપતા હતાઃ "આ સેતાનથી તો ખુદા બેજાર.

"તાલુકામાં કેવી શાંતિ હતી! દંડ, દંડા અને સજાની તેવડી તલવારે તાલુકાની પ્રજા કંપતી હતી. મજલીમિયાંની મહેરબાની માટે સત્યાગ્રહી અને અસત્યાગ્રહી, વફાદાર અને દ્રોહી બધા ઉત્સુક રહેતા. આખા ગુજરાતમાં અસહકારમાં અગ્રે ગણાતા આ તાલુકાને તેણે ઠંડોગાર બનાવી દીધો હતો. ચૌદમા રતનના તાપે બધાની દેશભક્તિ ઓગળી ગઈ હતી.

"પરંતુ પછી મારી અને સરકારની પનોતી બેઠી; નહિ તો ઉપકંઠની છાવણીમાં મુંબઈના આગેવાનો ક્યાંથી ફૂટી નીકળત? વાત આટલેથી જ પતી હોત તો ગમે તેમ સંભાળી લેત, પરંતુ સરકાર પર શનિ બેઠો હશે એટલે તે બધું સાંગોપાંગ પાર ઊતરવા દે? કોઈ નાપાક પળે સરકારે આ નવા ફોજદારની નિમણૂક કરી. એ બહુ ભણેલા વિદ્વાને આવીને શું ઉકાળ્યું? આવ્યા ત્યારે તો બહુ બહાદુરી ને બડાઈ મારી પણ ફૂસ! એના માથે બીજો સવા શેરનો ઊભો થયો. આમ તો સરકારે હાથે કરીને ઉપાધિ વહોરી લીધી. આ પ્રબોધચંદ્ર ન આવ્યો હોત તો એનો જૂનો વેરી કામદેવ પણ ન આવ્યો હોત. પછી તો હું હતો ને મારો તાલુકો હતો. હા, અહીં સત્યાગ્રહીઓ તો બહુયે હતા પરંતુ તેની નાડ મારા હાથમાં હતી.

"પણ હવે? બાજી બગડી છે. કામ જોખમનું છે અને ભાઈ સાહેબ પ્રબોધચંદ્ર હોળી સળગાવી તેને મારે માથે થાપીને રજા ખાવા ગયા છે. બહુ ધાડ મારેલી ખરીને તે થાકી ગયા છે! ના ના, આરામ કરવા ગયા છે, પેલી કોઈ આશા–પરી સાથે લહેર કરવા ગયા છે અને આ બુઢ્ઢાને બળતામાં હોમી ગયા છે.

"હોય મિયાં! જૈસા તેરા તકદીર. તું તો બુઢ્ઢો થયો. તારે શીદને એ જુવાનની અદેખાઈ કરવી? ભલેને બિચારાં વિજોગી બુલબુલ બે દિવસ સાથે ઊડે ને એશ ભોગવે."

વિચારતરંગની શરૂઆતમાં પ્રબોધચંદ્ર ઉપર ગુસ્સો ચડ્યો હતો પણ તે એ તરંગમાલા જેમ લંબાતી ગઈ તેમ ગુસ્સો ઓછો થયો. છેક છેલ્લે તો તેને લાગ્યું કે પ્રબોધચંદ્ર તેનો દીકરો છે!

"મારો જમાલ જીવતો હોત તો આજે એવડો જ હોત. તે પણ ફોજદાર થયો હોત અને મહિના બે મહિનાની નોકરી પછી વતનમાં આરામ કરવા ગયો હોત. ત્યાં તેને પણ એક હુરી જેવી માશુક હોત. એની સાથે તે જીવતાં જાગતાં જન્નતના ગુલીસ્તાનમાં અમનચમન કરત. ત્યારે શું હું તેની ઈર્ષા કરત? કદી નહિ! બેટા

અમોઘચંદ્ર! મુંબઈ ગયો છે તો બે દિવસ દિલ લાગે ત્યાં હરજે ફરજે ને આરામ કરજે. પછી તો પાછી આ ફોજદારી ને ધમ્માચકડી છે જ."

જમાદાર સાહેબ આરામખુરશીમાં આરામ કરતા કરતા દાઢી પસવારતા હતા, જાણે કે તેમાં ભૂલા પડેલા વિચારના ગૂંચળાને બહાર કાઢતા હતા, અને દિવા-સ્વપ્ન દેખતા હતા. પરંતુ ત્યાં તો તેના સ્વપ્નમાં ભંગ પડ્યો. પવનનો એક સપાટો આવ્યો, તે ભેગો એક કાગળ સુકાં પાંદડા પેઠે ખડ ખડ અવાજ કરતો એના પગ પાસે ઉડી આવ્યો. જમાદારે તે જોયો. 'શું મારા જમાલે દુનિયા પારથી ખત મોકલ્યો'? એવો એક તરંગી પ્રશ્ન તેના મનમાં ઉદ્ભવ્યો.

તેણે પત્ર લીધો. હા, એ કાગળ દુનિયાપારનો હતો. પવનમાં ઉડતો ઉડતો એ આવ્યો હતો. પણ એ પત્ર હતો? ના, ના. એ પત્રિકા હતી. પત્રિકા તો મહાસભાની જ હોય, એટલે તે તેની જ હતી, પરંતુ તે આવી હતી એક એવા મુલકમાંથી કે જેનો પત્તો ન હતો મહાસભાને કે ન હતો સરકારને. એ કાગદેવની પત્રિકા હતી. આડેમ ગામના બિનહિજરતીઓને ઉદ્દેશીને એ લખાઈ હતી.

"હે સરકારના વહાલેશરીઓ! તમે ભૂલી ગયા કે તમારો બાપ કાગદેવ હજી જીવે છે? તમારે હરાજી રાખવી છે? રાખજો, હરાજી રાખજો, પણ એ હરાજી તમારી આબરૂની હરાજી હશે. ઓ ચૌદશિયા ફાંસિયાઓ! હિજરતીઓનો માલ તે કંઈ બીનવારસી માલ નથી કે ઉકરડે દિયું ખાવા ઊંચા નીચા થાવ છો? ખાજો, ખૂબ ખાજો, ઢગલે ઢગલે રાખ મળશે તે ખાજો, ગોટે ગોટે ધુમાડો મળશે તે જીરવાય તો ખાજો!

"ભાઈસાહેબો ડાંગર લેવા નીકળી પડ્યા છો! એ તમે રોપી હતી? ઘૂંટણ સુધીનો કાદવ તમે ખૂંદ્યો હતો? જીવજંતુ ભરેલાં ને કોહેલાં પાણીમાં ઊભાં ઊભાં નીંદ્યું હશે તમે? એક કલ્લો ભાત કદીય કાપ્યું છે એસાનું? કયા દાવે ડાંગર લેવા નીકળ્યા છો?

"એ તમારા હિજરતી ગામભાઈઓની કુદરતને સોંપેલી થાપણ છે. તમારે તે ગળી જવી છે, એ બદામમાં ખાઈ જવી છે, પણ યાદ રાખજો કે કુદરત એ તમને નહિ પચવા દે, તેની ડાહ્યા ડાહ્યા દેવતાઓની સેના પાછી પડશે તો પછી ભૂત, વંત્રી, ડાકણ, જોગણની સેના તો છેજ. માટે સાવધાન!"

પત્રિકા વાંચી જમાદાર સાહેબ ગભરાઈ ગયા. "હવે? પ્રબોધચંદ્રને માથે તો કાગદેવે કાળી મેશ ચોપડી છે. પણ આ તો મનેય ઝાપટમાં લેવાનો અને ખોળામાં ધૂળ ઘાલવાનો. બધો વાંક આ મામલતદાર સાહેબનો છે. દશ દિવસ પછી જપ્તી કરતે અને લીલામ કરતે તો શું ખાટુંમોળું થઈ જવાનું હતું? હિજરતીઓ તો સત્યાગ્રહી, તે કંઈ થોડા એ કુંદવાં ચોરી જવાના હતા? વળી એ ક્યાં રાઈમિગના દાણા હતા કે કોઈ મૂઠીમાં ઘાલી લઈ જતે અને રખેવાળોને ખબરે ના પડતે. આ આઠેમ ગામ પર કાગદેવની કૂડી નજર નહોતી પડી, પરંતુ આ મામલતદાર સાહેબે પેટ ચોળી શૂળ ઊભું કર્યું. એ માયાવી પરદુઃખભંજનને બારણાં ઠોકીને તેડી લાવ્યા. એમને તે કંઈ છે? એ તો લીલામ કરી ચાલ્યા ગયા, પણ હવે એ બળતા ઘરને સાચવવાનું મારે.

"હશે, ખુદાકી મરજી. ચાલ જીવ ચાલ! બળાપો કર્યે દહાડો નહિ પાકે. નોકરી કરવી છે તો તેનું નાટક ચાલુ રાખવું પડશે. એ કાગદેવ સામે હોડ બીડવાનું મારૂં ગજું નહિ. તે છતાં પેન્શન પર પાણી નહિ ફરે તે ખાતરે મારે ખરાખોટા ફુંફાડા તો મારવા પડશે."

આવો નિર્ણય કરી જમાદારે પોતાના અમલદારી રૂવાબનો બુરખો ઓઢી લીધો. મજલીમીયાં ફરી સોટી વીંઝતા ને બોલે બોલે કડવાશ અને કરડાકી વેરતા પોલિસ સાહેબ બન્યા. જે ફળીયા તરફથી પત્રિકા ઊડતી આવી હતી તેમાં તે પેઠા.

ત્યાં જઈ તેણે જોયું કે બીજી બે ચાર પત્રિકાના ચોળાયેલા

અને ચીકણા કાગળ ફળિયામાં ઊડતા હતા. તેમાંના કોઇક પર ધૂળ બાઝી હતી, કોઇક પર કૂતરાંએ પિશાબ કર્યો હતો તો કોઇક પર ભેંસે પોદળો.

" આ કાગળિયાં અહીં ક્યાંથી આવ્યાં ? "

" માલમ નીં મિયાંછાબ ! "

" માલમ નથી એમ કહેશો તેથી કંઇ છૂટશો નહિ. એ કંઇ આકાશમાંથી નહિ પડયાં હોય. કોઇક તો એને લાવ્યું હશે."

" તે તો હાચું, પણ કોણ લાયવું તે અમે જાણતા નીં મરે."

" કોઇ બજારમાંથી સેવ મમરા લાવ્યું છે ? "

" નાજી, આજ તો પરબનો દા'ડો, બધા ભૂખા રેયલા છોએ."

" તો તો કોઇ પર્વ માગવા આવ્યું હશે."

" એવે, આવેલાં ઉતાં મોતીરામ જોહી ને છકા બામણી. પણ એબ ગામમાંનાંજ. બા'રનાં એકુ નીં."

" બહારનો કોઇ નહિ ? "

" ના...અરે એવે કાવળિયો બાવો આવેલો ઉતો."

" એમ ! તો તો આ તેનાંજ કરતુક."

" પણ છાબ ! તે આ ફરિયામાં નીં આવેલો, તેને તો પાધરેથીજ પોલિછે પાછો રવંદા કરેલો."

" ખરી વાત બહાદુરસિંહ ? " જમાદારે પાસે ઊભેલા એક સિપાઇને પૂછ્યું.

" હા સાહેબ. એ કાવડિયા અવાણને અમે ભાગોળમાંથી જ પાછો કાઢયો હતો."

" તેની કાવડની ઝડતી લીધી હતી ? "

" જરૂર. પણ અંદર દાળ, ચોખા, ઘી, ઘઉં ને મીઠું મરચું: બધો સીધાંનો સામાન હતો."

" કાવડની ઝોળીઓને પડ હોય છે તે તપાસ્યાં હતાં ? "

"ના સાહેબ!" બહાદુરસીંગ સમજ્યો કે હવે જમાદાર ગુસ્સે થશે.

તેથી તે ગાળ ને ડપકાનો ટોપલો ઉંચકવા ટટાર થઈ ઊભો.

"બસ, ત્યારે એમાંજ પત્રિકા હશે? એ કાવડિયો બાવો કાગદેવ હશે."

"છાબ, એ કાગળિયાદેવને તે કેટલાક વેહ કાઢતાં આવડતા ઓહે. ભંગિયો, મારી, બાવો, એવા તો કેટલા વેહ બનચવા! બધા હારૂ લૂગડાં કાંથી લાવતો ઓહે? બધાની બોલી ને ચાલ હો કાંથી હીખી આવતો ઓહે. લોકમાં વાયકા ચાલતી છે કે એ ખોળિયાર માનો ભગત ખોળો છે, ને કાગળાનો દેવ કાણો છે, તો પછી આ બધા વેહ કા'જે તારે તના લૂલિયો પગ ને કાણો ડોળો કાં જતો ઓહે? મારો વા'લો જબરો જાદુગર ઓહે. નીં તો પકળાઈ નીં જાય?"

જમાદાર પણ અત્યારે આવા જ વિચાર કરી રહ્યો હતો. કેવળ તેની વિચારધારા સ્પષ્ટ અને તે દર્શાવતી ભાષા શિષ્ટ હતી એટલો જ તેમાં અને અજ્ઞાની ગામડીયાના વિચારમાં ફેર હતો.

"અલ્યાઓ! કાવડિયો બાવો માગવા આવે ત્યારે શું શું કરે?"

"ભીખની ટે'લ લાખે."

"પછી?"

"અમે લોટ, ચોખા, દાર, દીવો છકતી પરમાણે આપીએ."

"પછી?"

"પછી તે મંદિરના પરછાદના હાકરિયા ચણા વેંચે."

"એમ! અલ્યા બહાદૂરસિંહ! એ બાવે કંઈ વહેંચ્યું હતું?"

"હાજી. જતાં જતાં નિશાળ છૂટી હતી એટલે છોકરાંને તે સાકરિયા ચણા વહેંચતો હતો.

"તમે અટકાવ્યો નહિ?"

"નાજી. નાનાં નાનાં બાળકોને ગળ્યાં મોં કરાવનાર પુણ્ય-કાર્યને અટકાવતાં જીવ નહોતો ચાલ્યો. ચણા વહેંચવા દીધા તે ખોટું થયું સાહેબ?"

"પૂછે છે તે જોતો નથી? એ ચણ્યા નાના નાના કાગળના ટૂકડામાં આપ્યા હશે, અને તે કાગળ તે જ આ પત્રિકા."



## પ્રકરણ ૨૯ . . . . . ડાંગરમાં દવ



"બહેન! શી વાત કરું? અક્કલ કહ્યું કરતી નથી. કલ્પના ઉડાડી ઊડતી નથી, અંતર બાહ્ય સર્વ ઇંદ્રિયો સ્તબ્ધ થઈ જાય એવું એ દશ્ય હતું. ગ્રહમંડળમાંથી જાણે ઉલ્કા વરસે, પાતાલ અંચલમાંથી જાણે લાંવા ઊછળે અને તેના અગ્નિ ખપ્પરમાં સમસ્ત સૃષ્ટિને સ્વાહા કરે એવા તાંડવની એ નાનકડી આવૃત્તિ હતી. મહાભારત કાળે અગ્ન્યાસ્ત્ર છૂટતાં હશે ત્યારે એવા દવ લાગતા હશે. ત્યારે એ દવ મૂકનાર વિજયી વીરની દેવો ને દેવીઓ ખમ્મા બોલતાં હશે, સ્વર્ગીય પુષ્પોથી વધાવતાં હશે, ગંધર્વ નગરીના કિન્નરો ત્યારે બિરદાવલીનાં દુંદુભિ વગાડતા હશે. ગઈ કાલની રાત્રિ જો એ કાળમાં હોત તો એવાં એવાં દશ્યો કવિ-કલ્પ્યાં છે તે સાચાં ઠરત."

આઠેમ ગામની સીમમાં સાતેમની રાતે ડાંગર-દવ લાગ્યો હતો તેનું એક સ્વયંસેવક સાવિત્રી આગળ બ્યાન કરતો હતો. કોણ જાય અને કોણ નહિ જાય, જવું સાર્થક છે કે વ્યર્થ એવી એવી ચર્ચામાં ભૂલાં પડેલાં પ્રસાદ અને સાવિત્રી આઠેમ ગામે જઈ શક્યાં ન હતાં. 'કંઈક કરો' એવું કહેવા આવેલા હિજરતીઓ પ્રસાદની ચીડ જોઈ મૂગા મૂગા પાછા ગયા હતા. "ઓહે ભાઈ! આટલું બધું ઓ'પસું તો આટલું વધારે. દાન ઉપર દખણા, બીજું શું? હવરાજ આવહે તારે ગાંધી મા'રાજ ઉતું તે કરતાં દહગણું અપાવહે." આવો સંતોષ માની હિજરતીઓ પોતાના પડાવે પાછા વળ્યા હતા.

સાવિત્રીને એ પરિસ્થિતિ માટે ખૂબ દુઃખ થયું હતું. "સત્ય અને અહિંસાના પંથે શું કેવળ કષ્ટ, કષ્ટ અને કષ્ટ! કષ્ટ–નિવારણ કોઇ દિવસ નહિ?" તે દિવસે તેને ખાવું પણ ભાવ્યું ન હતું. આઠેમ ગામે હિજરતીઓની ડાંગર લીલામ થઇ તેમાં તેણે છાવણીની અશક્તિનું પ્રદર્શન જોયું હતું. જે પ્રજાએ સર્વસ્વ ત્યાગ્યું તેની કદર તો દૂર રહી પરંતુ તેની પાછળ રહેલી ઘરવખરી લૂંટનારા નીકળે અને તેને સત્યાગ્રહી સેવકો ન સમજાવી શકે, ન અટકાવી શકે એ કેવી અસહાયતા! સત્યાગ્રહનું તપ એટલું ઓછું, નહિ તો દાનવોનાં દિલો પણ ડોલી ન જાય?"

આવા આવા–મંથનમાં ગોથાં ખાઇ સાવિત્રીએ એક વિશ્વાસુ સ્વયંસેવકને પ્રસાદ ન જાણે તેમ સાતેમની રાતે આઠેમ ગામની સીમમાં મોકલ્યો હતો. તે અત્યારે પોતાનું નિવેદન રજુ કરતો હતો.

"બહેન! જમાદાર મજલીમિયાંના પગ તો કાગદેવની જાસા–પત્રિકા મળી હતી તે દિવસથીજ ઢીલા હતા, છતાં મિયાંસાહેબ નોકરીના મોભા ખાતર છાતી ફુલાવી ચાલતા. સો બસો ચોકીદારો તાત્કાલિક મોકલી આપવા તેણે તાલુકે લખ્યું હશે, તેથી ત્યાંથી એક ધાડું ચાલી આવ્યું હતું. આખા ગૂજરાતમાં સિપાઇઓ રોકાએલા છે એટલે આ કામ માટે ઉપરી અમલદારે એક કામચલાઉ ફોજ ક્યાંકથી આણી હતી. એમાં સતસારીના મુસલમાન, વનવગાના ભીલ, વડપલ્લીના ભરથરી, પીરટેકરીના વાઘરી તથા દરિયા–કાંઠાના કોળી વગેરે હતા. રોજનો રૂપીઓ, ખાવાનું ને સૂવાનું અને કામ જોઇએ તો કંઇ નહિ, કેવળ સીમમાં પડાવ નાખી પડી રહેવાનું, પાનાં ને કોડી રમવાનું, લખોટા અને બદામ રમવાનું એટલે આખી ફોજ ખુશ હતી. ગામડાં સૂનાં હતાં, બજારો બંધ હતાં, એટલે રોજે કમાય ને રોજે ખાય એવા મજૂરો અડધા દિવસ ભૂખા સૂતા હતા તેમને તો આ કામમાં સ્વર્ગ મળ્યા જેટલી ખુશી ઉપજી હતી.

"અમલદારો પણ ખુશ હતા, કારણકે ચોવિશ કલાકમાં ફોજ

ખડી કરી આઠેમ ગામે મોકલી શકાઈ હતી. આ સૈનિકો છેક નાલાયક પણ ન હતા. તેમનાં શરીર કસાએલાં હતાં, અંતર ક્રૂર હતાં, હાથ મારામારીથી ટેવાએલા હતા, એટલે એમાંનું દરેક જણ એક સારા સિપાઇને છાજે તેવું કામ આપી શકશે એવી અમલદારોને ખાતરી હતી. એ ખાતરી ખોટી પણ ન હતી. સામાન્ય સંજોગોમાં આ પ્રજા લોહીથી કે માથા ભાંગવા–ભંગાવવાથી ડરતી નથી. પરંતુ આ સંજોગ અસાધારણ હતો તેની અમલદારોએ ગણતરી કરી ન હતી, જ્યારે કાગદેવે તે કરી જાણતી હતી.

"કાગદેવ અહીંના લોકોના અંતરમાં ભરાઇ નીકળ્યો હોય એવું લાગે છે. તે એમના દિલના કિલ્લામાં કયાં કયાં બાકોરાં છે તે જાણે છે. એ પ્રથમથી જ વર્તી ગયો હશે કે આ ફોજ બહાદૂર છે છતાં દેવદેવી ને વંત્રીતંત્રીના ચમત્કાર સામે તે રાંક છે. પરદેશી સરકાર અને દેશી છતાં દેશની ભિતર ન ઓળખનારા અમલદારોને એની કલ્પના નહિ આવી હોય.

"પાંચેમની રાતથી કાગદેવના ભણકારા વાગતા હતા. આઠેમ ગામના બિનહિજરતીઓ ખૂબ કઠણ કાળજાના કહેવાય છે છતાં કાગદેવનું નામ સાંભળી તેમનાં કાળજાંય કંપતાં. સમી સાંજ પડે–ન પડે કે બારણાં બંધ કરી તેઓ પોતાના જ ઘરમાં કેદ પૂરાતા.

"પાંચમ ગઇ, છઠ ગઈ અને સાતેમ આવી. જોખમની એ છેલ્લી રાત હતી. આઠેમે તો ડાંગના વનમાંથી ખાસ–ગાડીમાં મજૂરો આવવાના હતા તે એક જ દિવસમાં આખા સીમની ડાંગર ઝુડી ઝાપટી ગામમાં લઈ આવત અને લીલામ રાખનારાઓનાં ખાજરાં છલકાવત. એટલે એક સાતેમની રાત નિર્વિઘ્ને પસાર થાય તો સતિયા પીરને ફૂલની ચાદર ચડાવવાની બાધા આખડીઓ લેવાઇ રહી હતી.

"પરંતુ એ પીર અને બાધા આખડી આડે ન આવ્યાં. કાગદેવ પીરનો પણ પીર હતો. તે કેવળ મોકાની જ વાટ જોતો હતો, એ

એને મળી ગયો. કુદરત એની વહારે ચડી. પ્રજાના હિતના પારમાર્થિક કાર્યમાં ન કરે તો બીજા કયા કાર્યમાં કુદરત મદદ કરવાની હતી ?

"સાતેમની રાતે અચાનક વાદળ ઘેરાયાં, તેમાં ચંદ્ર અને તારા ઘેરાયા અને સાથે આડેમ ગામ પણ ઘેરાયું. તેના પર ગ્રહણ ભિતર્યું. આકાશ પર વાદળ અને વીજળી દોડતાં હતાં અને તેની સાથે હોડ રમતાં હોય એમ ધરતી પર પિશાચોના પડછાયા અને ભૂતોના ભડકા દોડવા લાગ્યા."

"તેં નજરોનજર જોયા ?" સુશિક્ષિત સાવિત્રીના તર્કશીલ આત્માએ શંકા કરી.

"મેં શું જોયું ને શું ન જોયું તે અપ્રસ્તુત છે. કામદેવની ચડાઈ મારી સામે ન હતી. એ હતી પેલી કામચલાઉ ફોજ સામે, અને એ આખી ફોજે વંત્રીના દીવા અને ડાકણની સગડીઓની લંગર અને લંગર દીઠી !"

"પણ કહે તો ખરો કે તેં શું જોયું ?"

"મેં તો જોયું કે સીમ વચ્ચેની પગદંડીઓ પર આગળ પાછળ રંગીન દીવા પેટાવી કેટલાક માનવી-આકારો સાઇકલ દોડાવતા હતા. જીવના જોખમે એક ખેતરથી બીજે ખેતરે ને એક વગેથી બીજા વગે જતા હતા. તુવેર અને જારનાં ખેતરોમાં એ સાઇકલો ને તેના ભૂત-દીવા ઓથમાં આવી જતા, ત્યારે લાંબા વાંસ પર શેરડીના કૂચા અને ચીંથરાંની મશાલો પેટાવવામાં આવતી, તે દૂરથી ડાકણની સગડી જેવી દેખાતી."

"પછી ?"

"પછી તો ચોકી ચોકીના સ્થળે રહી, લાકડીઓ પડી હતી ત્યાં જ પડી રહી, બંધૂકો ઊભી કરી હતી તે ઊભી જ રહી, પણ ન ઊભા રહ્યા સિપાઇ, ભાડૂતી ફોજ, પસાયતા અને વરતણિયા. બધાના મનમાં એક જ વિચાર ઊઠતો હશેઃ મરવા નથી આવ્યા.

બે ચાર રૂપરડી સારૂ બૈરી છોકરાં રવડાવવાં નથી તો. ”

“ તેમના મનની વાત તેં ક્યાંથી જાણી ? અંદર ભરાઇ બેઠો હતો ? ” સાવિત્રીએ મજાક કરી.

“માણસનાં મન તેમનાં આચરણમાંથી ઓળખાઇ જાય છે. તે ઓળખ માટે હંમેશાં અંતરમાં ભરાઇ નીકળવાની આવશ્યકતા નથી.”

“ બરાબર. પછી ? ”

“ પછી આંબાવાડિયામાં ઊભા કરેલા પડાવના ચોંધલિયામાં બધા અલોપ થઇ ગયા. શાહમૃગ પેઠે—રેતી તો ક્યાંથી મળે—પણ ધરતીના ખોળામાં મોં સંતાડી બધા ઊંધા મુખે લાંબા થયા. અંદરથી જરા ચકચાર પણ ન સંભળાઇ—સિવાય કે સમયે સમયે ‘તોબાહ તોબાહ.’ ‘રામ રામ.’

“આમ ને આમ માઝમ રાતના—પ્રલેની રાતના પહોરા ઊગ્યા. એના ટકોરા પડવાની જ જાણે રાહ જોતા હોય તેમ તાંડવના ડંકા—વનદેશની રાત્રિનાં નિશાન ગડગડ્યાં. દશે દિશાએથી, કોતરે કોતરેથી, વાડે વાડેથી શિયાળ બોલ્યાં, ડાંગરની મંજીએ મંજીએથી, કુંદવે કુંદવેથી ઘૂવડ બોલ્યાં, ઝાડે ઝાડેથી, ડાળીએ ડાળીએથી વડવાગોળ ઉડ્યાં, બખોલે બખોલ અને દરે દરમાંથી સાપ ફુંફાડ્યા, ખાડે ખાબોચિયેથી અને કૂવા તળાવમાંથી દેડકાં બોલ્યાં. આખો વગડો ભેંકારે ભરાયો, ઓરડો ધુમાડે ભરાયો હોય તેમ. એ ભેંકારની ભીંસમાં વાતાવરણ પોતે જ ગુંગળાતું જણાયું તો પેલી ફોજની તો વાત જ શી ? ધરતી માગ આપે તો અંદર સમાઇ જવા તેઓ ધરતીને નાકલીંટી ઘસી ઘસી પ્રાર્થવા લાગ્યા હશે. અને આમ કાગદેવ માટે મેદાન મુક્ત થયું.”

ભૂત ભડકા અને વંત્રીની સગડીઓ તો કૃત્રિમ ઊભા કરી શકાય પરંતુ તેણે આમ કુદરતને પણ ભયંકર બનાવી એ કેવી રીતે ?”

“ બહેન ! એ તો અલ્પમાંથી અતિશય આપોઆપ જ પ્રગટ્યું

છે. અડધી રાતે સળગતી મશાલો દોડાદોડ કરે એ જોઈ પશુ પંખી, કીટ પતંગને બધાંને આંગતુક ભીષણતાના ભણકારા વાગે છે અને તેથી ભય પામતાં પોતે તે ભીષણતા જલદી આવે એવાં આચરણ કરવા લાગે છે. અને પછી તો બીક એક ચેપી વસ્તુ છે. એકમાંથી બીજામાં એનો તરત સંચાર થાય છે. પ્રાણીઓમાંથી નિષ્પ્રાણમાં પણ એના પડઘા પડે છે.”

“આપણને જ આ હકીકત પૂરી સમજાતી નથી તો પછી અભણ ગામડીઆઓનું તો શું ગજું કે ભિતરનો ભેદ સમજે ? મૂળે તો તેમનાંમાં વહેમના સંસ્કાર, અને તેમાં આવું રહસ્યભર્યું વાતાવરણ ખડું થાય. એટલે તેઓ એ બધાંને દેવી માતાનો ચમત્કાર કે કોપ માને છે તેથી હું નવાઈ પામતી નથી.”

“ખરી વાત બહેન ! જે દશ્ય ઊભું થયું હતું તે કોઈ અમાનુષી તત્ત્વના કોપનું જ પરિણામ છે એવો મને પણ ઘડીભર ભાસ થયો હતો. આખા વગડામાં આગ લાગી હતી. કુંદવે કુંદવે હોળી સળગી હતી. એક એક ધાણુમાં ખાંડી ખાંડી ડાંગરની ધાણી ફૂટતી હતી. એ ધાણી ફૂટી ફૂટી ઊંચે ઊડતી ને પડતી. જાણે કે કોપેલી કાળ-કાને આકાશમાંથી કોઈ દૂધમલ લાજથી વધાવતું હતું, અને એ વધાવાના લાજાનો વરસાદ વરસતો. ખેતરે ખેતરે તેનો પથારો પડતો, જાણે કે પૌંઆની ગીરણીની ફળીમાં પૌંઆ દંડા પાડવા પહોળાં કર્યાં હોય !

“આગની ભયંકરતા વધારવા થોડે થોડે આંતરે કોઈ બંધૂકિયા ફટાકા ફોડતું. એ એવા ભયંકર ધડાકા ઉપજાવતા કે જાણે થોડે થોડે છેટે બરકંદાજો ઊભા છે ને ગોળાબારના મેદાનમાં નિશાન શીખે છે. હોળીની હારમાળાઓમાંથી ધુમાડાનાં વાદળ રચાતાં, તેમાં આ દારૂની ગંધ ભળતી. પવન તે ધડાકાનો અવાજ, ધુમાડાનો ગોટ અને દારૂની ગંધ દૂરદૂર ઘસડી જતો અને એમ દૂરદૂરના ગામમાં પણ દેકારાના પણ પડઘા પડતા.”

"ખરેખર, આ કાગદેવ અદ્‌ભુત પુરુષ છે. હવે કોઈ એની આણ નહિ ઉથામે." સાવિત્રી પ્રશંસાયુક્ત સ્વરે બોલી.

"ખરી વાત બહેન! હવે તો આજથી એકેએક ગામે હિજરત આરંભી છે."

"એ તો હિજરત કરવાનાં જ હતાં. એમાં કાગદેવે શી ધાડ મારી? આટઆટલા મહિનાથી આપણે અહીં છાવણી નાખી છે તેનું પરિણામ એ તો." પ્રસાદ બોલ્યો.

"પ્રસાદભાઈ! આ એક વાતમાં તો એ કાગદેવને જશ ખાટવા દો." સાવિત્રી સમજતી હતી કે સામુદાયિક હિજરતનો આરંભ સત્યાગ્રહીઓની સમજુતી તથા લોકોની આપબુધ્ધિ યા ત્યાગબુધ્ધિથી ન હતો પણ એ હતો કાગદેવના ચમત્કારને નમસ્કાર. એ અરૂચતી વાત છતાં હકીકત હતી. એ કબૂલી લેવા જેટલી ખેલદિલી પ્રસાદમાં ન હતી.

"સાવિત્રીબહેન! તમે તો છદ્મ-વેશી, કપટ-નામી પરદેશીનાં પૂજક થતાં જણાવ છો."

"પૂજક! હા પૂજક તો છું પણ તે એના સાહસની, પર-દુઃખભંજન વૃત્તિની અને અપૂર્વ યોજનાશક્તિની. બાકી સિદ્ધાંતની વાત કરો તો તેમાં હું દયાશંકર દાદાની શિષ્યા છું. બાપુ ગાંધીજીની કંઠી-ધારિણી છું."



## પ્રકરણ ૩૦ . . . . . હિજરતીઓની મદદે



કૃષ્ણપરા અને રામપરાની હદ અડી અડીને હતી. વચ્ચે નદી જ આડી. નદીનો એક કાંઠો દેશી રાજની હદમાં અને બીજો કાંઠો અંગ્રેજ હદમાં. તેથી રામપરાએ હિજરત કરી હતી ત્યારે કૃષ્ણપરાની

વસતીએ તેને વધાવી લીધા હતી. જાણે કે ગામની સીમમાં મોંઘેરા મહેમાન પધાર્યા, એટલે અતિથિનાં અપૂર્વ સન્માન થયાં. તેનાં વાજતે ગાજતે સામૈયાં થયાં, અને દરેક કુટુંબમાં એક એક હિજરતી કુટુંબને ઊતારો અપાયો, બહુ વહાલથી અપાયો, એ આપવામાં જજમાન પોતે પુણ્યનો ભાગી થાય છે એવા ભક્તિભર્યા આદરથી અપાયો.

સામાન્ય સંજોગોમાં પરોણા ત્રણ દિવસ વહાલા લાગે છે, કદાચ ત્રીજે દિવસે તો તેમના પ્રતિ અભાવની શરૂઆત થાય છે, પરંતુ હિજરતનો સંજોગ અસાધારણ હતો. તેથી એ અભાવ, અકારી–ભાવ, ત્રણના બદલે ત્રીશ દિવસ લગી ન જન્મ્યો. છતાં છેવટે તે આવ્યો તો ખરો. અને એ આવ્યો ત્યારે ઘણાં જજમાન કુટુંબ હિજરતી કુટુંબોને બોજારૂપ ગણવા લાગ્યાં.

હિજરતીઓએ સ્વમાનને ખાતર તો વહાલાં વતન અને ઘરબાર છોડયાં હતાં. તેઓ આવી અવમાનના સાંખી રહે? ભુખે મરે, તડકે મરે કે ટાઢે મરે, છતાં ટેકીલો વીર અપમાનનો ટૂકડો નહિ ગળે, તે ઘાસ ખાશે પણ પ્રેમપૂર્વક ન અપાય તો પકવાન પણ નહિ ખાય. તે લૂમાં સેકાશે પણ અનાદર પામીને કોઈની હવેલીનો છાંયડો નહિ શોધે. તેના કંઠે કાંટા પડશે છતાં તે હડધૂત થઇને અમૃતનો ઘૂંટડો નહિ પીએ.

એથી હિજરતીઓ નદીકાંઠે ચાલી આવ્યા હતા. ત્યાં તેઓ માંડવા બાંધી રહેવાના હતા.

આ વાતની ખબર પડતાં પ્રસાદ પણ આવી પહોંચ્યો હતો.

"પરછાદભાઇ! તમારે તો હેરમાં બોવ ઓરખાણ. લાકળાવાળાને તાંથી થોડા હાગટા ને વાંહળા નીં મોકલાવો?" હીરા પટેલે પૂછ્યું.

"શામાટે?"

"આ માંડવાં બાંધવા."

"તે તમારે તે ઝૂંપડાં બાંધવાં છે કે પાકાં મકાન? ભાઈઓ! વનમાં તો પર્ણકુટી જ શોભે. અને તે માટે અહીં વેલાપાલા ને પાંદડાંનો ક્યાં તોટો છે?"

"તે તો પછી છે જ તો. પણ આ માથે શિયાળો આયવો. માઘ મઈનામાં વરી માવઠું થહે તારે પાતરાંની છાપરીમાં ઠીકવાઈ મરહું જો." હીરા પટેલનાં ઘરવાળાં જમના પટલાણ બોલ્યાં.

"ત્યારે જોયું જશે. પણ જમના બહેન! આપણે તો તપ કરવા નીકળ્યાં છીએ. ટાઢ તડકાનો તે વળી ભય રખાતો હશે?"

આ સાંભળી જમના બહેનને ગુસ્સો આવ્યો. મૂળે જ તે સ્વયંસેવકો પર ચીડાએલી રહેતી. પાકા બંગલામાં તેમની છાવણી, દિવસમાં ત્રણ વારનાં ભોજન તૈયાર અને કહે છે કે તપ કરવા નીકળ્યા છીએ! તપ કરવાં હોય તો આવે ને ખેતરનાં ઢેફાંમાં સૂવાને. આવો ઉકળાટ તેના અંતરમાં ઘૂમરી મારી રહ્યો હતો, તે આજે બહાર આવ્યો, તેના બટકબોલા સ્વભાવે તે પ્રગટ કર્યો.

"પરહાદભાઈ! જા તું તારા આછરમમાં. હું જોઈને દોળી આયવો? એક તણું જેટલીય તો મદદ થતી નીં મરે ને કેવાજે મોટો પરમુખ છાપ."

"હં! હં! રતનીની મા. એવું નીં બોલાય. પરછાદભાઈ તો બોવ મોટાના પોયરા. એને તુંકારો નીં થાય." હીરા પટેલ જમનાને મંડળીમાંથી બહાર ખેંચી ગયો.

"પ્રમુખ તો ખરો જ તો. પણ એ કંઈ હું મારી ઈચ્છાથી નથી થયો. બધાએ બહુ દબાણ કર્યું ત્યારે નાછૂટકે હું પ્રમુખ થયો હતો."

"ખરી વાત, ખરી વાત. તમે તો ના જ કેયલું." બેચાર હિજરતીઓ પ્રસાદને પ્રસન્ન કરવા હાજી હા બોલવા લાગ્યા.

"પ્રમુખપદ એતો આજે કાંટાનો તાજ છે. ગાદલામાં સૂઉં છું છતાં આજે મને ઉંઘ આવતી નથી. ભાવિક લોકો આગ્રહ કરી

કરી શીરાપૂરી ખવડાવે છે છતાં પેટ ભરી ખવાતું નથી. ગાડીઘોડે ફરું છું છતાં અંગ આખું કળતર કરે છે. તાલુકાભરની ચિંતા ને બોજાના તાપે મારું મગજ પાકી ગયું છે. એ કરતાં તો સામાન્ય સ્વયંસેવક થવું સારું. છે કંઈ જવાબદારી! સોંપેલું કામ કરવું અને પછી નિરાંતે સાદડી પર લેટી જવું. પ્રજામાંથી બીજો કોઈ પ્રમુખ થવા તૈયાર હોય તો હું તો અબઘડી ખસી જઉં." પ્રસાદે માન માગ્યું.

"ની ની મોટાભાઈ, પરમુખપણું તો તમને જ છાજે. જમના તો ગાંડી છે. એના બોલ્યાથી ખોટું ની લગાડો. કૈંતા ઓય તો અમે નાક નીંહરણી તાણીએ, ખમ્મા કરો ખમ્મા કરો."

પછી પ્રસાદભાઈ કૃષ્ણપરામાં ગયા. ત્યાં તેને જમવાનું નોતરું હતું. હિજરતીવાસે તો ક્યારનું ભડકું પી લીધું હતું. પ્રસાદ જ બિચારો ભૂખ્યો હતો. બપોર થવા આવ્યા છતાં હજુ ખાવા પામ્યો ન હતો. ભૂખ્યા પેટે હવે શું ખવાશે? જજમાનને ના કહી હતી છતાં તેણે વેઢમી બનાવી હશે. ઓછું ખાવાથી તેના આતિથ્યભાવને અપમાન નહિ લાગે તો સારું. પ્રભુ લાજ રાખજે!

પછી પર્ણકુટી બાંધવાનો સરંજામ ભેગો કરવા હિજરતીઓ નદીકાંઠે ગયા. કોઈ ખાખર પર ચડ્યો તો કોઈ સાગ પર. ગરીબોની છાપરી છાજવા માટે આ ઝાડો પર કુદરતે મોટાં મોટાં પાંદડાં પેદા કર્યાં હતાં. થોડાંક કોતરોમાં પેઠા ત્યાં નકામાં ડાળ ડાળખાં ઝૂકી રહ્યાં હતાં તે ફેંસી પાડ્યાં. એની નાની નાની ડાળખીઓની કરાંઠીઓ અને સાંઠી બનાવી પર્ણકુટીની ભીંતો બાંધવી હતી. આખો હિજરતી સંઘ આ કામમાં રોકાયો હતો. વૃદ્ધ, અપંગ, બાળક, સ્ત્રી અને પુરૂષ: દરેક પોતપોતાથી થાય તેવું કામ કરતા હતા. વૃદ્ધો ઝાડની છાલની દોરડી વણતા હતા, વૃદ્ધાઓ ગારનો કાદવ ગોંદતી હતી, કિશોરીઓ લીંપવા ગૂંપવા માટે છાણ પૂંજતી હતી, ગૃહિણીઓ વડ પીંપળાના પાનની બાજ ગૂંથતી હતી.

તેવામાં એક ઊંચા પીપળા પર ચડી પાન પાડતી જમના

પટલણે બૂમ પાડી:

"એ રણછોડના બાપા ! જો પેલાં લાકડાં આયવાં."

"કેવાં ?" એ ચાર જણાનાં મુખમાંથી આશ્ચર્યનો ઉદ્ગાર ઊઠ્યો.

"તે ઊં' હું જાણું ? પણ એ ચાર કાથુળિયાં ઉપરવાહેથી તરાપા તેરવી લાવતા છે."

જમના પટલણની વાત સાચી હતી. મોટાં મોટાં ઇમારતી લાકડાંના તરાપા આવતા હતા. નદીનો પહોળો પટ લાકડાંથી છવાઇ ગયો હતો. વેગથી વહેતા પ્રવાહમાં જાણે કે મોટરની લારીઓમાં ખડકાઇને લાકડાં આવતાં હોય એવો ભાસ થતો હતો. એ પાસે આવ્યાં. તેમાં થાંભલા હતા, ગર્યાં હતાં, મોભ હતા, મોતિયાં હતાં, ભારોટિયા હતા: એવું એવું પાકાં ઘરના બરનું તરેહવાર લાકડું હતું. એ કોનો માલ હશે એવી જિજ્ઞાસાએ સર્વેને ઘેરી લીધા. પોતપોતાનાં કામ છોડી બધા નદીઘાટે આવી ઊભા.

એ તરાપાઓને દોરતા તેરવતા કાથુડિયા ભીલોએ આ પ્રેક્ષકોને પૂછ્યું:

"કહનપરાનો ઘાટ કાહા આયવો ?

"આ જ તે ઘાટ." એ ચાર જણ બોલ્યા.

"તે અંઈ રામપરાના ઇઝરતીઓ રેતા છે હું ?"

"ઓવે." જવાબ આપનારા નવાઇ પામતા જતા હતા.

"કાં છે ?"

"આ એમેજ ઇ'ઝરતી."

"તે તમારામાંના ઇ'રા પટલને તેળી લાવ."

"હું કામ છે ?"

"આ માલ તેનો છે."

"કોનો ?"

"ઇ'રા પટલનો વરી."

" કોણે મોકલાયવો ?"

" કોઇ ગાંધીના માણહે."

" ગાંધીનું માણહ તો ખરૂં પણ કોણ ?"

" કોણ હું વરી ? ધોરી ટોપીવારો. ને ધોરી ટોપીવારા તો બધા હરખા."

" તે તેનું નામઠામ તો ઓહે ને ?"

" નામઠામની પડપૂછ અમારે હું કવા જોવે ? અમને તો છરનામું મયલું ને મજૂરીઓ મલી. પછી લાંબી પંચાત હાના હોયતી કરીએ ?"

" કંઈ કાગરપત્તર હાથે આપેલો છે ?" હીરો પટેલ હવે આગળ આવ્યો.

" ઓ'વે એક કાગરિયું છે જ તો." ભાલોમાંથી એક જણે માથાના ફાળિયામાંથી એક ચીઠ્ઠી કાઢી.

હીરા પટેલે તે વાંચી. આ માલ હિજરતવાસ બાંધવા માટે એક અનામી પરગજુએ મોકલાવ્યો હતો.

બસ, પછી તો હિજરતવાસીઓ આનંદે ઓછા ઓછા થઇ ગયા. તેઓએ માન્યું કે પ્રસાદભાઈ જ એ વ્યવસ્થા કરીને આવ્યા હશે. કેવળ એક જમના પટલણ બધાથી વિરુદ્ધ પડી.

" એવું ઓ'તે તો તે માન ખાયટા વના નીં જતે."

" એ તારી ભુલ છે. પરછાદભાઇ જેવાનાં મન તો મો'તમા પુરૂષનાં. તે પારકાનાં કામ કરે પણ માનનો મોહ નીં રાખે. વરી એ તો આપણે કેટલાં પાણીમાં ઊતા તેની પરછાદભાઇએ કછોટી કરેલી ને કેયલું કે પાતરાંની છાપરી બાંધીને રેવ."

પ્રસાદભાઇ ઉપર બધા વારી વારી જવા લાગ્યા, કારણ-ઇમારતી કાટ પછી તો ગાડાં ભરાઇને પાલાં ને પતરાં આવ્યાં અને પછી એક દોસી આવ્યો તે કપડાંની ગાંસડીઓ આપી ગયો, એક ગાંધી આવ્યો તે મરીમસાલા ને મીઠાં મરચાંની ગુણો ઠાલવી ગયો અને છેલ્લે એક વણજાર આવી તે ખાંડી ખાંડી ઘઉં ચોખાની

ખેરાત કરી ગઈ. હિજરતીઓ તો ઓછા ઓછા થઈ ગયા. આ બધું મોકલાવ્યું કોણે? પ્રસાદભાઈ ને પ્રસાદભાઈ. ઉપરથી કેવા કઠોર, સ્વભાવે કેવા ચીડીઆ, છતાં દિલના તો દોલેસરી.

આમ હિજરતીઓની લાજ રહી. જાણે કે ભક્ત નરસૈયાની ભગવાને આબરૂ રાખી, તેની હુંડી સ્વીકારાઈ, તેના શામળિયાના વાજતે ગાજતે વિવાહ ઉકલ્યા, તેની કુંવરબાઈનું કુલીનોને છાજે તેવું મામેરું થયું. પ્રસાદ આજે હિજરતીઓનો ભગવાન થઇ પડ્યો.

માત્ર એક જમના પટલણનું દિલ કબૂલ ન થયું. તે કહેતી: "એ પરછાદભાઈને નીં હૂઝે. એ તો પેલા કાગળિયા દેવનાં કામ. સુદામો જાણે નીં તેમ તેને કરહણિયાએ મદદ કરેલી. જેવો એ કરહણિયો તેવોજ આ કાગળિયો દેવ."



# પ્રકરણ ૩૧ . . . . . ધાડની દરખાસ્ત



કુણપરાથી ઉપરવાસે બે એક કોસ પર વેરાઈ માતાનું થાનક હતું. ત્યાં ફાગણ મહિનામાં દર વરસે મોટો મેળો ભરાતો. આસ-પાસના ચાલીસ ચાલીસ કોશથી લોકો એ મેળામાં આવતા. વેરાઈ માતાનો પ્રગટ પરચો હતો. એ જીવતી જાગતી દેવતા હતી. એની બાધા રાખવાથી વાંઝિયાને ઘેર પારણાં બંધાતાં ને રોગીને ઘેર ઉત્સવ મંડાતા. અઢારે વરણ એની માનતા રાખતા અને પૂજા કરતા.

આ સાલ દર વરસ કરતાં મેળો મોટો હતો. ગિરદીનો પાર ન હતો. એમાં બે સંઘ સૌથી નોખા પડતા હતા. તેમાં એક હતો હિજરતીઓનો અને બીજો હતો ડાંગપાડાના બાબોનો. બંનેના પડાવે સર્વને આકર્ષ્યા હતા. તેઓ માતાનાં દર્શન કરતા અને સાથે સાથે આ પડાવોનાં. પણ હિજરતીઓ પાસે આવી સહુ તેનાં

સુખદુઃખ સાંભળતા અને ભીલોના પડાવ તરફ જઈ સર્વ ભીલોના રાજાને જોઈ તાજુબ થતા. કોઈ વર્ષે નહિ અને આ વર્ષે એ જાત્રામાં કેમ આવ્યો હશે?

ભીલોનો પડાવ એક નાનકડી લસ્કરી છાવણી સમો હતો. મૂળે જ ભીલોનાં શરીર સાગનાં થડ જેવાં ટટાર અને સ્વસ્થ હોય છે. કેડે મેલી લંગોટી અને માથે લાલ ફાળિયું એ એનાં વસ્ત્ર હતાં. બાકીનાં અંગ ઉપાંગ દિગંબર રહેતાં. રંગે કાળા પત્થર જેવાં એમનાં શરીર તેવાં જ સખ્ત હતાં. ખભે કામઠાં રાખી તેઓ કવાયત કરે ત્યારે એવા લાગે કે એક લસ્કરી ટૂકડી કસરત કરે છે.

એવા ભીલોને હજારોની સંખ્યામાં—તેય તેમના રાજા સાથે, કોઈ વર્ષે નહિ ને આ વર્ષે જ, પાસેથી નહિ પણ ડાંગપાડાના પહાડમાંથી—આવેલા જોઈ જાત્રાળુઓના દિલમાં ફાળ પડી હતી. આ ટોળું ધાડ પાડવા તો નથી આવ્યું ને! જોકે એ લોકો સાથે તીર કામઠાં ન હતાં, લાકડી કે એવું એકે નામ કે સમ ખાવા જોગુંય હથિયાર પાસે ન હતું છતાં લોકોની અભક મટતી ન હતી. નક્કી ઓણ સાલ મેળો લુંટાવાનો!

એ અભક ખોટી હતી, કારણ કે એવા બૂરા હેતુથી તેઓ આવ્યા હોત તો આવતાં વેંત હિજરતીઓના પડાવમાં ભેટ સોગાદ ના મોકલત. તેમણે મધનાં માટલાં, ગલેલીના ટોપલા અને ખજૂરીની સાદડીના બીંટા મોકલાવ્યા હતા. "ગાંધી માંરાજ ના મનખને સલામ" કહેવડાવી ભીલરાજાએ આ નજરાણું રજુ કર્યું હતું. એ જોઈ હિજરતીઓ દંગ થયા હતા. જાત્રાળુઓ અચરજ પામ્યા હતા. કોઈ આ નજરાણાનું કારણ કે આશય વર્તી ન શક્યા.

ભેટ સોગાદ લઈ આવેલા ભીલો સાથે સાથે એક સંદેશો લાવ્યા હતા. "રાજો પટલાને બોલાવતો છે. વાત કરવાનો ઓહે."

ભીલના રાજાને હિજરતીઓની શી જરૂર હશે? તે શામાટે

બોલાવતો હશે? એવી શંકાકુશંકા કરતા કરતા પાંચ સાત આગેવાનો ભીલના પડાવે ગયા.

ભીલ રાજા એક ઘોંઘલિયામાં એક મોટી ગંડેરી પર બેઠો હતો. તેના પર વાઘનું ચામડું પાથરેલું હતું. એ એનું સિંહાસન હશે? તેના વેશમાં ને ભીલપ્રજાના વેશમાં બહુ ફરક ન હતો. એ પણ અર્ધ નાગો હતો. હા, તેની લંગોટી બીજા ભીલોની લંગોટી કરતાં પહોળી અને લાંબી હતી, અને તે વળી રંગેલી હતી. એ લંગોટીને આધાર આપતો કંદોરો ચાંદીનો હતો, જ્યારે સામાન્ય ભીલ પાસે તે માટે એક દોરડી હતી. તેના માથે લાલ ફાળિયું હતું અને તેમાં મોરનાં પીછાં બેસેલાં હતાં. હાથમાં પણ સોનેરી રાજદંડના બદલે એક મોરપીંછાનો ઝૂડો હતો.

હિજરતી આગેવાનોને રાજાના ખિદમતગારે એક સાદડી પાથરી આપી. રાજાની કાળી સીસમ જેવી કાયા, વાઘ જેવી આંખ અને રીંછડા જેવા વાળ જોઈ આ આગેવાનો દિંગ થયા. આવો નરરાક્ષસ રાતના જો ભેળો થાય તો તો છળી મરાય!

"આવો બાપા, હાજાહમા છેવ કની?" ભીલ રાજા રાની-પરજની બોલી ન બોલતાં વસ્તીપરજની તળપદી બોલી બોલવા પ્રયત્ન કરતો હતો.

"ઓ'વે."

"રામલો દેવ હવને હાજાહમા રાખતો છે."

"પણ ભીલરાજા! અમને હું કરા તેયળા?" હીરા પટેલે મૂળ વાત પર આવવા શરૂઆત કરી.

"તે પેલો પરહાદભાયો આવેલો નીં હું?"

"ના."

"ખરો મારો ભાઈ એ તો. મને મારા લશ્કર હાથે તેયળો ને તે બાઇજાબ આવેલો નીં મરે."

"પરહાદભાઇએ તને તેળેલો છે, રાજા?"

"ઓ'વે. નીં તો કોઈ વરહે નીં ને એણુ છાલ હું જખ મારવા આયવો આ જાતરામાં ?"

"તે તને હું કવા તેજેલો ઉતો ?"

"કેમ ? કોઇ હરકારનો રેપૂ તો નીં ઓ'યે તમારામાં ?"

"એવું હું કવા પૂયછું ?"

"મારે છાની વાત કરવાની છે તે દોમતી."

"જે વાત કરવી ઓ'ય તે બેલાછક કે'વ. અમારામાં હરકારી રેપૂ કોઇ નીં મરે."

"રાતોરાત આખા વગાનો કપાહ વીણી લાવવા મને તેજેલો ઉતો."

"એમ !"

"ઓ'વે. તેથી તો ઉં' મારા લાવલછકર હાથે આવેલો છેમ."

હિજરતીઓએ આની આશા રાખી ન હતી. કપાસનાં ખેતર અત્યારે ચાંદનીએ ઢોળ્યાં હોય એવાં દેખાતાં હશે. છોડવે છોડવે જાણે કે રૂપીઆ લાગ્યા હશે. ખોબે ખોબે નાણું ઓસડી ઘર ભરવાના આ દિવસ તે વીતી જતા હતા. લક્ષ્મી રેલાઇ ને ઢોળાઈ જતી હોય એવા વિચારે ખેડૂતોનાં કાળજાં કપાતાં હતાં. પણ કરે શું ? તેમણે હિજરત કરી હતી. તેમનાથી પાછો ડગ નહિ ભરાય. કપાસ તો શું પણ ઘરબાર કે ગહામણું હરાજ થઈ જાય તોપણ તેમનાથી લીધી ટેક છોડાય નહિ.

પરંતુ આ ભીલ રાજા કહે તેમ રાતોરાત કપાસ વીણી લાવીએ તો શું ખોટું ? આપણે કયાં પારકો માલ ચોરવો છે ? કપાસને ઓર્યો આપણે, કરબ્યો આપણે, નીંદ્યો ગોડયો આપણે અને છેલ્લે આપણી જમીને તેને રસકસ પાઈ પાઇને પોષ્યો છે. એમાં સરકારનું શું લાગેવળગે ? તે ક્યારે કેડ વાંકી વાળવા આવી છે કે કપાસ તેનો ? અને એ આપણો છે, તેનો નથી, તો પછી વીણી લાવવામાં વાંધો શો ?

આ ભીલરાજાનું લશ્કર ઊતરે, હિજરતીઓ તેને દોરે અને પાછલી હરોળમાં દેશી રાજની પ્રજા પાછળ પાછળ આવે તો સાચેજ એકી રાતે ગામે ગામના કપાસ વીણાઈ જાય. પ્રયોગ કરવા જેવો છે. કપાસ હાથ આવે તો લક્ષ્મીજ હાથ આવે. પછી પ્રસાદભાઈને મદદ માટે પજવવા ન પડે અને પેલા કાગદેવનેય ચિંતા કરવી ન પડે.

આવા આવા વિચાર અને મંથન કર્યાં પછી હીરા પટેલે ફરી વાત આરંભી:

"રાજા! તારી વાત તો પેલા નંબરની, પણ ખેતર પર તો હરકારી રખા ઓહે."

"એવા રખા તો બોલ જોયલા. તે આપણુને હું કવાના? મારું લછકર જોયલું બોયલું કે? વધારે તમરી કરહે તો ઝાળવાં હાથે તાણી બાંધહું."

"નીં રાજા, એ તો અધ્રમ થાય. અમારા છતિયાવરીથી એવાં પાપ નીં થાય. અમે તો હતના કંઠી બાંધેલી." એક સિદ્ધાંતવાદી હોવાનો દાવો કરતા હિજરતીએ વાંધો ઉઠાવ્યો.

"એમાં વરી અધ્રમ હાનો? અધ્રમ તો હરકાર કરતી છે. પારકો કપાહ દપટાવવા હાયતી રખા તો એણે મેયલા છે. આપણે આં'થ જોળી બેહી રેહું ને એ પાપ કયરા કરહે તો તે પાપનાં પરાછિત આપણુને હો લાગે. તેથી ધરતીપર અધ્રમનો ભાર વધતો જતો છે. આપણે બેહી રેહું તો એ વધતો જવાનો, તેથી ઉ કેતો છું કે ચાલો એ ભાર ઓછો કરહું."

ભીલ રાજાને એના રાજમાં આવાં ભાષણ કરવાની જરૂર કે ટેવ નહિ હોય—ત્યાં તો રાજા આજ્ઞા આપે ને પ્રજા ફટ અમલ કરે, તેથી તેની ધમણ જેવડી છાતીમાંય દમ ચડ્યો.

"કેંવ ની કેંવ પણ રાજાની વાત ઉત્તર આના." હીરા પટેલે પોતાના જોડીદારોને કહ્યું.

"પણુ પછી છાવણીવાળા ખીજવાહે. આ હું કીધું, લળતને બટ્ટો લગાયળો." સિદ્ધાંતવાદી હિજરતી હજુ ડગમગતો હતો.

"તે લળતનાં બટ્ટા ને હોબા ભણીજ જોયા કરહો કે આપણાં પેટ ને પોયરાં ભણી હો જોહો ?" એક તેજીલા હિજરતીએ સિદ્ધાંતના પૂછડા તરફ અણગમો દર્શાવ્યો.

"પણુ આ રાજા કેતા છે તે પરમાણે તો પરહાદભાઇને હો આ વાત ગમતી છે." હીરા પટેલે તેજીલા ને ડગમગતા બંનેના સમાધાન કરવાની દલીલ રજુ કરી.

"ગમતી ઓ'તે તો પંડે આવત નીં ?"

"તે એ જાણી જોઇનેજ નીં આવેલા ઓહે. એ રીયા મોટા માણહ. ગાંધી મા'રાજ ને વલ્લભભાઇની હંગાથે બેહનારા. એમનાથી આવા કામમાં ઉઘાળા નીં પળાય. એ તો વાડ વાંહત રે'ઇને ફૂંક મારી આપે. હં, ચલાવો."

હીરા પટેલની આ વાત બધાના ગળે ઊતરી. તેમણે ભીલ-રાજાને તેમનો નિર્ણય જણાવ્યો.

"તો પછી આજે રાતેજ." ભીલ રાજા ખૂબ પ્રસન્ન થયો દેખાયો.

"આજે જ ?"

"ઓવે, હારી વાતમાં ઢીલ હાની ? કાલ કાલ કરહું તો હર-કારના રેપૂતે ગંધ આવહે. ને તો તો આપણું કામ માયરૂં જાય."

ઉતાવળની જરૂરિયાત ને દરખાસ્ત બધાના મનમાં વસી અને એજ રાતે રામપરાના વગામાં છાપો મારવાનું નક્કી થયું.

જાત્રાળુઓને પ્રથમ દર્શને જ શંકા થઈ હતી કે આ ભીલ લશ્કર ધાડ-બાડ પાડશે કે શું ? એ શંકા અસ્થાને હતી ?



## પ્રકરણ ૩૨ . . . . . કપાસ–વીણણી



એ ચાંદની રાત હતી. ચંદ્ર પૂર્ણ કળાએ પહોંચ્યો હતો. તેની સોળે કળા કોઇ વિરાટ પદ્મની પાંદડીઓશી ખીલી હતી. એ પાંદડીઓએ આકાશને સ્ફટિક જેવું શુભ્ર કર્યું હતું. એનો પડછાયો પૃથ્વી પર પડતો, તેય કાળો નહિ પણ રૂપાના રંગનો. સમસ્ત સૃષ્ટિ હિમાંશુનાં અમૃત પીતી, અને મદ પીને મસ્ત બન્યા છતાં અદ્ધરથી ઢલવાતી રસની ધારા ઉઘાડા મુખે ઝીલી રહેતી. બિચારૂં મુખ ઉઘાડું થાય, તણાઇ તણાઇને પહોળું થાય, છતાં તે કેટલુંક મોટું થાય! તે બહુ બહુ તો ખોબા જેવડું ને તેથીય મોટું થાય તો વાડકા જેવડું થાય. એમાં આકાશના અમૃત રસનો અખંડ પ્રવાહ સમાઈ શકે? પેટ પ્રથમ ભરાયું હતું, પછી ભરાયું મુખ, એટલે એ અઢળક રસ ઢળવા લાગ્યો. આખી કુદરત તેનાથી નહાવા લાગી, અને એ સ્નાન એટલું લંબાયું કે નહાનાર ને સ્નાનરસ એક-રંગ થઇ ગયાં. જાણે કે આખી પૃથ્વી પર ચાંદીનાં પાથરણાં પથરાયાં, વાડે પહાડે, નદીએ નવાણે, ખેતરે ખાધરે, વૃક્ષે અને વેલે રૂપેરી ચૂંદડી ઓઢી, દૂધ જેવી ચાદરની સોડ તાણી, છુરખો પહેર્યો, ઘૂંઘટો ધાર્યો.

સુખનાં સ્વપ્નાં જોતી સૃષ્ટિ શાંત સૂતી હતી. ઘૂવડ અને વડ વાગોળ જેવાં નિશાચર પંખી, વરૂ વનેરૂ જેવાં ભયંકર પ્રાણી અને ભૂતપ્રેત સરખા અતૃપ્ત આત્માઓ પણ આજે શાંત હતાં. બધાં ચંદ્રરસના પાને તૃપ્ત થયાં હશે?

ટુંટિયાં વાળી વાળી નદીની સોડમાં લપાતી એવી રામપરની સીમ શાંત હતી. કપાસ વગામાં રખેવાળી કરતા રાતપાળીના રખાઓનો કર્કશ અવાજ પણ પડઘતો જ હતો. આજે તો આખું પરગણું જાત્રામાં ગયું છે. અહીં ચોરી કરવા આવવા કોણ નવરૂં છે? અને

વળી આજે તો વેરાઇ માતાની પૂનમ. આજે ચોરી કરે તેને માતા માવડી જીવતા ન મૂકે, એવા આશ્વાસને રખાઓ કદાચ સીમ છોડી મેળામાં પહોંચ્યા હશે. મેળામાં જઇ મિત્રો જોડે બે ઘડી ગમ્મત કરી આવવાની લાલચ તેઓ રોકી શકયા નહિ હોય. વળી એક વાત ઊડી હતી કે આણુ સાલ વેરાઇ માતાની દહેરી પાસે ભીલ લોકો નાચવાના છે, એ નાચ જોવાનું કુતૂહલ તો એમને મેળામાં એંચી ગયું નહિ હોય?

અને સાચેજ મેળામાં ભીલોનો નાચ ચાલતો હતો. એક વૃદ્ધ ભીલ ડોબરૂ વગાડતો હતો; ઘેરા, ઘૂંટેલા અને કરુણ સૂરે એ રાનેરી વાદ્ય માંદાને પણ માણ ચડાવે એમ વાગતું હતું. એના ઉચ્ચ સ્વરના પડઘા ચારે દિશા ઝીલતી, અને નાચવા ઊભેલી ટોળીને તાનો ચડાવતી.

ડોબરૂ સાથે થાળી અને તુર તાલ આપતાં હતાં, ને સાથે સાથે ભીલોની ટોળી પગની ઠેસે ઠમકો કરતી. એક એકની કેડમાં હાથ પરોવી, કમરમાંથી આગળ પાછળ ઝૂકી, કંઠમાંથી એકધારો ને એકસૂરીલો મંદ મંદ તીણો અવાજ કાઢી ભીલ-મંડળી નાચ કરતી હતી. વાજિંત્રવાળાઓને વચમાં ઘેરી તે ગોળાકારે ફરતી હતી. થોડી થોડી વારે તેઓ ચીસ પાડતા હોય એમ લાંબો સૂર કાઢતા અને થંભી ઊભા રહેતા. પછી વાજિંત્રવાળા નવા ચાળાનો તાલ ઉપાડતા કે નૃત્ય-મંડળીય તે ચાળાનું નૃત્ય કરતી.

વેરાઇ માતાના મેળામાં આવું તો ઘણું ઘણું ચાલતું હતું. ત્યાં ચકડોળ હતાં, પૂતળીનાચ હતા, ભાષણ હતાં, સરકસ હતાં. એ જોવા લોકોનાં ટોળેટોળાં ઊમટતાં, જાણે કે આખી વીશકોશી ત્યાં ઠલવાઇ આવી હોય. ત્યાં એવો તો શોર મચ્યો હતો કે જાણે અવાજ માત્ર અહીં ખેંચાઈ આવ્યો હોય, અને નદીપારની સીમો શાંત થઇ પડી રહી હોય.

આ ગીરદીમાંથી હિજરતીઓ પ્રથમ સરકી ગયા. તેની પૂંઠે અલોપ થયાં ભીલ-રાજા ને તેનું લશ્કર. અને છેલ્લે તેના પગલામાં

પગ દેતા ચાલ્યા દેશી રાજના સહાયક ખેડૂતો. કોઇ નદીઘાટે ઊતર્યું, કોઇ કોતર વાટે ચાલ્યું. કોઇ નેળમાં પેઠું તો કોઇ નાળામાં. જેને જે માર્ગ જડયો તે માર્ગે તે અંતર્ધાન થયું, જાણે કે આગિયા ઝાડોમાં સમાઇ ગયા, પતંગિયાં ઘાસમાં છુપાઇ ગયાં.

વેરાઇ માતાના મેળામાં માણસ ઘટતાં ગયાં તેમ તેમ માણસોના આકાર રામપરાની સીમમાં ફૂટવા લાગ્યા. બધાએ માથે પિછોડી ઓઢેલી. બધા ચાલે તે ચૂપચાપ. બધા આવે દશે દિશાએથી પણ જમા થાય એક વગે.

ખાડીએ ખાડીએ અણસારો થયો, કરાડે કરાડેથી માણસ ઉમટયાં, ઝાડે ઝાડે જાણે જીવ આવ્યો, ડાળીએ ડાળીએથી માનવી ઊતર્યાં. એકેએક છોડની ઓથેથી એક એક આકાર ઊભો થયો. એકે એક વનસ્પતિએ એક એક આકૃતિ સંતાડી હતી તે છતી કરી. એક ખેતરમાં જેટલા કપાસના છોડ હશે એટલા આદમીઓ ઊભા થયા હોયની એવો ભાસ થયો. કોઈ માયાવી જાદુગર ધૂણવા લાગે અને માથાના વાળે વાળેથી માનવી પેદા કરે એમ રામપરાની સીમમાં પાતાળમાંથી પ્રગટયા હોય તેમ માણસો પ્રગટયા. બધાની ઉમ્મર ઓછીવત્તી હશે, રંગ કાળાધોળા હશે, હૈયાં કાચાંપાકાં હશે, પણ સર્વેએ માથેથી ચોતરફ ઝૂલતી પીછોડી ઓઢી હતી એટલે લાગતા હતા એકસરખા, જાણે શ્વેત વસ્ત્રધારી દેવસેના ઊતરી, દસ્તુરોનું સરઘસ નીકળ્યું.

એક ખાડીમાંથી સંકેતનો સ્વર આવ્યો કે બધા એક કતાર ગોઠવાયા, ખેતરે ખેતરે ને ચાસે ચાસે ગોઠવાયા. બીજા સંકેતે પિછોડીઓના પડદા સંકેલી લેવાયા. ત્રીજી આજ્ઞાએ પિછોડીની ફાંટ બંધાઇ અને ચોથા આદેશે સૌના હાથ કામે લાગ્યા. ચપ ચપ ચપ ચકલી ચણે કે ગાય ગોતર ખાય તેમ આંગળીઓ કપાસ ચણવા લાગી. પૂમડે પૂમડે પોસ ભરાઇ, પોસે પોસે ફાંટ ભરાઇ. દરેકના બરડે ધોળા દૂધ જેવા હોડીના શઢ ફૂલ્યા, માતાની પીઠ પર માતડીમાં

બાળક ઝૂલવા લાગ્યું !

કપાસ વીણાતો ગયો, જાણે દરિયાકાંઠેથી કોડી અને શંખ વીણાતા હતા, આકાશમાંથી તારાનાં ઝૂમખાં ચુંટાતાં હતાં, નાગચંપાને નાગો કરી દે એમ ફૂલ તોડાતાં હતાં, અગરને ઉઘાડું કરી દે તેમ મીઠાના ગાંગડા એકઠા કરાતા હતા. હિમાલયની દટાએલી લીલોતરી દેખાતી બને એમ બરફ ઓસડાતો હતો.

દરેક ખેતરમાં ગીતો ગવાયાં, ધોળ અને મંગળ બોલાયાં, ધૂન અને ભજન મંડાયાં. પગ અને હાથ સંગીતના તાને તાને કામ કરતાં. અડધી રાતનો સમો હતો છતાં ઊંઘ દેખાઇ નહિ. આંખમાં ઊંઘને બદલે ઉત્સાહ ઊમટ્યો. શરીરમાં આળસની જગ્યાએ ઉમંગ ઊલટ્યો. હૃદયમાં ભયને બદલે અભય ઊપજ્યો.

કોણે કોનું કામ કર્યું તેનો હિસાબ ન રહ્યો, પ્રજા પ્રજાનું કામ કરે છે એજ એક હિસાબ બધાના મનમાં આવ્યો. કોણે કેટલું કામ કર્યું તેની ખણખોદ ન થઈ. સર્વેએ સ્નેહનું મિત્રકાર્ય કર્યું, એનો સાભાર સ્વીકાર થયો. આજે સ્વ–પરના ભેદ રહ્યા નહિ. મજિયારાભાવ અને સાંઢલનો બહુ મોટા પાયા પર અખતરો થયો. કોના ખેતરમાંથી કેટલો કપાસ ઊતર્યો તેના હિસાબની કડાકૂટ કોઇએ ન કરી. આ સાંઢલમાં મેળવેલો કપાસ મજિયારો હતો. એ કપાસના પુમડે પુમડે લક્ષ્મીદેવીનાં પગલાં થવાનાં હતાં અને તેનાથી હિંમતનગરના તમામ વાસનાં આંગણાં પાવન થવાનાં હતાં, શોભી ઊઠવાનાં હતાં. લક્ષ્મી દેવીને તેઓ નોતરવા આવ્યા હતા, તે બધાની મહેમાન થઇને હિંમતવાસે જતી હતી, ત્યારે મારા તારાનો વત્તાઓછાનો સંકુચિત ભાવ શોભે નહિ, અને તે હતો પણ નહિ.

કપાસ વીણતાં વીણતાં ગવાતાં ગીતોના પડછંદા પડતા હતા. કામ કરતાં કરતાં થતા હાસ્યકિલ્લોલનો ગોકીરો દૂર દૂર સંભળાતો હતો. એના પડઘા પ્રકૃતિ ઝીલતી હતી જાણે કે વનદેવી પ્રસન્ન થઇ

ધોળમંગળ ગાતી હોય.

ગેબનાં એ ગુંજનથી આકાશ પણ ઝુલાવામાં પડ્યું. તેણે બ્રાહ્મી મુહૂર્તની મંગલ છટા ધારણ કરી. શું પરોઢિયું ફાટ્યું ? અરે ! આપણી જાણ પહેલાંજ ? એવો આંચકો પામી કોયલ વારંવાર ટહુકવા લાગ્યો, કૂકડાઓએ કૂકરેકૂકનો જલસો માંડ્યો, ઝાડોનાં પાંદડાં આળસ ઢંઢોળી સ્ફૂર્તિમાન થયાં, કમળ ખીલી ઊઠયાં, તળાવમાં માછલીઓ નાચવા લાગી, કૂવામાં પાણી હિલોળે ચડયાં, પવન પણ જાણે ઠંડો થયો : આખી કુદરતની સુરતા બદલાઇ ગઇ.



## પ્રકરણ ૩૩ . . . . . . . . પિકેટીંગ



સુતસારીમાં પરદેશી કાપડની દુકાનો પર ચોકી મંડાઈ છે. દેશના દેવ સમા મહાપુરુષો કેદમાં સબડતા હોય, રાષ્ટ્રના શરીર સમા ખેડુતો વનવાસમાં કષ્ટ ભોગવતા હોય, ત્યારે પણ પાતળાં લુગડાંનો મોહ છોડી ન શકે, મુલાયમ રેશમની લાલસા તજી ન શકે એવા લોકો હોય છે એ દેશનું દુર્ભાગ્ય છે. અને એથી વધારે દુર્ભાગ્ય એ છે કે માણસની એ દુર્બળતાને પોષે અને ઉત્તેજે એવા વેપારીઓની પણ ખોટ નથી. જેની શરમ અને શેહ છાંડી ન શકાય એવા આગેવાનો ઉપર જેલના દરવાજા બંધ થયા ન થયા કે આવા પેટને ખાતર દેશને પાટુ મારનારા વેપારીઓએ પોતાનો જૂનો ધંધો શરૂ કર્યો હતો. આથી પ્રસાદ અને સાવિત્રીએ વેપારી મંડળની સભામાં જઇ સર્વે સભ્યોને સમજાવ્યા હતા. તે સમજાવટ ફોગટ ગઈ હતી.

પરિણામે પિકેટીંગ શરૂ થયું હતું. હિંદુ, હરિજન, મુસલમાન અને મરાઠા : ગોર, ગરાશિયા, કણબી અને કોળીઃ

કિશોર, કિશોરી, માતા અને પિતાઃ જાતિ, પંક્તિ, વય અને લિંગના ભેદ વિના—વાઘ અને બકરી એક આરે, દુર્બળ અને સબળ એક હારે—ચોકી કરતા હતા. ગળામાં પ્રભાતિયાં ને છાતી પર પાટિયાં, એક ખભે ધજા અને બીજા ખભે પાણીના કૂજા,—એવા વેશે અને આવેશે દરેક સ્વયંસેવક ફરજ બજાવતો હતો. દુકાનદાર પોતે સજ્જનતા બતાવે ને બેસણું આપે તોજ બેસે, બાકી તો ભલે પગે રસ ઊતરે; કોઈ ઝાડ કે મકાન છાંયડો પાડે તો પાડે, નહિ તો ભલે કારી ઉનાળો માથે વહી જાય—એવી ધગશ અને ભાવનાથી તે ખડે પગે સેવા કરતા.

પ્રજાની ચોકી ગોઠવાય છે ત્યારે સિપાઈઓનો પહેરો પણ ગોઠવાય છે. એક પરદેશી કાપડ પર ચોકી કરે છે તો બીજા એ ચોકી પર ચોકી. એ ચોકીથી કોઈ ચોંકતું નથી. સિપાઈ અને સ્વયંસેવકોનો તો રોજનો સહવાસ. એકના પડછાયામાં બીજાનો પડછાયો પડે છે એમ અતિશયોક્તિના ડર વિના કહી શકાય. બંને વિરોધી સેનાના સૈનિકો છતાં અતિ સહચારે અને સહવાસે તેઓ લગભગ મિત્ર બને છે, અને લાગ મળ્યે એકબીજાનાં સુખદુઃખની ગોષ્ઠી કરે છે. એમને વાતો કરતા જોઈ પ્રજાને પણ બહુ નવાઈ લાગતી નથી. તે પણ એ દૃશ્યથી ટેવાઈ ગઈ હોય છે. પરંતુ જ્યારે બંને પક્ષના આગેવાનો ફેરોઆંટો મારવા આવે છે ત્યારે ઉભય પક્ષ ટટાર થઈ સ્થંભવત્ ઊભા રહે છે. એક બીજા તરફ ફરકીને પણ ન જુએ, અને જુએ તો તે નજરમાં મૈત્રી ન હોય, કદાચ હોય છે વિરોધી ભાવ, વેર.

એથી જ્યારે પ્રબોધચંદ્ર ફોજદાર આવે છે એવા વાવડ આવ્યા ત્યારે એ કૃત્રિમ વેરનું વાતાવરણ ખડું થયું. એકધારા શાંત વાતાવરણમાં ફેરફાર થયો તે દુકાનદારોને પણ ગમ્યો. કંઈ નહિ તો બે ઘડી ગમ્મત આવશે, કંઈક નવાજૂની થશે તો કંટાળો દૂર થશે.

પ્રબોધચંદ્ર રજા પરથી આજે જ આવ્યા હતા, એટલે તે

આવતાં વેંત આબોહવામાં ગરમી આવશે એમ દરેક માનતું હતું. ફોજદાર સાહેબ મુંબઈ જઈ આરામ કરી આવ્યા હશે, વફાદારીનો નવો ઘૂંટડો પી આવ્યા હશે, તેનો કંઈક તો પરચો બતાવશે જ એવી સ્વયંસેવકોને પણ શ્રદ્ધા હતી. તેઓમાંના થોડાક આમ એકના એક સ્થળે એકજ રીતે થાંભલા પેઠે ઊભા રહીને કંટાળ્યા હતા. જો ફોજદાર સાહેબ ધરપકડ કરે તો તેઓ જેલમાં જવા પડાપડી કરવા ચિંતવી રહ્યા હતા.

પરંતુ ફોજદારે તો તેવું કંઈ ન કર્યું. ન તો તેણે કોઈને આળ દીધી કે ન તો ધક્કો માર્યો. તે એક નાકેથી બીજા નાકે નીકળી ગયો. સિપાઈઓની સલામો ઝીલી, દુકાનદારોનું 'પધારો સાહેબ' સાંભળ્યું, પણ પોતે ન તો જરાય ઝૂક્યો કે ન તો એકે હરફ બોલ્યો.

સ્વયંસેવકોને તે ન રુચ્યું. ઘણા દિવસોનાં તેમનાં સ્વપ્નો ઊડી ગયાં. અમલદાર હાથમાં હાથકડી પહેરાવે તો પ્રજા ગળામાં ફૂલહાર પહેરાવે, સિપાઈઓ ગાળે વધાવે તો ટોળું જય જયથી ઓવારણાં લે, પોતે પોલિસથી ઘેરાએલો હસતો હસતો જેલ તરફ જાય તો પાછળ સગાં ને વહાલાં, પત્ની ને પ્રિયતમા, મિત્રો ને પુત્રો આંસુ સારતાં આવે—એ એક સૌભાગ્ય છે, જીવનનો અપૂર્વ લહાવો છે, તે અત્યારે દરેક સ્વયંસેવકથી દૂર દૂર જતો લાગતો હતો. સ્વયં-સેવકોને નથી મળતો પગાર, નથી મળતાં સરકારી માનચાંદ અને સ્વરાજ તો મળે ત્યારે મળે. માત્ર લોકસમૂહ તરફથી મળતા ફૂલહાર અને જયજયકાર એમને ઉત્સાહ પ્રેરે છે, ફરી સેવાની સાર્થકતા અનુભવાવે છે, એ પણ આ નવા ફોજદારને ખૂંચતું હશે? નહિતો એ ધરપકડ ન કરાવે?

ભલે ફોજદાર પકડાપકડી ન કરાવે પણ સ્વયંસેવકો પકડાવા આતુર હતા. તેથી તેમણે ફોજદારને ચીડવવા વિચાર કર્યો. તેમને લાગ્યું કે ત્યાં લગી એ પોતાની ફરજ નહિ બજાવે.

"પ્રબોધચંદ્રની પી ઇ ઇ ઈ!" એક સ્વયંસેવકે શરૂ કર્યું.

"પી ઇ ઇ ઇ ઈ!–"બીજા સ્વયંસેવકોએ વારાબંધી પીનો ઈકાર સ્વર વહેતો રાખ્યો. તેઓ થાક્યા ત્યારે એ ભાર પ્રજાએ ઝીલ્યો. બજારના એક નાકેથી બીજા નાકા લગી પીકાર ગાજી રહ્યો, અને તે સાથે હાસ્ય અને સીટીની શરણાઈઓ વાગી, પગપછાડ અને હાથતાળીએ જાણે પડઘમ શરૂ કરી.

છતાં ફોજદાર સાહેબના મુખ પરથી સ્મિત ન સુકાયું. તે બધા ધુત્કાર અને ધીટકારને ગળી ગયો. જાણે કે નીલકંઠ દેવ કે મીરાંબાઈને ઝેરના વાટકા ગળ્યા લાગ્યા, ગુલમહોર અને મોગરો ગ્રીષ્મની લૂને ઘોળી પી ગયો; તેવું ન હોત તો તેના મુખમંડલ પર પ્રસન્નતાની છટા અવિચ્છિન્ન ન રહેત.

સ્વયંસેવકો હાર્યા એટલે તેમનો સરદાર પ્રસાદ મોખરે આવ્યો. એક સમભાવી સદ્‌ગૃહસ્થની હવેલીના ઝરૂખામાંથી તે આ સ્પર્ધા નિહાળતો હતો. પ્રબોધચંદ્રનો ભવાડો કે ફજેતી થાય તે તેને રૂચતું હતું. એ તો એજ લાગનો છે એવો ભાવ તેના–સત્ય અને અહિંસાના પ્રભાવે ?–તેજસ્વી ચહેરા પર તરવરતો હતો, અને એજ એના હૃદયનો સાચો આવિષ્કાર હતો તેથી શોભતો હતો. સત્ય અને અહિંસાની સાધનાનાં તેજ તે અંતરમાંથી ઊગેલાં ન હોઈ દેશી ફૂલવાડીમાં વિલાયતી ફૂલ જેવાં લાગતાં હતાં.

નીચે ઊતરી તેણે પોતે હુરિયો બોલાવ્યો. પોતાના મોભાનું, પોતાની ધર્મકંડીનું, બીજમંત્રનું તેને ભાન ન રહ્યું. વિરોધીનો ભવાડો કરવાની તાલાવેલીએ તેની ગુપ્ત, બળપૂર્વક દબાવેલી હીન–ભાવનાને જીવતી કરી, સપાટી પર આણી.

"ફટ, ફટ, ફટ, ફોજદાર સાહેબને ફટ !"

"હડ, હડ, હડ, દેશદ્રોહીને હડ !"

પ્રસાદે ઝિલાવેલો હુરિયો સર્વેએ ઝીલ્યો. સામાન્ય પ્રજાવર્ગે પણ સિપાઈ અને ફોજદારની તમા ન રાખી. ઘડીભર સર્વે નિર્ભય

પન્યાં. ગોપીઓ જે ઝડપથી અને હલકથી ગરબા ઝીલે, લગ્નમાં ગીતારીઓ જે આવેશથી ફટાણાં ઉપાડી લે, તેજ વેગ અને ઉલટથી લોકોએ હુરિયો ઝીલ્યો, ફિટકાર વરસાવ્યો, જાણે કે સર્વને 'હડે હડે' બકવાનો હડકવા લાગ્યો; એક કૂતરૂં ભસ્યું કે આખા ગામનાં કૂતરાં ભસ્યાં એવો ભાસ થયો.

છતાંય પોલિસ–અમલદાર ચીડાયા નહિ. તેમની શાંત સ્વસ્થતા તેવી ને તેવી જ રહી. એક નાની સરખી પવનની લહરિ આવે તેય સરોવરની સપાટી પર ઊંચીનીચી ઊર્મિઓની ઓકળી પાડે છે, પરંતુ આ હડે હડે અને હુરિયાનો વંટોળ વાયો તેણે સુદ્ધાં પ્રબોધચંદ્રના ચિત્તસરોવરમાં ચંચળતા ન આણી. મંદ મંદ સ્મિતે તેના હોઠ પરથી રજા ન લીધી.

દરમ્યાનમાં સાવિત્રીબહેન આવી પહોંચ્યાં હતાં. તેમણે આ ફિટકારમાં અમલદારની નહિ પણ સત્યાગ્રહની નાલેશી દીઠી. સામો માણસ ધુત્કારને હસતે મ્હોંડે ઝીલે તો એ ધુત્કાર ત્યાંથી પાછો વળી એના સર્જકની ડોકે વળગે છે, હાથમાંથી છૂટેલો દડો ભોંયે પડી અંદર પેસી ન શકતાં ઊછળીને પાછો હાથમાં પછડાય છે, તેમ મશ્કરી અને ઉશ્કેરણીના આવેશમાં પ્રસાદ તે જોઇ શકતો ન હતો. તેણે તો તાનમાં ને તાનમાં સ્ત્રીસેવિકાઓ પાસે ફટાણાં પણ શરૂ કરાવ્યાં હતાં. તે સાંભળીને તો સાવિત્રીની શરમનો છેડો ન રહ્યો.

છતાં સાહેબનું મગજ શાંત હતું. સિપાઇઓ આ ખમી શકતા ન હતા. તેઓ સાહેબ હોત તો અત્યારે પરચો બતાવી દેત. તેમના લાઠીધારી હાથમાં ચેળ શરૂ થઈ હતી. તેમની કેડે લટકાવેલી જંજીરો સ્વયંસેવકોના હાથનાં આભુષણ થવા આતુર થઈ હતી. ખભે ભેરવેલું દોરડાનું ગૂંછળું ગોંધી કરેલા કેદીઓની રાશ બનવા સ્વસ્થાનેથી સરૂં સરૂં થઇ રહ્યું હતું. પરંતુ એ બધાના ઉત્સાહ પર સાહેબનો અનુત્સાહ ઠંડું પાણી રેડતો હતો.

પ્રબોધચંદ્રે એક બે આંટાફેરા માર્યા અને પછી તેમણે એક દુકાન પર ચડવા કદમ ઉપાડ્યા. "પધારો, પધારો, મહેરબાન !" દુકાનદારે આવકાર આપ્યો.

દુકાનદારે સ્વાગત ઉચ્ચાર્યું, પ્રબોધચંદ્રે તેને માન આપવા વિચાર્યું, પરંતુ સ્વયંસેવકોએ બીજુંજ કંઈ ધાર્યું. તેઓ ફોજદારના રસ્તામાં આડા સૂઈ ગયા. તેઓ બોલ્યાઃ

"ઉપર થઈને જવું હોય તો જાવ."

"નહિ તો ધરપકડ કરો ને માર્ગ મોકળો કરો."

પરિસ્થિતિ નવો ઘાટ લેતી હતી. હુરિયો સ્થંભી ગયો, ફટાણાં બંધ થયાં, બધાં દમ રોકી જોવા લાગ્યાં કે હવે શું થાય છે? સાહેબના હુકમનો તરત અમલ કરવા સિપાઈઓ પણ પટા તંગ કરી, કાયા ટટાર કરી, લાકડી આગળ કરી સાહેબને ઘેરી વળ્યા. પણ સાહેબનો હુકમ ન ધારેલો આવ્યોઃ

"તમે દૂર ઊભા રહો, અને સરકસના ખેલ કરૂં છું તે વગર પૈસે જુઓ."

ફોજદારે પગમાં સૂતેલા બે સ્વયંસેવકોને બાવડેથી પકડ્યા. એ બંનેના ચહેરા ખીલી નીકળ્યા. બહુ બહુ રાહ જોવડાવી ચંદ્ર ઊગે અને કમળફૂલ ખીલી ઊઠે, તેમ બંનેની આંખે પોતાની ડોકમાં પુષ્પોની માળા જોઈ, કાનમાં જયજયકારનો ધ્વનિ સાંભળ્યો, અને કપાળે વીરને વિદાય દેતી વનિતાનો તિલક કરતા કરનો કોમળ સ્પર્શ અનુભવ્યો. એ સુખદ સૌભાગ્યનું દિવા–સ્વપ્ન તેઓ જોવા લાગ્યા. તેમનાં અંગો પુલકિત થઈ ઊઠયાં, તેમનાં રોમે રોમ ખીલી ઊઠયાં.

પરંતુ અરેરે ! બંનેનું દિવા–સ્વપ્ન સત્ય ન હતું. તેના મૂળમાં ભ્રમ હતો. પ્રબોધચંદ્રે પકડેલાં તેમનાં બાવડાંમાં કળતર થવા લાગ્યું. તેમના પગ ધરતીથી અદ્ધર ઊંચકાયા. ફોજદાર સાહેબ વજન ઊંચકવાની કસરત કરતા હોય એમ આ બંનેને ઊંચકતા હતા,

ચક્કર ચક્કર ફેરવતા હતા, અને તેય જમીનથી અલ્લક દલ્લક રાખીને. પછી તેમણે બંનેને વારાફરતી ઊંચે ઉછાળ્યા અને ઝીલ્યા; સરકસનો ખેલાડી દડા ઉછાળે ને ઝીલે તેટલી આસાનીથી તેમણે માણસો ઉછાળ્યાં ને ઝીલ્યાં, જાણે કે કોઈ ભીમસેન વેંતિયાઓને ફંગોળી રહ્યો હોય !

પ્રેક્ષકવર્ગમાંથી સિપાઈઓએ સ્મિત કર્યું, સેવકોએ ક્ષોભ અનુભવ્યો, ને દુકાનદારો દિંગ થયા.

આ તમાસો જોઈ વેપારીમંડળના પ્રમુખ હરજીવન ડાપડીઆ આગળ આવ્યા. સ્વયંસેવકોના દુઃખિત ચહેરા જોઈ તેમને દયા આવી હશે.

“સાહેબ ! આ શી છોકરવાદી માંડી ? પકડો લોને એમને એટલે પંચાત પતે.”

“પકડું ? અને તે આ મગતરાંઓને, બિચારાં બે પૈનાં પ્યાદાંને?”

“તો લો હું, રાજા કહો તો રાજા ને વજીર કહો તો વજીર, સામે આવ્યો, પકડો મને.” પ્રસાદ છાતી કાઢી ફોજદાર પાસે ઊભો રહ્યો.

પ્રબોધે પ્રસાદ તરફ જોયું. જુના મિત્રને ફોજદારે નખથી શિખા લગી અવલોક્યો. એ કાર્ય કરતી નજર જાણે કે હૃદય સોંસરી ઊતરી અંતરના ઓરડા અવલોકતી હોય એટલી વેધક હતી. તેમણે અંદરના ઊંડાણનો તાગ મેળવ્યો, અંગેઅંગમાંથી ઉપહાસનું ઈંગિત વ્યક્ત થયું:

“તમે રાજા ને વજીર ? કદી નહિ !”

“તો બીજું કોણ છે ?”

“જે તમારે માથે બેઠો છે તે તમારો બાપ.”

“પ્રબોધચંદ્ર ! અસભ્ય ન થાઓ ! બાકી અમારે માથે તો બેજ મુરબ્બી છે : એક પૂ. બાપુજી, અને બીજા પૂ. દાદુજી. પણ એ બંને તો અત્યારે તમારા મહેમાન છે.”

"ખરી વાત. પણ પેલો કાગદેવ ફૂટી નીકળ્યો છે ને? ખરો આગેવાન તો તે છે. પકડવો તો અમારે તેને છે, બાકી તમને શોભાના પૂતળાને પકડીને મારે સસ્તી મોટાઇ નથી આપવી."

"અમે શોભાનાં પૂતળાં તો પછી આ હિજરત કોણે કરાવી? પત્રિકા કોણે કાઢી? પિકેટીંગ કોણે ગોઠવ્યું?" પ્રસાદ અપમાનિત અને ઉત્તેજિત થઈ ઉચ્ચ સ્વરે બોલતો હતો.

"તમે હિજરત નથી કરાવી, એ તો પ્રજાએ આપકુદરતે કરી છે, અને તે અત્યારે ટકી રહી છે તે પેલા કાગદેવના કારણે. તમે પત્રિકા કાઢો છો પણ તે તો અમારે ઘેર પસ્તી થવા માટે. તમારી કઇ પત્રિકા ગામડે પહોંચી છે? હા, જે પહોંચી છે તે તમારા નામે લખાએલી અને વહેંચાએલી છે છતાં તમારી નથી. અને આ પિકેટીંગ! એ તો એનું ફારસ છે, લોકોને આનંદ આપનારૂં વગર દામનું નાટક છે. તમારી ચોકીએ કેટલી દુકાનેથી પરદેશી કાપડની હોળી થઈ? અહીં પણ જે કંઈ અસર પડી છે તે એ વનવાસી કાગદેવની જાસાચિઠ્ઠીની છે."

આ ભાષણ સાંભળી પ્રસાદ ઠંડો પડી ગયો. સર્વે સેવકો વચ્ચે, સેવિકાઓ વચ્ચે, નગરજન વચ્ચે તેનો પરાજય થયો. તે ખસિયાણો પડી પાછળ હઠી ગયો. આ પ્રબોધચંદ્રને વધુ ન છેડવામાંજ મજા છે એમ તે સમજી ગયો.

તેણે પાછાં પગલાં ભર્યાં કે સિપાઇઓએ તાળી પાડી. દુકાનદારો પણ જરા ખુશ થયા. આજ કેટલાય દિવસથી પ્રસાદ અને તેના સેવકો તેમને ને તેમના ઘરાકને પજવતા હતા. એમને આજે ઠીક સજા થઇ. વગર કેસે ને કચેરીએ બરાબર શિક્ષા થઈ.

પોતાના સરદાર ખસી ગયા એટલે બિચારા સ્વયંસેવકોનું શું ગજું કે ઊભા રહે? દડા પેઠે ઉછળવા ને ઝીલાવા? સર્વેના હાસ્યનું કારણ બનવા જેટલી નિક્કર તેઓમાં ન હતી.

પ્રબોધચંદ્રનો માર્ગ મોકળો થયો. તે એક દુકાનમાં ચડી ખરીદી કરવા લાગ્યો.



## ્કરણુ ૩૪ . . . . સાવિત્રી પકડાઈ



પ્રસાદે પાછળ જઈ જોયું કે સાવિત્રી રડે છે. તેની ખમાંથી દડ દડ આંસુ દડે છે. તે બોલતી નથી પણ તેનું મૂરું હજાર જીભે બોલી રહ્યું છે. એના એક એક આંસુએ અંતરની શાનું એક એક પાનું પ્રગટે છે, અને જે પાનાં પ્રગટતાં નથી તે ાર આવતાં અવરુદ્ધ થવાથી અંતરને વલોવી રહ્યાં છે. તેથીજ તેના હોઠ જોસપૂર્વક બીડાય છે, તેના કપાળે વેદનાની રેખાઓના ળીયા પડે છે. એના ગળે ડૂસકાં છે, છાતીએ ડૂમો છે અને માં શૂળ ઊપડયું હશે કે શારડી ફરતી હશે તે તો વર્તાતું ન હતું, ં આખા અંગને અંઘોળ કરાવતો પરસેવો કહેતો હતો કે શરીર ક્ષોભ વચ્ચે તુમુલ યુદ્ધ ચાલી રહ્યું છે.

"સાવિત્રી બહેન! અપમાનિત તો હું થયો છું, તેમાં તમે ારે આટલાં બધાં લેવાઈ ગયાં?"

પોતાનાં માનાપમાન સાવિત્રીને હર્ષિત કે દુઃખિત કરી શકે એવા સંભવની કલ્પના પ્રસાદે કરી ખરી, પરંતુ તે વધારે પડતી . પ્રસાદ માનતો હતો એટલી આત્મીયતા કે ઘનિષ્ટતા બંને ન હતાં. હા, સહવાસ તો દીર્ઘ હતો પરંતુ સમાનાંતરે જતી ીટીઓ સદાય નિકટવર્તી છતાં પ્રથમ હોય છે તેથી વધુ ીક આવતી નથી. ભૂમિતિનો એ નિયમ જીવનને પણ લાગુ છે તે પ્રસાદ સમજી શકતો ન હતો. એ ભીતરનાં ઊંડાણુ શકતો ન હતો, એ એક રીતે સારૂં હતું. નહિતો એ જ્યારે ત કે દૂર દૂર સરી જવા છતાં પ્રબોધચંદ્ર સાવિત્રીના હૃદયથી નથી ગયો, બલ્કે નિકટ ગયો છે, ત્યારે ખૂબ આઘાત પામત.

"હું તમારા અપમાનને રડતી નથી."

"તો શું એ દેશદ્રોહીના નામે ખરખરો કરો છો?" જરાક હસીને પ્રસાદે મહોં મચકોડયું.

"હું આપણી અશક્તિ પર આંસુ સારૂં છું."

"કઇ અશક્તિ?"

"આપણે નથી કાપડીઆઓને સમજાવી શકતાં કે નથી ખરીદનારને. એ અશક્તિ મને શરીરમાં ગરકી ગયેલા કાંટાની પેઠે સાલે છે."

"પરંતુ એ નથી થતું એમાં આપણો વાંક નથી."

"તો કોનો?"

"પહેલા નંબરે વેપારીઓનો અને મૂરખ લોકોનો તથા બીજા નંબરે એ દેશદ્રોહી ફોજદારનો."

"એનો શો વાંક? એ તો ઉલ્ટા સભ્યતા છોડતા નથી, ચોકીના કામમાં દખલગીરી કરતા નથી."

"એ દખલગીરી કરતા નથી એજ મોટી દખલગીરી છે. એ જો પકડાપકડી કરેને તો એક કલાકમાં એક મહિનાનું કામ થઈ જાય. ધરપકડ થતાંજ દુકાનો ટપોટપ બંધ થશે અને પકડાએલાને સજા થશે કે તેજ વખતે પરદેશી કાપડની ગાંસડીઓ પર સીલ પડશે. પણ એ પ્રબોધચંદ્ર આડાઇ અને વાયડાઇ છોડે ત્યારેને!"

"પરંતુ એવી ઉશ્કેરણી અને ઉત્તેજનામાં બંધ પડેલો વેપાર કેટલા દિવસ બંધ રહેશે? એ રસ્તે એક વાર આખાં બજારનાં બજાર બંધ પડયાંજ હતાં તો. પણ આજે એમાંનું એકે બંધ છે? પૂ. બાપુજી પકડાએલા ત્યારે આવેશમાં ને આવેશમાં લીધેલી પ્રતિજ્ઞા આજે કેટલાએ પાળી છે? એટલે એ રસ્તો સાચો નથી."

"તો સાચો રસ્તો કયો? કામદેવનો? દમદાટીનો? જાસાનો?"

"ના, તેય સાચો નથી. સાચો રસ્તો અંતરમાંના પ્રકાશનો છે. વેપારીઓ અને ખરીદદારો પાસે આપણે જે કરાવવા માગીએ

છીએ તે એમના અંતરમાંથી ઊગવું જોઈએ. પોતાનો ધર્મ સમજીને એમણે એ કરવું જોઈએ."

"પણ એ કરાવવાનો માર્ગ ?" પ્રસાદના શબ્દોમાં ચીડનો ભાવ પ્રગટ્યો.

"માર્ગ તો આજ. શાંત ચોકી અને અખંડ તપસ્યા."

"એ તો આ સ્વયંસેવકો કરી કરી થાકી ગયા. હવે તમારા ભાગનું બાકી હોય તો જાઓ કરો પ્રયોગ." પ્રસાદ ફરી હવેલીનો દાદર ચડ્યો અને સાવિત્રી સેવકોની મોખરે જઈ ઊભી.

સફેદ સાડીમાં ગૌરદેહા સાવિત્રી કોઈ તાપસી જેવી લાગતી હતી. અશ્રુ–સ્નાપિત મુખમંડલ અને પ્રસ્વેદ–પ્લાવિત શરીરમાંથી એક એવી સુગંધ પ્રગટતી હતી કે જે નદીએ નાહી મંદિર જતી સાધ્વીની આસપાસ હોય છે. સાવિત્રીને પહેલી હરોળમાં જોઈ જાણે એનીજ રાહ જોઈ રહ્યો હોય, એમ પ્રબોધચંદ્ર દુકાનેથી નીચે ઊતર્યો.

પગમાં ચમચમતા જોડા, હાથમાં ગૂંછળું વળતો ને સીધો થતો એવો નાચી રહેલો સટકો, પગે સુરવાલ તથા શરીરે બદન સાથે ચુસ્ત બેસતો અડધો કોટ અને માથે લશ્કરી ટોપી. એ પોશાકમાં સજ્જ થયેલો પ્રબોધચંદ્ર દેખાતો હતો કોઈ લશ્કરી અમલદાર સરખો. સ્વસ્થ અને સુંદર અને શક્તિવંત શરીર, વત્તા અમલદારી રુઆબ, એક એવો પ્રતાપ ખડો કરતાં હતાં કે તેની સામે સામાન્ય માણસ શેહ ખાઈ જાય.

પરંતુ સાવિત્રી સામાન્ય ન હતી. તે શેહ ન પામી. તે અમલદારની આડે ઊભી રહી.

"નહિ જવાય."

"તે તો હવે તરતજ સમજાશે."

"જવું હોય તો મને ધક્કો મારીને જાવ, ગબડાવી પાડી પેટ પર પાટુ મૂકી ચાલી જાવ."

"એમાં નવું શું કહો છો? એવું તો હમણાં બે સ્વયંસેવકો પણ બોલતા હતા."

"તે હું જાણું છું."

"તો તેમનો પાઠ ભજવવા તૈયાર થાવ."

"હું તો તૈયાર છું જ, તમે તમારે કરો શરૂઆત. તમે નહિ કરો તો બીજું કોણ મારી ફજેતી કરવાનું છે? પણ તમે એટલા બધા નફ્ફટ અને નપાવટ થયા છો?"

"તેની ખબર નથી?" પ્રબોધચંદ્ર નફ્ફટ વિશેષણને યોગ્ય છું એવું દર્શાવવાજ જાણે હસવા લાગ્યો.

"હસો નહિ, સારા નથી દેખાતા."

"તો શું રડું?"

"રડનારની સિકલ જુદી હોય. આંસુ તો આત્માનાં અંશ. તમને તે છે?"

"તમને તો છે ને?"

"હોય કે નહિ હોય તે તમને નહિ દેખાય."

"આત્મા ભલે નહિ દેખાય, પણ આત્માના અંશ–આંસુ તો દેખાવાં જોઇએને? ક્યાં છે?"

"જે રડી શકતો નથી તે રડનારનું રુદન ઓળખી શકતો નથી. બાકી મારું તો રૂંવેરૂંવું રડે છે."

"ઓ બાપ! તો તો હું તણાઈ જઈશ." પ્રબોધચંદ્ર બે ડગ પાછળ હઠી ગયો.

"હજી મશ્કરી?"

"તો બીજું શું કરું? સોટી ચલાવું?"

"સોટી ખાવાનાં સદ્‌ભાગ્ય ક્યાંથી?"

"ના, ના, તો હું તમને ગિરફતાર કરીશ."

"તમારી જેલમાં જગ્યા છે ખરી?"

"બહુયે છે, આખું હિંદુસ્તાન સમાઈ જાય તેટલી છે."

"તો પછી કોઇને પકડતા કેમ નથી?"

"બધામાં પકડાવાની પાત્રતા નથી હોતી. બાકી ખોટો જશ અને સસ્તી વાહવાહ ખાટવા તો બધા કહે છે કે મને પકડો."

"તમને લાગે છે કે હું પણ એમાંની એક છું?"

"નથી, અને તેથી જ મારે મારો નિયમ તોડી તમને પકડવાં પડશે."

અને સાવિત્રીદેવી ગિરફતાર થયાં. બજાર ગાંધીજીની અને સાવિત્રીદેવીની જયથી ગાજી રહ્યું. ટપોટપ દુકાનો બંધ થઈ ગઈ. વાના વેગે વાત પ્રસરી. ટોળેટોળાં બજાર તરફ ઊપડયાં. ચકલે ચકલેથી સરઘસ શરૂ થયાં. વિરાટ માનવમેદની કેદી અને દારોગાને ઘેરી લેશે કે શું? જીવતા જીવોનો અભેદ્ય કોટ રચાઈ જશે કે શું?

ફોજદારે કેદીને જલદી જલદી મોટરમાં બેસી જવા કહ્યું. પોતે જાતે હાંકવા બેઠો અને કેદીને સાવિત્રીને પડખે બેસાડી જેથી તેના પર ચોકી રાખી શકાય.

પ્રસાદને એ ન રુચ્યું. તેણે વાંધો લીધો. તે સાવિત્રીને વિદાયનો હાર પહેરાવવા આવ્યો હતો, તે કામ ભૂલી તે વાદવિવાદમાં પડ્યો.

"પ્રબોધચંદ્ર! સ્ત્રી કેદીને આવી રીતે એકલાં નહિ લઈ જવાય!"

"તમારે અંગરક્ષક થઇને આવવું છે?"

"તે માટે તો તમે કયાં લઇ જાઓ એમ છો? પણ કેદીને પાછલી બેઠક પર બેસાડો."

"પરંતુ ત્યાંથી કેદી કૂદી પડે કે આપઘાત કરે તેને માટે જવાબદાર કોણ?"

"તો સાથે પહેરેગીર રાખો."

"સામાન્ય પહેરેગીરોનો વિશ્વાસ પડે છે પણ મારો નથી પડતો, ખરું? હું શું તમારાં સાવિત્રીબહેનને ભક્ષી જઇશ?"

અત્યારસુધી સાવિત્રી ચૂપ બેઠી હતી. તેને પ્રથમથી જ આ વિવાદ વ્યર્થ લાગ્યો હતો. પરંતુ હવે તે એક એવી સીમાને

અડક્યો હતો કે ત્યાંથી આગળ જતાં તે અસભ્યતામાં સરી પડે, તેથી તે બોલી:

"પ્રસાદભાઈ! જવા દોને રકઝક! હું કંઈ નાની કીકલી નથી અગર જીવ વગરની ઢીંગલી નથી કે મારા માટે આટલી કાળજી રાખવી પડે. પ્રબોધચંદ્ર ગમે એટલા પડયા હશે પણ હજુ સજ્જનતા અને શિષ્ટતામાંથી સરી નથી ગયા. માટે અમંગલ શંકા ન કરો. એવા વહેમથી જેટલું એમનું અપમાન થાય છે તેટલુંજ મારૂં પણ થાય છે."

છતાં પ્રસાદે હઠ લીધી: "મોટર નહિ જવા દઈએ." તેણે સ્વયંસેવકોને આડા સૂવા ઈશારો કર્યો, તે જોઈ પ્રબોધચંદ્રની આંખમાં તેજ આવ્યું. તે ઉચ્ચ સ્વરે બોલ્યો:

"આવો, કોને શહીદ થવું છે?" એટલું કહી તેણે મોટર ચલાવી.

મોટર ચાલી ગઈ. સાચા શહીદ થવાની તાલાવેલી કોઈને ન હતી. શહીદ થવાની ધમકને તેઓ વટાવી ખાવા માગતા હતા, પણ પ્રબોધચંદ્ર સરખા ચાલાક પારખ આગળ દોદરા રૂપીઆ પકડાઈ ગયા.

મોટર ચાલી ગઈ, પાછળ પ્રસાદ માટે ધુમાડો ને ધૂળ મૂકતી ગઈ.



## પ્રકરણ ૩૫ . . વગર પગારનો ફોજદાર



આજે પ્રબોધચંદ્ર પર એક નનામો પત્ર આવ્યો હતો. એમાં ચાવડ આવ્યા હતા કે 'સત્યાગ્રહનું સરવૈયું' નામની પુસ્તિકાનું એક પાર્સલ હિજરતીઓમાં વહેંચાવા સ્ટેશને ઊતરવાનું છે. ઘણું કરીને કામદેવ જાતેજ એ લાવશે, અને તે બપોરની ગાડીમાં.

પત્ર નનામો હતો. કોઇએ પોલિસને ફોગટની દોડાદોડ કરાવવા તો નહિ લખ્યો હોય ? એ પુસ્તિકાઓ આવવાની છે એની ખબર હોય જાસૂસીખાતાને કે હોય છાવણીવાળાને. પહેલા ખાતાને તો એની માહિતી આ પત્રે આપી, ત્યારે શું બીજાઓમાંથી કોઇએ આ કામ કર્યું હશે ? આશ્રમવાળાઓ આવું કામ કરે ? પોતાનાજ મોટા માણસ પર પોતે રેપુ બને ? એ લોકોમાંથી કોઇને શું એ પરદેશી, ગુપ્તવાસી કાગદેવની ઇર્ષા થતી હશે ? તે પકડાઇ જાય તેમાં પ્રબોધચંદ્ર રાજી હોય, આખું સરકારી ખાતું રાજી હોય એ સમજી શકાય, પણ કોઇ મહાસભાવાદી પણ તેમાં રાજી હોય એ તો નવાઇની વાત ! ઘડીભર પ્રબોધચંદ્રને શંકા આવી. જીલ્લા કે પ્રાંતના અમલદારોએ મહાસભાની છાવણીમાં તાલુકાના કર્મચારીઓથી પણ છૂપો એવો કોઈ જાસૂસ મૂકયો હશે ? એ કોણ હશે ? એનાથી સાવધ રહેવું જોઇએ. શી ખબર કયારે એ તાલુકાના અમલદાર વિરૂદ્ધ ઉપરવાળાને પત્ર લખે ?

એ ગમે તે હશે, તેની વાત પછી, પણ અત્યારે તો આ એક ખબર મળી હતી તેનો લાભ લેવો હતો, અને ઇશ્વર જો પાધરો ઊતરે તો કાગદેવને પકડવો હતો. તે લાવ લશ્કર લઇને જાય તો તો કાગદેવ ચેતી જાય, પંખી જાળમાં પડયા પહેલાં ઊડી જાય, તેથી તેણે એકલે હાથે જ સાહસ કરવાનું નક્કી કર્યું. તે સાદા પોશાકમાં દશ બાર સ્ટેશન આગળ પહોંચી ગયો. ત્યાંથી ગાડીમાં બેસી સામાન્ય ઊતારૂ પેઠે તે વર્તવાનો હતો, અને કાગદેવ જેવું જે કોઈ જણાય તેને કાંડીપોરના સ્ટેશને પકડાવવાનો હતો. એ કામ માટે તે જમાદારને વખતસર સ્ટેશન પર આવી રહેવા કહી ગયો હતો.

ઘરડા મજલીમિયાંને બપોરે સ્ટેશન પર આવવું બહુ વસમું લાગ્યું. આજ બે દિવસથી હિમાળુ વાયરો શરૂ થયો હતો, તેમાં અધૂરામાં પૂરૂં વાદળ થયું હતું. આકાશનેય ખૂબ ટાઢ વાતી હશે તેથી કદાચ વાદળની ઓથ રચી સૂરજની સગડીનો બધો તાપ તેણે પોતા તરફ વાળી

લીધો હશે. મિયાંના હાડેહાડમાં ને દાઢીના વાળેવાળમાં ઠંડી પેસી ગઇ હતી. છતાં ફરજ; તે પર હાજર થવું પડે. તેમાંય આ તો લડાઇના દિવસ; એમાં એક જ ગફલત કરી તો બધો રંગ બદલાઈ જાય. એક દિવસનો આરામ મહિના બે મહિનાનો વધુ શ્રમ ઊભો કરે.

તેથી મજલીમિયાં સ્ટેશને આવ્યા હતા. અમલદારી પોશાક ઉપર એક લાંબો ગરમ કોટ પહેરીને આવ્યા હતા. તેણે મન જોડે બાંધછોડ કરી હતી: ભલે આટઆટલી આપદા ભોગવી તો હવે આ એક વધુ; આજે તો એ કિમિયાગર કામદેવ પકડાવાનોજ છે, એટલે પછી તો આપોઆપ અડધું કામ ઘટી જશે. એ સેતાન, એ કાફર પકડાય તો પછી આ પ્રસાદ વગેરેને ઠેકાણે રાખવા એ તો રમત વાત છે.

જમાદાર પ્રસાદ વિષે વિચારતા હશે એ વખતે તે પણ પ્લેટફોર્મમાં પ્રવેશતો હતો. એને જોઇ મજલીમિયાંને ચીઢ ચડી. આ વળી શામાટે ફૂટી નીકળ્યો? પુસ્તિકા લેવા આવ્યો હશે?

"કેમ? તમે?"

"મુંબઇથી ફ્રુટનો કરંડિયો આવવાનો છે."

"એમ! તે તો જોયું જશે. ફ્રુટ ભેગાં ભેગાં બીજું તો કંઈ આવવાનું નથી ને? જોજો, આજે ચાલાકી કરવા જશો તો છાવણીએ જવા નહિ પામો."

"તમારા મ્હોંમાં સાકર, મિયાંસાહેબ! બંદો પકડાવા તૈયાર છે. પણ તમારામાં અમને પકડવાની જિક્કર જ ક્યાં છે? આ સાવિત્રીબહેનને મોટી ઉજમે લઈ ગયા હતા તે બે દિવસ તો રખાયાં નહિ. બાકી કરંડિયામાં કંઇક છાનુંછપનું આવવાની શંકા રાખતા હો તો તે અસ્થાને છે. અમે સત્યાગ્રહી જે કંઈ કરીએ તે ખુલ્લંખુલ્લા, છતાં વહેમ પડે તો કરંડિયો તળેઉપર કરી જોજો."

"તે તો કરીશું જ તો. પણ હં! કુટ કોણે મોકલાવ્યાં છે?
"શેઠ ગુણોત્તમદાસે."
"એમ!"
"પણ જમાદાર સાહેબ? તમે આટલી ઠંડીમાં કેમ આવ્યા છો?"
"તમારા લોકનીજ મહેરબાનીથી તો."
"અમારી મહેરબાની! અમે તમારું શું બગાડ્યું?"
"નારે ભાઈ, કંઈ બગાડ્યું નથી. અમને સુખે ખાવા વારો નથી રહ્યો, નિરાંતે ઊંઘવા વખત નથી રહ્યો, બે ઘડી પગ વાળી બેસવાનો જંપ નથી રહ્યો, એ કંઈ બગાડ્યું કહેવાય?"
"તમને ઘડીનીય ફુરસદ નથી તે તમારી વધારે પડતી દોડાદોડીને આભારી છે. અમારી પેઠે ધીરજથી ને શાંતિથી કામ લેતા હો તો?"
"પેલો તમારો કાકો ધીરજ રાખવા દે તો ને!"
"તે આજનું આ શુભાગમન પણ એ કાકાના સ્વાગત માટે છે કે શું?"
"તે કહેવું પડશે? બાકી તમારા જેવા માટે તો હું આવા પવનમાં ઘર બહાર ડોકું ન કાઢું."
"ભલે. પણ તમને ઘરડાને ફરજ પર મોકલ્યા છે અને એ બે આખલાનો ખોરાક થાય તેવા ફોજદાર સાહેબ ક્યાં ગયા?"
"તે ક્યાં ગયા કે ક્યાં ન ગયા તેનો હિસાબ આપવા બંધાએલો નથી. તમારો ખાદીવાળાઓનો શો ભરોસો? તમેય એ કાગદેવના જોડીદાર નહિ હો એની શી ખાતરી?"
"કાગદેવનો હું જોડીદાર! શું બોલ્યા આ જમાદાર સાહેબ? હું કાગદેવનો સાથી થાઉં તે પહેલાં હું આપઘાત કરીશ. હું તો સત્યાગ્રહી અને એ છે અસત્યાગ્રહી. અમારી વચ્ચે તો આભ-ધરતીનું અંતર."

"હશે, પણ દશે દિશાના કુંડાળે એ બે છે તો એકજ."

"વિશ્વાસ નથી પડતો એટલે શું કહું? બાકી હું કહો તેના સોગન ખાઉં, મારૂં ચાલે તો હું એને પહેલી જ પળે પકડાવી દઉં."

"ઓહ! આ તો નવું સાંભળું છું! તમને એ ક્યાં નડ્યો? એ બિચારો તો તમારી ચળવળ માટે મરી ફીટે છે. જો કે અમારો એ દુશ્મન છે પણ તે દાનો દુશ્મન છે. બિચારા એને વનવાસ અને ગુપ્તવાસમાં કેટલું કષ્ટ પડતું હશે? અમે એને પકડીશું, સજા કરાવીશું એ બધું કબૂલ, પણ તેથી તેનું મૂલ્ય ઓછું આંકતા નથી, તેની કદર ઓછી કરતા નથી. હું જો તમારો ગાંધી હોઉં તો સ્વરાજ મળે ત્યારે એને માનચાંદ અપાવું. એના જોરે તો તમારી લડાઈ ટકી રહી છે."

"અરે જમાદાર સાહેબ, તમે તમારા વિરોધીને પકડવા આવ્યા છો કે મળતિયાને મેળાવડામાં લઈ જવા?"

"તે તો એ બચ્ચો એક વાર હાથમાં આવે તો ખબર પડે."

ગાડી આવી. અંદરથી સાદા પોશાકમાં પ્રબોધ પણ ઊતર્યો. ઊતરતાં વેંત તેણે પ્રસાદનાં દર્શન કર્યાં. એ દર્શન તેને રૂચિકર ન જણાયાં. તે જો શિષ્ટતા છોડી સામાન્ય માણસ પેઠે બોલી શકત તો જમાદારને કહેત: "મજલીમિયાં, મહૂરતમાંજ આ અદેખાને ક્યાં આગળ કર્યો? આજે કામ ફતેહ નહિ થાય."

પ્રબોધચંદ્રને કાગદેવનો પત્તો નહોતો લાગ્યો. એક વાર અલપઝલપ એના જેવા એક લંગડાને તેણે જોયો હતો ખરો, પણ પછી તે પાછો નજરમાં ન આવ્યો. કદાચ તે આ સ્ટેશને પુસ્તિકાઓ પહોંચાડવા ઊતરશે એમ માની ઊતરતાં વેંત ફોજદારે મિયાંને પ્લેટફોર્મ સંભાળવાનું કહ્યું અને પછી તે ગાડીની બીજી બાજુ ઊતરી પડ્યો, રખેને એ બાજુ સુની જોઈ કોઈ છટકી જાય.

પાંચ મિનિટમાં ગાડી ઊપડી ગઇ. ફોજદાર અને જમાદારની દોડાદોડી કારગત ન આવી. તેમને ન તો કાગદેવનો પત્તો મળ્યો કે ન તો 'સત્યાગ્રહના સરવૈયા' ની પોટલી.

પરંતુ પ્રસાદ અત્યાર લગી ચૂપ ન હતો. તે સવાઇ સિપાઇ-ગીરી કરતો હતો. લાગ આવે તો કાગદેવને કારાવાસી કરાવવા તે ઉત્સુક હતો. તાલુકાની પ્રજાનો તે અત્યારે સાચો આગેવાન થઈ પડયો હતો. પ્રજાને તેણે વશ કરી લીધી હતી. પોતાનું પ્રમુખપદ કેવળ નામનુંજ અને પ્રબોધચંદ્ર મશ્કરીમાં કહે છે તેમ 'શોભાના પૂતળા' નુંજ રહ્યું હતું, તેથી તેણે એક બાહોશ જાસૂસની અદાથી દરેક ઊતારૂ પર નજર રાખી. તેની એ બાજદષ્ટિ છેવટે એક શિકાર પર ઠરી. કદાચ ચકલી સામે ચાલીને બાજના પંજામાં પડી.

એક ભોળોભાળો વાણોતર ખાદીનું એક બંડલ લઇ તેની પાસે આવ્યો.

"ભાઈછાબ. તમે છાવણીવારા છેવ હું?"

"હા."

"તે તમે તાંના પરછાદભાઇને ઓરખો ખરા?"

"હા."

"તો એક કામ કરહો?"

"બોલો."

"આ બંડલ તેને પોંચાડવાનું છે."

"શું છે એમાં?"

"તેની ખબર નીં મરે."

"કોણે આપ્યું છે?"

"ઉંદરવાડા ટેશને એક લંગડો માણહ આપી ગેયલો."

"લંગડો માણુસ?"

પ્રસાદને વહેમ આવ્યો: એ પેલો કાગદેવ તો નહિ હોય? અને આ બંડલમાં પેલી પુસ્તિકાઓ નહિ હોય? વળી તેણે સાંભળ્યું હતું

કે એ કાગદેવ વેશપલટામાં પાકો ઉસ્તાદ છે; ભલાભલા બહુરૂપીને પાણી ભરાવે. તો આ ભોળોભાલો લાગતો વાણોતર પોતેજ તો તે કપટવેશી કાગદેવ નહિ હોય ?

બસ, તરતજ તે એ વાણોતરને ફોજદાર પાસે તેડી ગયો.

"ચાલ, તને એવા માણસ પાસે લઇ જાઉં કે જે આ સંપેતરૂં બરાબર પહોંચાડશે."

ફોજદાર અને જમાદારને જોતાં વેંત ગરીબડો વાણોતર ધ્રૂજવા લાગ્યો. તેણે પ્રસાદ તરફ ફરિયાદીની નજરે જોયું. એ નજરમાં "બાઇછાબ! તમને ગાંધીવારા જાણી વિછવાછ કપરો તે આટલા હારૂ ? તમે તો મને વાઘની બોડમાં ઘહડી લાયવા" એવો અર્થ હતો.

એ મૂગા ઠપકાની પ્રસાદે પરવા ન કરી. જરૂર આજે કાગદેવનો કોયડો ઉકલી જવાનો એ કલ્પનાથી તેને ગલગલિયાં થતાં હતાં.

"પ્રબોધચંદ્ર !" તેણે નિરાશ વદને ઊભેલા ફોજદારને ઉત્સાહભેર બૂમ પાડી.

"શું છે? શીદને માથું પકવો છે ?" કાગદેવથી શિકસ્ત પામનાથી ચડેલો કાળ તેણે પ્રસાદ ઉપર ઉતાર્યો.

"તમે ફોજદાર થવા લાયક નથી !"

"એમ ! તો તમે બહુ લાયક હો તો લઇ લોને મારી જગ્યા ! લો આ પટો." પ્રબોધચંદ્રે કમરબંધ છોડવા માંડ્યો.

"તમારો પટો તમનેજ મુબારક."

"તો પછી જાવ સીધા સીધા, અને નિરાંતે ફળફળાદિ આરોગો. અમારા કામમાં માથું ન મારો."

"મુંબઇના શેઠીઆએ ભાવથી લીલો મેવો મોકલ્યો છે તે ખાઇશું જ તો. તમને અદેખાઈ આવતી હશે ! પણ હવે જવા દો એ વાત. જુઓ, હું કોને પકડી લાવ્યો છું ?"

"જાણું છું કે તમે કોને પકડી લાવ્યા છો. તમે એમ માનો છો કે એ મારી નજર બહાર છે? ઉંદરવાડાથી એ મારી આંખ તળે છે."

"એ તો હવે તો એમ કહેશોજ તો. કાગદેવને પકડી લાવ્યો હું ને જશ ખાટવો છે તમારે."

"ના સાહેબ! ઊં' કાગદેવ નીં મરે. ઊં' તો એક ગરીબડો વાણોતર છેમ." પ્રસાદે જેને પકડી આણ્યો હતો તે કરગરતો બોલ્યો.

"હું જાણું છું ભાઈ, તું ગભરા ના." ફોજદારે આશ્વાસન આપ્યું.

"જોજો, પ્રબોધચંદ્ર! પછી કહેશો ચેતવ્યા નહિ. એ કાગદેવ તો જબરો ઠગ છે. એના કાલાવાલા તરફ જોવા જશો તો હાથમાં આવેલો શત્રુ ગુમાવી બેસશો,"

"ભાઈ, કોણ છેવ તમે? ખાદી હું કવા પે'રતા છેવ? બિચારી ડોટી લજવાઈ મરતી ઓહે. તમે તો છપાઇના હો છપાઈ દેહું." ફોજદારથી આશ્વસ્ત થયેલા વાણોતરે પ્રસાદ પર રોષ ઠાલવ્યો.

"પ્રસાદભાઇ! આ ગંડુ રાજાનો મુલક નથી, સમજ્યા?" પ્રબોધચંદ્રે હસતાં હસતાં કહ્યું.

"અહીં એને શામાટે યાદ કર્યો?"

"કાગદેવ ન જડ્યો એટલે તમે મને ગમે તેને કાગદેવ ઠોકી બેસાડી પકડવા કહો છો ત્યારે એ યાદ ન આવે?"

"ત્યારે શું આ કાગદેવ નથી?"

"ના."

"વગર તપાસ કર્યેજ ના?"

"એમાં શી તપાસ કરવાની છે? એની પાસેના બંડલમાં પુસ્તિકાઓ છે તે હું જાણું છું."

" કેવી રીતે જાણ્યું ? "

" એ ભોળા માણસને ખબર ન હતી કે એ ગેરકાયદેસર સાહિત્ય છે. તેથી ગાડીમાં બેઠો બેઠો એ વાંચતો હતો. "

" તો પછી તમે એને પકડ્યો કેમ નહિ ? "

" મારે જોવું હતું કે એ બંડલ કોને આપે છે ? "

" એમ ! તો તો ડાહ્યા માણસ થઈને એ પોટલું મેં લીધું હોત તો હુંજ સપડાઈ જાત. "

" જરૂર, અને તમારા ન્યાયે ત્યારે તમેજ કાગદેવ ઠરત. "

" તો તો હું બચી ગયો. "

" ખરી વાત. "

" પણ ભાઈછાબ, અ'વે મને જવા દેવ. મને મોળું થતું છે. મારો દેહ બીજવાહે અમથો. "

" તમે તમારે જાવ. એ પોટલું જમાદાર સાહેબને આપતા જાવ. "

" જી. "

વાણોતર, જમાદાર અને ફોજદાર પોતપોતાના માર્ગે રવાના થયા. તેમને જતા જોઈ પ્રસાદે બૂમ પાડી:

" જમાદાર સાહેબ ! મારા કરંડિયાની ઝડતી નથી લેવી ? "

" ના, કરંડિયામાં કેરીને બદલે પત્રિકાઓ મંગાવવાની તમારામાં હિંમત છેજ ક્યાં ? હવે જાવ ઘરભેગા થાવ. લીલો મેવો ખાવા બિચારી જીભને ચળ આવતી હશે, તેને ટાઢી પાડો. "

પછી પ્રસાદ તરફ તુચ્છકારનું હાસ્ય હસતો ફોજદાર ચાલ્યો ગયો.



## પ્રકરણુ ૩૬ . . . . . કોણુ જીત્યું ?



કાગદેવ પકડાયો નહિ છતાં એક વાતનો પ્રસાદને સંતોષ હતો. એણે આજે પુસ્તિકાઓ વહેંચાશે એવું કહેવડાવ્યું હતું, એ તો ન બન્યું ને? પ્રસાદે આજેજ એની સામે ખુલ્લો વિરોધ જાહેર કર્યો અને આજેજ તેને થોડોક વિજય તો મળ્યો પણ ખરો. શરૂઆત શુભ અને શીઘ્ર છે તો છેવટ પણ સારૂં ને શીઘ્ર આવશે; એ કાગદેવને પોતે બતાવી આપશે કે એક પ્રસાદ હતો, પ્રબોધચંદ્ર સમો પાજી નહિ પણ એક સમોવડ સામાવાળિયો હતો.

તે આમ મલકાતો હતો ત્યાં સાવિત્રી આવી. તેમની પાસે પોતાની વડાઇ હાંકવાનો ઊભરો પ્રસાદ દબાવી ન શક્યો.

"તમે જાણ્યું ?"

"શું ?"

"કાગદેવનું ધાર્યું ન થયું. આજ પહેલીજ વાર તેના પાસા અવળા પડ્યા."

"એ તો પડે જ ને. તમારી સાથે સરસાઇ કરવી સહેલી છે?" લુચ્ચું હાસ્ય અને છૂપા કટાક્ષથી મિશ્રિત ભાવ અને સ્વર ધારણ કરી સાવિત્રી બોલતી હતી.

"મશ્કરી કરો છો?" સાવિત્રી તેનાં ગુણ ગાય એ પ્રસાદ પ્રથમ પળે માની ન શક્યો.

"ના, ના, મશ્કરી નથી કરતી." ઘણી વાર મશ્કરીના ઇન્કારમાં જ તેનો ગુપ્ત સ્વીકાર હોય છે. "તમારાં પરાક્રમ આગળ તો પ્રબોધચંદ્ર પણ ફીક્કો પડી ગયો."

"પગારખાઉનાં વળી પરાક્રમ! એ તો દેખાડો કરવાના ધખાડા માત્ર."

"સાચી વાત. તમારા જેવા વગર પગારના ચાકરો મળતા

નથી એટલેજ સરકાર પાછી પડે છે. તમારા જેવા થોડાકની ભરતી કરી આપોને સરકાર માબાપને! આભાર માનશે અને માગશો તો માનચાંદ આપશે."

"બસ, બધી વાતમાં મશ્કરી." પ્રસાદને સાવિત્રીના વ્યંગ વાકયોનો લક્ષ્યાર્થ હવે સમજાયો.

"ના, ના, એ મજાક નથી. હું પૂર્ણ ગંભીરતાથી કહું છું. પછી તમારે પકડાવા માટે પ્રબોધચંદ્રની ખુશામત નહિ કરવી પડે."

"હું નથી પકડાતો એ તમને ખૂંચે છે, પણ એમાં મારો અપરાધ છે ? હું તો અબઘડી જેલ જવા તૈયાર છું."

"ત્યાં આવી કમોસમની કેરી નહિ મળે."

"આપણામાં દૈવત હશે ને ભાવિકોમાં ભક્તિ હશે તો જેલમાં તો શું પણ ફાંસીના લાકડે ય મેવામીઠાઈ ચાલી આવશે અને નહિ આવશે તો સરકારને પૂરાં પાડવા પડશે."

"કેમ નહિ ? મોટા મહાત્મા ખરાને આપણે !"

"મહાત્મા હોઈએ કે ન હોઈએ પણ તેના ચેલા તો છીએ જ. માગ્યું નહિ મળે તો અપવાસ કરતા ક્યાં નથી આવડતા ? બે દિવસ નહિ ખાઈએ તો સરકાર બાઈબાપા કરતી થઈ જાય, અને પાણી માગીએ તો દૂધ આપવા આવે."

"પ્રબોધચંદ્રને આવી ખબર હશે તેથી જ તમને પકડતાં નથી. તમારા જેવા દેવને અટકમાં રાખી ગાંઠના પૈસે નૈવેદ્ય ધરાવવા પડે તે કરતાં ભલેને તમે બહાર રહેતા, લોકોના ખર્ચે મેવા–મિઠાઈ ખાતા અને વગર વેતને સરકારનું કામ કરતા."

"તે હું સરકારનું કામ કરૂં છું ?"

"તો કોનું ? કાગદેવને પકડાવવા બીડું ઉપાડયું છે તે કોનું કામ ?"

"આપણું–મહાસભાનું."

"મહાસભાનું ?"

"હા, એનું. એણે મહાસભાની બેઆબરૂ નથી કરી? સત્યાગ્રહને વગોવ્યો નથી? આપણા હાથમાંથી લડાઈના દોર ઝૂંટવી લીધા નથી?"

"આપણાં કાંડાં-બાવડાં દૂબળાં હોય, ગાડીને આપણે સલામત રાખી શકતા ન હોઈએ તો બીજો વધારે બળવાન હોય તે દોર ખુંચવી લે જ તો. એ કાગદેવ હજુ ભલો છે કે આપણા જેવાને ગાડીમાંથી ઊતારી નથી મૂકતો. હજુ તો તે આપણા નામે ગાડી હાંકે છે, જાત્રાનો જશ આપણને લેવા દે છે અને પોતે લે છે જોખમ."

"તમારા જેવાં હજારોનો સથ્વારો મળ્યો છે એટલે જ તો એ પરદેશી ફાવ્યો છે, પણ હવે હું કોઈની શરમ નથી રાખવાનો. સત્યાગ્રહના માર્ગમાંથી એ કાંટો દૂર કરીને જ હું જંપીશ."

"સત્યાગ્રહના કે તમારા અંગત માર્ગમાંથી?"

"સત્યાગ્રહ અને હું એકરૂપ છીએ. મારો માર્ગ તે તેનો માર્ગ અને તેનો માર્ગ તે મારો."

"એમ! ત્યારે તો એ કાંટો મનેય બતાવજો."

સાવિત્રીએ ચાલવા માંડ્યું. આ વાતચીત દરમ્યાન પ્રસાદ કેરી, સંતરાં, સક્કરજન સમારતો રહ્યો હતો તેથી તે બોલ્યો:

"ક્યાં જાઓ છો? આ પ્રસાદને ન્યાય આપીને જાવ."

"મારે નથી ખાવું."

"કેમ? સમાર્યું છે તેથી?"

"તેથી નહિ. પરંતુ મેવામિઠાઈ ખાવાનો આપણને અધિકાર નથી."

"કારણ?"

"કારણ એજ કે જે વસ્તુ આપણે હિજરતીઓને નથી આપી તે ખાવાનો આપણને હક્ક નથી."

"પણ એમ તો હિજરતીઓ પણ વારે તહેવારે પક્વાન કરે

છે. વળી છોકરાંઓ માટે તેઓના પર પણ ટપાલમાં બિસ્કીટ ને ખાટીમીઠી આવે છે.”

“આવતી હશે, પણ તે જોગવાઈ આપણે નથી કરી.”

“એટલે એમ કે એ કાગદેવને બધું ખાવાનો અધિકાર અને આપણને નહિ !”

“જરૂર નહિ, આપણા બાપદાદાના વારામાં ઘરમાં જે કંઈ ખાવાનું આવતું તે પ્રથમ દેવને ધરાવાતું, અને દેવોનું ઉચ્છિષ્ટ ખવાતું.”

“તો સ્પષ્ટ કહો ને કે આ કરંડિયો પણ તમારે પ્રથમ પ્રજા–દેવને ધરાવવો છે.”

“મારું ચાલે તો તેમ કરું.”

“પણ આ પ્રજાદેવ જીવતા જાગતા છે, પેટભરા છે. તેને ધરાવેલા નૈવેદ્યમાંથી એક કોળિયો પણ ઉચ્છિષ્ટ નહિ રહે. એ કંઈ પથ્થરના દેવ નથી કે કેવળ વાસનાના ભૂખ્યા હોય.”

“જાણું છું.”

“છતાં તમારે તમારી હઠ નથી છોડવી ?”

“ના.”

“તો એમ કહો કે તમારે ખાવું નથી ને મનેય ખાવા દેવું નથી.”

“હું તમને ના નથી કહેતી.”

“તમે ના નથી કહેતાં પણ તમારા બોલ ના કહે છે. તો ભલે, તમારું મન રાજી.”

સાવિત્રી ચાલી ગઈ, અને પ્રસાદે ચીડમાં ને ચીડમાં એક સ્વયંસેવકને બોલાવ્યો.

“આ કરંડિયામાં જે કંઈ છે તે હિજરતીઓમાં વહેંચી આવો.”

આજ્ઞાંકિત સેવકે આજ્ઞાનું અક્ષરશઃ પાલન કર્યું. હિજરતવાસમાં જઈ તેણે કરંડિયો ઊંધો વાળ્યો અને અંદરથી જે નીકળ્યું તે વહેંચી દીધું.

અંદર મેવા સાથે પેલી પુસ્તિકાઓ પણ હતી અને તે પણ

હિજરતીઓમાં વંચાવા લાગી.

પ્રસાદને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેના ક્રોધનો પાર ન રહ્યો. "આ કાગદેવ તો માથાનો નીકળ્યો. ગુણોત્તમ શેઠના નામે મને બનાવી ગયો. હું તો ખાંડ ખાતો હતો કે કંઈ નહિ તો આજે તો એ પાછો પડ્યો, પણ શાનો? એ તો મારા હાથે જ આગળ વધ્યો. હું એનું હથિયાર બન્યો. મને એણે ઉલ્લુ બનાવ્યો!

"હિજરતીઓમાં ખેરાત થઈ અને કપાસનાં ખેતરોમાં ધાડ પડી ત્યારે પણ એ મારું નામ વટાવી ગયો હતો, મને સત્યાગ્રહીને–શુદ્ધ અહિંસાવાદીને બદનામ કરી ગયો હતો. એ નહિ ખમી શકાય. એનો કંઈ રસ્તો થવો જોઈએ."

એવામાં સાવિત્રીએ આવી ટોણો માર્યો: "કેમ કોણ જીત્યું?"

એ ઘોંચ પરોણીની આર પેઠે ભોંકાઈ. પણ કરે શું? સાવિત્રી પર ગુસ્સે થવામાં કંઈ અર્થ ન હતો. તેથી તેનો બધો ક્રોધ પ્રબોધ ઉપર ઠલવાયો.

"તેમાં તો મોટા ભીજમે ફોજદાર થઈ બેઠો. એ નાલાયક નીવડ્યો અને કાગદેવને ન પકડી શક્યો ત્યારે આ સાંભળવું પડ્યું ને? મેં તો એ આંધળાને કહ્યું હતું કે મારા કરંડિયાની ઝડતી લે. પણ એને ફરજ બજાવવી છે ક્યારે? ડોળઘાલુ! સરકારને છેતરે છે! સરકારે કોણ જાણે શું જોઈને એની નિમણુક કરી. એને ખબર નહિ હોય કે એણે એકવાર અહિંસાના પાઠ પચાવ્યા છે. તે ભલે હવે તેનો વિરોધી છે, પણ એની અસર એનામાંથી ગઈ નથી લાગતી. એ ફોજદાર થવા નાલાયક છે. કોઈ ધમાલિયો ને મારકણો માણસ આવે તો જ સત્યાગ્રહને વેગ મળે. આ તો અમલદાર માંદો એટલે ચળવળ માંદી. મારે એની બદલી કરાવવી પડશે, નહિ તો ગુજરાતના નાકસમો ઉપકંઠ તાલુકો પાછળ પડી જવાનો."



## પ્રકરણ ૩૭ . . . . ફોજદારની પ્રતિજ્ઞા



કાગદેવનું નામ ઉપકંઠના કાંઠા વટાવી દૂર દૂર લગી પહોંચ્યું. આખા ગુજરાતના હિજરતીઓ કામના કરવા લાગ્યા કે આપણને એવા દૈવી પુરુષની ઓથ હોય તો કેવું! યુવાન વર્ગનો તો એ આરાધ્ય આદર્શ થયો. એનાં પરાક્રમોએ કાયરમાં શૂરાતન ચડતું. એનાં દર્શન કરવા ઘણાને આતુરતા થતી. પરંતુ એ એના કાર્યરૂપ સિવાય અન્ય રૂપે ક્યાં દેખાતો હતો? છતાં દર્શનઘેલા ભક્તો ઉપકંઠની છાવણીમાં ધામો નાખતા. અને પ્રસાદ તથા સાવિત્રીને વિનવતા: 'અમને એકવાર એ કાગદેવનાં દર્શન કરાવો.' જેનાં દર્શન કરવા બધાં ઊલટે એવી અદ્ભુત વ્યક્તિ પોતાના તાલુકામાં છે એ વિચારે પ્રસાદ ઘડીભર ગૌરવ અનુભવતો પણ પછી કાગદેવ પર ચીડાતો. એ ઇચ્છતો કે કાગદેવ તેનો ગુપ્તવાસ પોતાને બતાવે, પછી એ વાસમાં તે સૌને આંખે પાટા બાંધી તેના દર્શને લઈ જાય અને એમ સૌના આભાર અને ધન્યવાદ મેળવે. કોઈ બાવો પોતાની અદ્ભુતરૂપા ગાયને તંબૂમાં રાખે અને તેને એક પછી એક સૌને બતાવી લોકો પર ઉપકાર ચડાવે તેવું કંઈક પ્રસાદ ઇચ્છતો હશે? પરંતુ તેની એ મનની મુરાદ મનમાં જ મરતી હતી. કાગદેવ તેની માલિકીની પ્રદર્શનીય વસ્તુ થવા તૈયાર ન હતો.

કાગદેવે પ્રજામાં આનંદ ફેલાવ્યો હતો પરંતુ સરકારી વર્ગમાં તે ઉદ્વેગનું કારણ બન્યો હતો. એને જો જલદી ડામવામાં નહિ આવે તો એનો દાખલો લઈ નવા અસહકારી બહારવટિયા પેદા થવાનો સંભવ હતો. ઉપકંઠનાં ખાડીકોતર તો એક કાગદેવને સંઘરી રાખતાં હતાં, પરંતુ એ વાયરો જો ઉત્તર તરફ વાયો તો રેવા અને મહીસાગરનાં વિરાટ કોતરો હજાર હજાર કાગદેવને ગોઠા આપી શકે તથા પાવાગઢ અને સોનગઢની ગુફાઓ તો

તેવાઓની છવણીઓ થઈ જાય. તેઓની દહેશત બીજી પણ હતી. એ વેશપલટુ બહારવટિયો ઘડીએ ઘડીએ નવા વેશ લેતો. એક દિવસ તે કીર્તન કરે તો બીજે દિવસે નમાજ બોલાવે. એને બ્રાહ્મણોના શુકલજી થતાં પણ આવડે ને ભીલવાડાના ભૂવા થતાં પણ આવડે. કોઈ એને શંકરનો અવતાર સમજતું તો કોઇ ખુદાનો ફિરસ્તો. એની શેહ પડી ગઇ હતી. અને તે માત્ર પ્રજા ઉપર જ નહિ. પોલિસ, પછી તે હિંદુ હોય કે અહિંદુ પણ એનાથી ડરવા લાગી હતી. રખેને એ દેવતા કે પીર ચીડાય તો શાપ આપે, કોઇને બહેરા કરે, લંગડા કરે, આંધળા કરે. એ અંધ માન્યતાને ઉચ્છેદવી સહેલી ન હતી. એ દિવસે દિવસે વધતી હતી, દૃઢ થતી જતી હતી. પોલિસના માણસો પણ છાનાછાના કાગદેવની બાધા રાખતા. "કાગદેવ બાપા! પેટ માટે વેઠ કરીએ છીએ, બાકી તમારી સામે થઇએ એવા નથી. ખમ્મા કરજો." એ પરિસ્થિતિને કથળતી થોભાવવા પ્રાંતિક અમલદારો સચેત થયા હતા. તેઓએ ઉપકંઠના થાણામાં ખાનગી વિચાર-સભા ભરી હતી.

પ્રબોધચંદ્રને એ સભામાં પાછળથી તેડવામાં આવ્યો. "મી. ચંદ્ર! આ હું શું સાંભળું છું?" પ્રાંતિક અધિકારીએ આશ્ચર્ય દર્શાવ્યું.

"જે સાંભળો છો તે ખરું છે." પ્રબોધે પોતાનો પરાજય છુપાવવા ગલ્લાંતલ્લાં ન કર્યાં.

"મેં તો તમારા વિષે બહુ સારો અભિપ્રાય બાંધ્યો હતો."

"હવે તે ફેરવી શકશો."

"પણ તેથી સરકારનું શું દળદર ફીટે?"

"તો કોઇ દળદર ફેડે તેવો માણસ લાવો."

"તમારે રાજીનામું આપવું છે?"

"હાજી, અને અટકાવો નહિ તો આપઘાત પણ કરીશ."

"તમારી નિષ્ફળતા માટે આટલું બધું લાગી આવે છે તો પછી જરા વધુ કડક થતા હો તો?"

"સાહેબ, કેટલીક વાર કડક નહિ થવાથી જ કડક થઇ કરવા ધારેલા કામથી બમણું કામ થાય છે."

"એટલે?"

"હું જો અત્યારે મારઝૂડ આરંભું ને એ ચાર જણાંનાં માથાં રંગું તો સત્યાગ્રહની ચળવળને જેમ મળશે. પ્રજા સત્યાગ્રહમાં જોડાઈ છે તે કંઇ બહુ ઊંડી સમજણથી નહિ પણ આ આગેવાનો પર શ્રદ્ધા રાખીને. હવે જો તમે એ આગેવાનોને કષ્ટ આપો તો પ્રજા વટ પર ચડશે અને ગધ્ધાપુચ્છ પકડી બેસશે."

"પણ તમે એમને છેડો નહિ તો તો રાજદ્રોહીઓને ફાવતી આવશે."

"મારૂં માનવું એથી ઊલટું છે. જો તમે એમનું નામ નહિ લો તો આંધણના ઊભરા જેવો એમનો ઉત્સાહ આપોઆપ શમી જશે. પરંતુ જો તમે છેડાછેડ કરો તો એ આંધણ તળે ઇંધણ ઉમેરવાનું કામ કરશો."

"એવા લાંબા લાંબા વિચારો કરીએ તો રાજ્ય નહિ ચાલે. તમારે આ પત્રિકા કાઢે છે તેને તથા તાલુકાના પ્રમુખને પકડવા પડશે."

"તમારો હુકમ હોય તો અબઘડી પકડી લાવું. એઓ તો એવું ઇચ્છે જ છે; પણ તેથી પત્રિકા નહિ અટકે, સત્યાગ્રહની દોરવણી નહિ અટકે."

"કારણ?"

"એ બંને નામના જ તંત્રી અને પ્રમુખ છે. ખરૂં કામ તો પેલો પડદા પાછળનો માણસ કરે છે."

"તો પછી તેને પકડો."

"તે માટે તો રાત દિવસ એક કરૂં છું."

"કેવળ ઉજાગરા કર્યે નહિ વળે, જરા બુદ્ધિ પણ વાપરતા જાવ. દંડાનો પ્રસાદ પણ વહેંચતા જાવ. શું ધાડ આવી છે કે આ ખોબા જેવડા તાલુકામાંથી તે જડતો નથી? એના તે એવા કેટલાક ગોઠા હશે કે જડી ન આવે?"

"સાહેબ! આ પરગણાનો ખાડેખાડો, કોતરે કોતર અને ઝાડેઝાડ એનો ગોઠો છે."

"તો તો એના બહુ સાગ્રિતો હશે?"

"જરૂર, માગે તો આખા પરગણાની પ્રજા એને મદદ કરે."

"કારણ?"

"કારણ એજ કે એ એમનો પરદુઃખભંજન વિક્રમરાજા છે."

"એમ! તો તો આ પ્રજા જ ફાટી છે. એ જ બહારવટિયાને પોષે છે. બાકી એક આદમીની શી મજાલ કે તે આખા સરકારી તંત્ર સામે હામ ભીડે? તમે આ રાજદ્રોહી વસતીને બાજુથી ઝૂડવા માંડો, જેઈએ તેની ખાલ ઉતરડો, અને જોઈએ તેના ખોબામાં અંગારા પકડાવો. મંકોડાની કોઠીમાં શરીરે ગોળ ચોપડી બે ચાર જણાને ફેંકો કે બધાય કાગદેવનું નામ લેવું ભૂલી જાય. મી. ચંદ્ર! 'ચૌદમા રતન'ના બધા પ્રયોગો અજમાવવાની તમને સદર પરવાનગી છે."

"તે તો ખરું સાહેબ, પણ માથે લોર્ડ ઇરવિન જેવા ધર્મિષ્ઠ વાઇસરોય છે."

"ભલેને હોય, હું બેઠો છું ને વચ્ચે!"

"પણ સાહેબ લંડનમાં મજૂર સરકાર છે."

"હશે, પણ તે તો પાંચ હજાર કોશના છેટે. આપણે કહીએ તેટલું તે સાંભળે."

"તેય ખરું. પણ આ અમેરિકન છાપાંઓનો રાફડો ફાટ્યો છે. તેઓ વિલાયતમાં કાગનો વાઘ કરી મૂકશે, અને તેમાં વળી હમણાં તો ગોળમેજી ચાલે છે."

અંતે પ્રબોધચંદ્રની દલીલોની અસર થઈ. સાહેબને પણ લાગ્યું કે છેક છેલ્લે પાટલે બેસવા જઈશું તો કદાચ ગબડી પડવાનોય વારો આવે. એમ પણ બને કે સરકાર સારૂ આપણે હાથ લોહિયાળા કરીએ છતાં તે સવાર થતી તો આવે આપણા પર જ. કોના હુકમથી ગેર-કાયદેસર જુલમ કર્યો? તેમાં અત્યારનો વડો પ્રધાન તો એક વારનો કારાવાસી. એનો ભરોસો શો?

બંને ઘડીભર સ્તબ્ધ બેસી રહ્યા. એ મૌનમાં બહારથી આવેલી એક ચિઠ્ઠીએ ભંગ પાડ્યો. ચિઠ્ઠી વાંચતાં વાંચતાં સાહેબ ચોંક્યા.

"મી. ચંદ્ર! આ ચિઠ્ઠી ચમકાવે એવી છે.

"હશે."

"તમે કલ્પી શકો છો કે એ કોણે લખી છે?"

"હા જી. કેવળ કલ્પતો નથી પણ સાચેસાચ જાણું છું."

"કેવી રીતે?"

"લખનારના અક્ષર મને પરિચિત છે."

"એમ! ત્યારે તમે એક વારના સત્યાગ્રહી?"

"જી."

"તમે ધરાસણે ગયેલા?"

"જી."

"આ તાલુકાના આગેવાનો તમારા મિત્રો?"

"જી, એક વાર હતા."

"છતાં તમે આ ખાતામાં આવ્યા?"

"હાજી, મુંબઈના સાહેબ બધું જાણે છે છતાં મારી નિમણૂંક કરી."

"કારણ?"

"સાહેબે માન્યું હતું કે ઘરભેદુ એવો હું જ સત્યાગ્રહનું ઘર બરાબર ફોડી શકીશ."

"તમે સત્યાગ્રહ કેમ છોડ્યો?"

"મારા રક્તના બુંદેબુંદમાં બાપુકી વફાદારીનો વારસો છે તેણે જોર કર્યાથી."

"બાપુકી વફાદારી!"

"હાજી, હું પંડિત પ્રભાકર સી. આઈ. ડી. નું ફરજંદ છું."

"ઓહોહો! તમે પ્રભાકરના પુત્ર? તો તો તમે મારા મિત્રના પુત્ર. ઉપરી તરીકે વધારે ઓછું બોલ્યો હોઉં તો માફ કરજો."

"એ તો હોય સાહેબ. મને એમાં ખોટું નહિ લાગે."

"તો હવે બોલ પ્રબોધ! આ કાગદેવનું શું કરવું છે?"

"મોટા ભાઇ! મને એક માસની મહેતલ આપો. ત્યાં લગીમાં હું કાગદેવને ન પકડું તો મને કહેજો."

"તને ફતેહ ઇચ્છું છું, પણ એક સૂચના: બને કે આ પ્રસાદ જ કાગદેવ હોય, માટે એક વાર એને તો પકડી જ લેજે."

"જી, જેવી આજ્ઞા. જરૂર પકડીશ, અને સાથે સાથે એ બાવટાઓ પરગણામાં ખૂબ રખડ રખડ કરે છે તેમનેય પકડીશ. તે લોકોમાં અમે કાગદેવ છીએ એવું કહેતા ફરે છે એવો રિપોર્ટ આવ્યો છે."

"ભલે, તને સૂઝે તે બધું કરજે; પણ પ્રતિજ્ઞા પ્રમાણે એક માસમાં કાગદેવ જોઇએ."

"જરૂર, મારો જીવ જાય તો ભલે પણ કાગદેવને તમારી પાસે હાજર કરીશ."



## પ્રકરણ ૬૮ . . . . પ્રબોધચંદ્રનું કવચ



**એ**ક દિવસે એક સેવકે પ્રસાદને ખબર આપી કે, આપને બે સાધુઓ મળવા આવ્યા છે. પ્રસાદ આશ્ચર્ય પામ્યો. એ વળી કોણ હશે?

એ બંને રમતારામ હતા. તેઓ દયાશંકરની ખબરઅંતર પૂછવા આવ્યા હતા.

"નમસ્તે પ્રસાદ!"

સ્વર પરિચિત લાગ્યો છતાં તે પરખાયો નહિ. સાધુઓ તેને પ્રસાદ કહી બોલાવે છે એ પૂર્વપરિચય વિના ન હોય, છતાં તેઓ ઓળખાતા કેમ નથી? તેણે આગંતુકો તરફ તાકી તાકી જોયું.

"કોણ? રામલાલ, મણિલાલ તો નહિ?"

"હા, તેઓ જ."

"કેમ પધારવું થયું?" પ્રસાદે કટાક્ષમાં પૂછ્યું.

"દાદાની ખબરઅંતર પૂછવા."

"દાદા તો જેલમાં છે."

"તે તો ખબર છે, પણ ત્યાં ક્ષેમકુશળ છે ને?"

"તમને ક્યાંથી ખબર?"

"આ રમતારામ આ તાલુકામાં જ ફરે છે એટલે ખબર તો હોયને."

"તો તમે આ ઉપકંઠમાં ક્યારથી આવ્યા?"

"મહિનાઓથી."

"સાધુ થયા તે તીરથજાત્રા કરવા કે આ એક જ તાલુકામાં ભટકવા?"

"મૂળ વિચાર તો બદ્રીનાથ ને રામેશ્વર જવાનો હતો પણ તે અમલમાં ન આવ્યો."

"કેમ પ્રબોધભાઈની માયા ન છૂટી?"

"થોડુંક એવું ખરું જ તો."

"તો એમની જોડે રહેતા હશો!"

"ના, એ તો અમલદાર. એમની જોડે એ રાખે? અને અમે રમતારામ, અમારાથી એકજ સ્થળે રહેવાય પણ કેમ?"

"તો શું રોજ રોજ રખડયા કરો છો?"

"હા, આજે અહીં તો કાલે ત્યાં. માગીભીખીને ખાવું, જંગલમાં સૂવું ને થોડેથોડે દહાડે દૂરથી ભાઈનાં દર્શન કરવાં એ અમારો કાર્યક્રમ છે."

"ભલે, પણ તમે તાલુકામાં બહુ ફર્યા છો તો કંઈ નવા-જૂની તો કહો!"

"પ્રસાદ! લોકો થાકી ગયા છે."

"કોનાથી?"

"ત્યાગથી, ફકીરીથી, સરફરોસીથી, કુરબાનીથી, શહીદીથી."

"સાચો લડવૈયો કદી થાકતો નથી."

"પણ તેવો લડવૈયો સોમાં એક."

"અને બાકીના?" પ્રસાદે પૂછ્યું.

"દેખાદેખી કરનારા. લડાઈ તેમનાં અંતરમાંથી ઊગતી નથી. લડાઈ તેમને માથે પડી વિશ્વદેવા હોય છે."

"પ્રજા થાકી છે તેનું પ્રમાણ શું?" પ્રસાદને રમતારામના વાક્યોમાં હજુ વિશ્વાસ પડતો ન હતો.

"પૂછો કાપડીઆને. તેઓ પાછલા બારણેથી પરદેશી કાપડ વેચે છે કે નહિ? તાડીવાળા કહેશે કે તેમનાં પીઠાં બંધ છે પણ તાડીનો વેપાર બંધ નથી. અને વકીલો? તેઓ ફરી અસીલો શોધવા લાગ્યા છે. વિદ્યાર્થીઓ ફરી ભણવા જવા લાગ્યા છે. પદવીધરો નોકરી માટે વલખાં મારે છે. શેઠીઆઓ સરકારની છૂપી ખુશામત કરે છે."

"હશે, પણ એવા તો ગણ્યાગાંઠ્યા. વળી એ બધા તો ઉપલા વર્ગના; લડાઈનો ખરો મદાર ખેડૂતો પર છે. તેઓ તો મક્કમ છે જ." પ્રસાદે નમતું ન મૂક્યું.

"તેઓ મક્કમ હતા, પણ હવે થાકયા છે, કારણકે તેમની સહનશક્તિ હજી ઓછી છે. તેમનામાંથી જમીનની માયા

ગઈ નથી. ઢોરઢાંખરનાં દુઃખ તે સાંખી શકતા નથી. વળી દેશી રાજ્યો પણ હવે હિજરતીઓને હાંકી કાઢવાનાં છે. ઉપરાંત ચોમાસું પાસે આવતું જાય છે, ત્યારે માંડવાઓમાં પડી નહિ રહેવાય. માથે મૂશળ–ધારા વરસશે ત્યારે સૌને ઘર સાંભરશે.”

“તમે કહો છો તેવી જ સ્થિતિ હોય તો કાંઠે આવેલું ડૂબી જવાનું!” પ્રસાદે અફસોસ દર્શાવ્યો.

“વહાણ કાંઠે આવ્યું છે?”

“જરૂર, દેશ થોડા જ મહિના જો ટકે તો સરકાર થાકી જવાની છે. તેનું નાણાં–પ્રકરણ ડોલી ઊઠયું છે. અમેરિકામાં ઊઠેલી હોહાના વિલાયતમાં પડઘા પડયા છે, ગોળમેજીમાં થતાં ભાષણોએ મજૂર સરકારનાં દિલ હાલ્યાં છે. હવે થોડીક જ સબૂરીની જરૂર છે.”

“પછી સ્વરાજ મળી જશે?”

“અલબત્ત!”

“પ્રસાદ! ત્યારે અમારા પ્રબોધનું શું થશે?”

“અવળી ઘાણીએ તેલ પીલાશે.”

“તે શું તમે ભાઇને ફાંસીએ ચડાવશો?”

“દેશદ્રોહીને એવી જ સજા ઘટે.”

“પ્રસાદભાઈ! સ્વરાજ મળતાં તમે તાજ વિનાના રાજા થશો, તે શું તમારા મિત્રને નહિ છોડવો?”

“હું છોડવું? કદી નહિ, ઉલ્ટો હું પોતે જ ફરિયાદી થઇશ.”

“ભાઈ પર શો આરોપ આવશે?”

“લડાઈ ભાંગવાનો, પ્રજાને દ્રોહ દેવાનો, કાયર થઇ ભાગવાનો.”

“આ વકીલ ને વાણિયા લડાઈ નથી ભાંગતા? આ દહીંમાં ને દૂધમાં રહેતા શેઠીઆ ગુન્હેગાર નથી? દેશમાં ગુન્હેગાર કોણ ને શાહુકાર કોણ એનો જ કોયડો ઊભો નહિ થાય?”

“અલ્યાઓ! તમનેય પ્રબોધચંદ્રનો પાશ લાગ્યો છે. નહિતર

આવું આવું ન બોલો. બહુ બકશો તો તમનેય પરોવી દેશું, સમજ્યા?" પ્રસાદે ધમકી આપી.

"ભાઈના પ્રાણને ઉગારવી શકીએ એવી શક્તિ અમ ક્ષુદ્ર જીવોમાં નથી. પણ હા, એમના પ્રેમનો રંગ તો લાગ્યો છે."

"ભાઈ માટે આટલું બધું લાગી આવે છે તો તેને ઠેકાણે રાખવા હતા ને?"

"ભાઈ ઠેકાણે છે કે કઠેકાણે તેનો તોડ કાઢવાનું અમારું ગજું નહિ."

"ગજું નથી તો જાવ, વકીલાત શીદને કરવા આવ્યા?"

"ક્યાં જઈએ? જ્યાં જવા જેવું છે તે તો તમે જૂના મિત્ર."

"બીજું જવાનું સ્થાન નથી?"

"અમારી જાણમાં તો નથી."

"જૂઠું બોલો છો? પેલા બળદેવસીંગ છે ને! તેમની પાસે જાવ."

"ઓત્તારી! એ તો યાદ જ ન આવ્યું. તે ભાઈને બચાવી શકશે?"

"હા, બચાવશે. તેની પુત્રીએ જ આ રસ્તો બળાવ્યો છે તે હવે બચાવશેને!"

"પ્રસાદ! ત્યારે આશાદેવી જ ભાઈનો ઉદ્ધાર કરશે, એમને? પણ તે ઉદ્ધાર કરશે તે તમને ગમશે?"

"ગમશે કે નહિ ગમશે તે જાણવાની તમારે શી જરૂર?"

"તો પ્રસાદ! હવે રામરામ! સ્વરાજ મળશે ત્યારે ભાઈને જો ફાંસી થશે તો પછી અમે કંઈ જીવવાના નથી. માટે હવે રામરામ!"

રમતારામ રામધૂન બોલતા ચાલ્યા ગયા. તેઓ ઓટલો ઊતરતા હતા ત્યારે તેમણે અંદર કોઈને ડૂસકું ખાતું સાંભળ્યું. એ સાંભળવા તો તેઓ આવ્યા હતા. સાવિત્રીનું એ ડૂસકું ભાઈનું કવચ બનશે, તે જીવશે ત્યાં લગી બધું થશે, પણ ભાઈને ફાંસી નહિ થાય એની બંનેને ખાતરી થઈ.

એ પછી તેમની રામધૂનમાં કરૂણ નહિ પણ આનંદનો સ્વર પ્રગટ થયો.



# પ્રકરણ ૩૯ . . . . રમતારામને સજા



ઉપરી અમલદારને રાજી કરવા ફોજદારે પકડાપકડી શરૂ કરી. એમાં પહેલા ઝડપાયા બંને રમતારામ.

બંનેને કચેરીમાં ખડા તો કરવામાં આવ્યા પણ એમના પર શો આરોપ મૂકવો એ સવાલ થઇ પડ્યો. એમના પર એ શંકા હતી કે તેઓ કામદેવ છે. એ જાહેર થતાં જ રમતારામ આનંદથી ગાંડા ગાંડા થઇ ગયા.

"હું જ કામદેવ." એકે કહ્યું.

"ના, ના, હું જ કામદેવ!" બીજાએ કહ્યું.

"ના સાહેબ! એ જૂઠ્ઠું બોલે છે."

"જોજો સાહેબ! એ તમને છેતરશે."

બંનેની કામદેવ થવાની હરિફાઇ જોઇ કચેરી હસવા લાગી. એથી કચેરીનો મોભો જળવાતો નથી જાણી ન્યાયાધીશે ઘંટડી વગાડી.

"અસ્યાઓ! ચૂપ રહો! આ કંઇ થિયેટર નથી કે સંવાદ ભજવવા લાગ્યા છો."

"ચૂપ રહીએ પણ એક શરતે! અમે બંને અહીં કુસ્તી કરીએ, પછી એમાં જે જીતે તે કામદેવ. આમ તમને ખરો આરોપી શોધી કાઢવાની જરાય તસ્દી નહિ પડે."

વકીલો હસવા લાગ્યા. ન્યાયનો નીવેડો લાવવાની આ નવી રીત—કદાચ આદિ જુગની જૂની રીત—વાપરવામાં આવે તો કેટલા

રખત બચી જાય? વકીલોને હસતા જોઈ કાગદેવના પદના ઉમેદ-વારોમાંથી એક જણુ બોલ્યો:

"હસો, વકીલ સાહેબો, હસો. કારણુ અમે અમારે લડી લઈએ તો તમારે સામાસામી લડવું નહિ પડે. અમને સજા કરાવવા ને સજાથી બચાવવા લોહીનું પાણી કરવું નહિ પડે." એટલું બોલી રમતારામે કફનીની બાંયો ચડાવવા માંડી.

"કાગદેવ સાબીત થવા પડાપડી કરો છો પણ પછી શી સજા થશે તેનું ભાન છે?" ન્યાયાધીશે કચેરીની રસમ છોડી તોહમતદારને ચેતાવ્યા.

"ભલે ને સજા થતી. મહિના બે મહિના ભોગવી છૂટીશું. પછી તો સ્વરાજ આવવાનું છે એટલે અમે રાજા. ત્યારે કોણ અમને કેદમાં રાખી શકશે? ઉલટા ત્યારે અમારા હુકમથી તમે બધા કેદમાં જશો."

"એ બધી વાહિયાત વાતો જવા દો. તમારાં નામ લખાવો." સાહેબના શિરસ્તેદારે ચરમામાંથી ક્રુદ્ધ નજર ફેંકી જણાવ્યું.

"નામ તો બન્નેનું રમતારામ."

"બન્નેનું એક નામ?"

"હા એક જ! અમે બધી રીતે સરખા છીએ. ભગવાને જોડિયા ભાઈ ન કર્યા તે તેની ભૂલ."

"તમારો ધંધો?"

"સંન્યાસીનો ધંધો વળી શો? છતાં લખવું હોય તો લખો રખડવાનો."

"તમે કયા પંથના બાવા છો?"

"અવળપંથના."

"અવળપંથ તે કેવો?"

"આ નામદાર ન્યાયાધીશના પંથ જેવો."

"તમે કોરટનું અપમાન કરો છો, તે બદલ દંડ થશે."

"તો લૂંટ કરીને દંડ ભરીશું, સાહેબ! લૂંટ વિના પૈસા મળે છે ક્યારે? તમે પગારથી લૂંટો, વકીલો ફીથી લૂંટે, વાણિયા વ્યાજથી લૂંટે, ને ગરાશિયા દાણથી."

"ચૂપ! કોરટ તમારો લવારો સાંભળવા માગતી નથી."

"તો અમને છૂટા કરો."

"તે પણ નહિ બને. કોરટનું અપમાન કરવા બદલ છ માસની સજા."

પછી ન્યાયાધીશ ફોજદાર તરફ ફર્યા. "આ લોકો જ કાગદેવ છે તે બાબત પોલિસનો પુરાવો રજુ કરો."

"એ લોકો કહેતા ફરે છે કે અમે કાગદેવ, એ જ પુરાવો."

"એમના બોલવાનો તે કંઈ ઢંગ છે કે તેને તમે સાચું માની લીધું? એ તો કાગદેવના નામે જશ ખાટવાની તરકીબ હશે. એ રીતે બાવાજીઓ લાડવા ખીર સહી કરતા હશે."

"તો પછી બીજો પુરાવો નથી."

"એવું હતું તો એમને કોરટમાં શા માટે ઊભા કર્યા? બિનમુદતી નજરકેદની કલમ વાપરવી હતી ને?"

કચેરી બરખાસ્ત થઈ, પણ રમતારામની છ માસની આગલી સજા બરખાસ્ત ન થઈ. તેઓ કારાગૃહના મહેમાન થયા.



## પ્રકરણ ૪૦ . . . . . તીકડમ–પ્રકરણ



કારાગૃહમાં પણ રમતારામ છાના ન રહ્યા. જેલના મોટા મોટા દરવાજા ને કોટ જોયા કે તેમની જીભને ચેળ આવી.

"મહીં પૂર્યાં છે સત્યાગ્રહી મેંઢા જેવા, બિચારી બકરી જેવા, એમના પડાવને વળી આવડી વાડ શી? એઓને તો એક ગોળ

સીંટી દોરી તેના કુંડાળામાં પૂરે તો પણ નાસી ન જાય. એમને ખાવા ન આપો તો કહેશે કે ભલું થયું, અપવાસ થશે, બાદી મટશે, તબિયત સુધરશે. એમને પાણી ના આપો તો કહેશે ખુદાની મહેરબાની, પાણીના માર્યા મરશું તો ઇમામ હુસેનની પેઠે શહીદ થઇશું, પછી લોકો ઈમાન રાખી શહીદોના સંદલ ઉજવશે, તાબૂત કાઢશે."

અને વિધિપૂર્વક રમતારામ જેલનાં પંખી થયાં. પંખી કારાગૃહના ચક્કરમાં પુરાયાં. એ પુરાયાં ખરાં, પણ બન્નેએ પોતાની પાંખ તો ફફડતી જ રાખી. બીજા કેદીઓ કરે તેથી ઊલટું કરવું ને અમલદારો હુકમ કરે તેનો અનાદર કરવો એ બંને માટે સહજ હતું. બધા કાયદાની અવજ્ઞા કરી તે ચક્કરે ચક્કરે ફરતા, દરેક કેદી જોડે સુખદુઃખની વાતો કરતા, તેમના અંતરની ઓળખ આપતા ને લેતા. કેદીઓને પણ તેમની હાજરીથી પ્રોત્સાહન મળતું કારણકે તે બધાનો બરડો થાબડી હિંમત આપતા. "ગભરાતા નહિ, બિરાદર! સ્વરાજનું પાર્સલ વિલાયતથી રવાના થઈ ચૂક્યું છે. પછી તો આપણે રાજા!"

કારાગૃહના દારોગા સાહેબ ભલા હતા. તે બનતાં લગી કેદીઓ પ્રતિ ક્રૂર થતા નહિ. તેમને સત્યાગ્રહીઓની શુભ નિષ્ઠા પર આસ્થા હતી. જેલનો અડધો કારભાર તેથી તો તેમણે કેદીઓને જ સોંપી દીધો હતો.

રમતારામ પર ખટલો થયો ત્યારે તેમને તેમની પાસે લઈ જવામાં આવ્યા. તેમણે જોયું કે આ ઇસમો અર્ધગાંડા છે, સખ્ત કરવાથી એઓ નહિ સુધરે, તેથી બહુ વિચાર કરી તેમણે બંનેનો કેસ સ્નેહીલાલને સોંપ્યો.

સ્નેહીલાલ એક કટ્ટર સત્યાગ્રહી હતા. તેમનાં ત્યાગ, સિદ્ધાંત, નિષ્ઠા અને ટેક માટે બધાંને માન હતું. જેલનો અડધો કારભાર સત્યાગ્રહીઓને સોંપાયો હતો તે એમના પ્રતાપે. એમની પ્રતિભાની ને સત્યપ્રિયતાની દારોગા ઉપર સારી અસર પડી હતી.

તેણે રમતારામને પાસે બેસાડયા. બંનેનો પરિચય પૂછયો, બીજી આડીઅવળી વાતો કરી, પછી છેવટે જરૂરી વાત આરંભી.

"રમતારામ! જેલના કાયદા ન પાળવા એ કાંઈ સારૂં કહેવાય?"

"પણ એવા તે નિયમ હોતા હશે કે ભૂખ ન હોય ત્યારે ખાવું ને તે હોય ત્યારે ના ખાવું?"

"જેલના કાયદા આપણા પેટને પૂછી પૂછીને નથી ઘડયા."

"તો પછી આપણે એ પાળવા શા માટે?"

"અમે બધા ચીવટાઇથી પાળીએ છીએ તે મૂરખા હોઇશું?"

"તમે તેવા નથી એટલે જ તમે તે પાળતા નથી."

"પોતાનો અપરાધ છાવરી વાળવા ઠીક બીજા પર આરોપ મૂકયા. પણ અમે તમારા જેવા નથી."

"તો કોના જેવા છો? અમે માણસ છીએ ને તેથી ભૂલ કરીએ છીએ, પણ તમે અમારા જેવા નથી તો કોણ છો?"

"મેં તમને ચર્ચા કરવા નથી તેડયા. તમારે આવું ના કરવું જોઇએ."

"પણ અમે ગમે તેમ કરીએ તેમાં તમારે શું? અત્યારે તો તમે એવું કહ્યું કે જાણે તમે બધા સાધુ અને અમે પાપી."

"તમે તેવા હો તો પણ અમારે ખાતર અમારા જેવા બનો, કારણ તમારાં પાપના છાંટા અમનેય ઊડે ને!"

"તો પછી તમારા પુણ્યના છાંટા અમને ઊડશે."

"હા મણિલાલ! કોના છાંટા કોના પર ઊડયા છે તેજ સવાલ છે." રામલાલે કહ્યું.

"ખરી વાત. બાકી બહાર હતા ત્યારે આપણે પાપનું નામ સાંભળી કાને હાથ દેતા અને સમાધિ ચડાવી જતા, નહિ?"

"હા કહું કે ના કહું પણ તેની સ્નેહીલાલભાઈ પર અસર પડવાની છે?"

"જરૂર નહિ, એઓ તો પાકા ઘડા. ટીપાઈ ટીપાઇ સાચા

સત્ય-આગ્રહી થયેલા, ને આપણે તો હજુ નવા નિશાળીઆ."

"નવા નિશાળીઆ વિના પહેલા તીકડમમાંજ પકડાઇએ ?"

"આપણે કંઈ રીઢા કેદી નથી કે તીકડમ ઉપર જીવીએ છતાં દેખાઇએ સાધુ મહારાજ."

"આપણો સત્યાગ્રહી ઓઢો એટલો પાતળો તેથી 'બગલમાંની છૂરી' છતી થઈ ગઈ."

"આપણેય પાકા કેદી થઈશું ને ત્યારે 'ખટલા'નો ભોગ નહિ બનીએ."

"હા, ત્યારે સાધુપુરુષ સ્નેહીલાલને દેખવુંય નહિ પડે ને દાઝવુંય નહિ પડે."

અત્યારસુધી સ્નેહીલાલ એક છાપું વાંચતા હતા, પરંતુ આ બે જણાનો બડબડાટ ના શમ્યો. તેમણે માન્યું હતું કે આ બંને અપરાધી ગુન્હો કબૂલશે અને પ્રાયશ્ચિત્તમાં એક ઉપવાસ કરવા કહીશ, પણ અફસોસ એમના હૃદયમાં કંઈ ખૂંપે એમ ન હતું. તે બહુ વ્યથાપૂર્ણ સ્વરે બોલ્યા: "બસ, તમે જઇ શકો છો. તમારા જેવાનો ઉદ્ધાર નથી."

"ઉદ્ધાર તો અમારો નથી અને તમે શાદને દુઃખી થાવ છો ?"

"દુઃખી તો થાઉંજ ને ? મારૂં દિલ તો બધાં માટે સરખું દ્રવે. વળી મને વધુ દુઃખ તો એ કારણે થાય છે કે આ સત્યનો દ્રોહ થઇ રહ્યો છે, તથા તમારી સોબતે બીજા પણ બગડશે."

"તો સ્નેહીલાલભાઈ, સાંભળો ! અમે બગડ્યા હોઈશું તે સૌની સોબતે."

"એટલે કે તમારો દોષ બીજા પર ઢોળો છો ?"

"અમે ખોટા દોષ ઢોળતા નથી, પણ સત્ય વાત કહીએ છીએ. જુઓને આ તમારૂં છાપું ! એ કાયદેસર આવ્યું હશે ?"

"એ કંઈ ચોરીને તો નથી આણ્યું."

"તો કેવી રીતે આવ્યું ? પવને ઉડીને આવ્યું કે પોતે જ

પગ કરીને?"

"એ તો આ ભાગવતનો ગ્રંથ આવ્યો હતો એનું પૂઠું હતું. એ પૂઠું તાજા છાપાનું નીકળ્યું તે એક અકસ્માત છે."

"હશે, પણ એક દિવસ ગીતા આવે, બીજે દિવસે ભાગવત ને ત્રીજે દિવસે બાયબલ, દરેકને પૂઠાં હોય ને તે તાજાં વર્તમાન-પત્રોનાં! એ પણ અકસ્માત હશે!"

સ્નેહીલાલ વિચારમાં પડી ગયા. એ ભોળા ભલા જીવે એટલો ઊંડો વિચાર કર્યો ન હતો. તાજા સમાચારની લાંબી લાંઘણ થઇ હોય તેથી છાપું જોતાં જ અકરાંતિયા પેઠે વાંચી લેતા. તેમને વિચાર ના થતો કે આમ છાપું આવે છે ચોપડીનું પૂઠું બની, ચંપલનું રેપર બની, પાર્સલનાં વેષ્ટન બની-તે અકસ્માત ના હોઇ શકે. સ્નેહીલાલ જાણતા હતા કે તેમણે પોતે સ્નેહીઓને છાપાં મોકલવા લખ્યું નથી, કહ્યું નથી, ખરી વાત; તેટલા પૂરતો તેમનો આત્મા ચોખ્ખો હતો, પરંતુ પોતે તે જેલના કાયદા વિરૂદ્ધ વાંચતા તો હતા જ ને. એ ડંખે છેદાઈ છેદાઈ તેમનો આત્મા ચાળણીરૂપ ધરવા લાગ્યો.

"મારા પૂરતી તમારી વાત સાચી છે. હું સાચના શિખરેથી પડ્યો છું, તે માટે અપવાસ કરીશ. દારોગા આગળ એકરાર કરી સજા માગીશ. પણ મારા એકની નબળાઇ જોઈ બધા સત્યાગ્રહી કેદીઓને એક લાકડે ના હાંકો."

"જુઓ સ્નેહીલાલભાઈ! અમે કંઈ પારકાં છિદ્ર શોધતા નથી, પણ જો એકરાર કરવા આરંભશો તો તેની યાદી લાંબી થશે અને ઉપવાસ કરનારાનો છેડો નહિ રહે."

"જેવા નાયક તેવી સેના. તમારા છાંટા બીજા પર પડ્યા જ હશે ને!"

"તો તો મારે કપરૂં પ્રાયશ્ચિત્ત કરવું પડશે. હું અહંકારી માનતો હતો કે મેં કેદીઓને શિસ્ત અને સંયમ શીખવ્યો છે,

પણ તમે કહો તેવું હોય તો તો મેં અંધનાયકે સર્વ અનુગામીઓને કૂવામાં ઊતાર્યા છે."

સ્નેહીલાલના દિલની આ સચ્ચાઇ જોઇ રમતારામને સત્ય-સ્ફોટન કરવા બદલ દુઃખ થયું. તેથી તેમણે હવે સત્ય–પ્રકાશનનું કાર્ય ત્યાંજ ખતમ કરવાનું વિચાર્યું.

"સ્નેહીલાલભાઇ! તમારા આત્માને અકળાવ્યો છે માટે ક્ષમા કરો. હવે અમે જઇએ. જેલના કાયદા અમે બરાબર પાળીશું."

"થોભો, હવે ના જવાય. મારા પગ તળે લંકા બળે છે એટલે હવે મારે તે જોવીજાણવી છે. એ વિના ઘરના ભોંયરામાં ધૂંધવાતી આગ બુઝાવું કેવી રીતે?"

"હવે આજે જવા દોને એ વાત! કાલ ક્યાં નાસી જવાની છે?" બીજા બે ચાર કેદીઓએ આ વાત પર પડદો પાડવા કહ્યું.

આ પ્રકરણ ચોળીને ચીકણું કરવામાં આવશે તો તેના તેલિયા કાગળમાંથી જે પારદર્શન થશે તે ચોંકાવનારૂં નીવડશે એ આ લોકો જાણી ગયા હતા. માણસના અંતરને ઓળખવાનો કાચ જો જડી આવે તો અંદરથી કેટલા વાનર સ્વભાવના, શ્વાન વૃત્તિના, તથા રાક્ષસમુખા દેખાય! એવું જ ભીષણ દર્શન દરવાજે આવી ઊભું છે એ આશંકાએ જેના પેટમાં પાપ હતાં તેના જીવ ડહોળાવા લાગ્યા.

છતાં સ્નેહીલાલ દૃઢ રહ્યા. સત્યાગ્રહીઓ તો આદર્શ કેદી, એ ભ્રમ છે કે સત્ય તે તેમને જાણવું હતું. માણસ સત્યાગ્રહી થાય તેથી એ પલટે તો માણસ મટી જતો નથી. તેની માનવીવારસામાં મળેલી કેટલીક ક્ષુદ્રતાઓ તે ખાદી ધારણ કરે એટલે જ શમી જતી નથી. આદર્શઘેલા સ્નેહીલાલે તે પ્રથમથીજ સમજવું જોઇતું હતું. તે તે ન સમજ્યા અને હવે સ્વપ્ન–ભંગ કલ્પનાવિહારીની પેઠે અંતરમાં અકળાતા હતા.

સ્નેહીલાલના દૃઢાગ્રહ આગળ રમતારામનો ઇલાજ ન રહ્યો.

કેદીઓની છાની ક્ષુદ્રતા ઉપરનું ઢાંકણ તેમને ઉઘાડવું પડયું. એ ઢાંકણ–ઉઘાડની શરૂઆત થઈ કાથિયા–સાદડીથી, એની ગાંઠોમાંથી બીડી, દીવાસળી, પેનસીલ, પૈસા, કાતર – ઘરખટલાની વસ્તુઓનું પ્રદર્શન નીકળ્યું ! એક એક વસ્તુ ખુલ્લી થતી ગઈ કે તેનો શ્યામ પડછાયો એક એક કેદીના મુખ પર છવાતો ગયો.

સાદડી પછી ચંપલોનો વારો આવ્યો. એની એડી ને તળિયામાંથી કાગદીની દુકાન નીકળી ! લહિયાની કચેરી નીકળી ! બહારથી આવેલા ને અંદરથી બહાર જવાના માતાને, પિતાને, પુત્રને, પુત્રીને, પ્રિયાને, મિત્રને, સગાંને, સ્નેહીને. સૈનિકને–અનેકને લખેલા પત્રોનો એક ઢગલો થયો. સ્નેહીલાલ જોઈ રહ્યા. આ પગરખાં હતાં કે ટપાલ–રખાં ! આ તે મોજડીઓ હતી કે ડાક–પેટીઓ !

પછી ઊઘડી દવાની બાટલીઓ ને દંતમંજનની ડબ્બીઓ. અંદરથી સૂકો મેવો નીકળ્યો, મુખવાસના દાણા નીકળ્યા, દ્રાક્ષ, કીસમીસ, પીસ્તાં, બદામ તથા એલચી, વરિયાળી, લવિંગ તથા ધાણાની દાળ: બધાં હતાં તો ચપટી ચપટી. દંતમંજનની ડબ્બી એથી વધારે શમાવે પણ કેવી રીતે ? કારણ એ ડબ્બીમાં જડતી લેનારને ઠગવા મ્હોડા બાજુ તો થોડું થોડું મંજન રહેતું. બાટલા અલ્પ મેવાથી કે મુખવાસથી માણસને શો સંતોષ વળતો હશે ? પરંતુ એનો જવાબ એના વિયોગી કેદીઓ આપે તે જ ઇષ્ટ છે.

આવાં તો અનેક તીકડમો નીકળ્યાં અને તે જેમ જેમ નીકળતાં ગયાં તેમ તેમ સ્નેહીલાલનાં પડળો ખુલતાં ગયાં. તેનો આત્મા પૂછવા લાગ્યો : આપણે સત્યાગ્રહીઓને કારાવાસમાં આણી તપસ્વી બનાવીએ છીએ કે પાપી ? કારાવાસની તપ–ગુફામાં માણસની મહત્તા પાંગરવી જોઈએ, તેને બદલે આ તો ઊંડી દાટેલી ક્ષુદ્રતા પીલા કાઢતી હતી.



# પ્રકરણ ૪૧ . . . . . કાગદેવ પકડાયો ?



પ્રસાદ પકડાયો. તે ખુશ થયો. તેની જયજય બોલાવા લાગી. તેના ગળે હારનો સુમાર ન રહ્યો. તેના માનમાં બજાર બંધ રહ્યાં, નિશાળો બંધ રહી, મિલો બંધ રહી, મજૂરોનાં સરઘસ નીકળ્યાં, વિદ્યાર્થીઓની સભા થઇ. 'પ્રસાદચંદ્રની જે અને પ્રબોધચંદ્રની જે' એ ગ્રોષણા શેરીએ શેરીએ ગાજવા લાગી. એના પડઘા કાચી જેલમાં બેઠેલા પ્રસાદના કાને પહોંચ્યા. તેની છાતી ગજગજ ફૂલવા લાગી. તેનું સત્યાગ્રહી થવું સાર્થક થયું. તેનું જીવન ધન્ય ધન્ય થયું.

પરંતુ એનો એ આનંદ ક્ષણજીવી નીવડ્યો કારણ કે થોડી થોડી વારે સિપાઇઓ અને કચેરીના કારકૂનો કાચી કેદની ઓરડીમાં આશ્ચર્યની નજરે ડોકાવી જતા હતા, તેઓને પ્રસાદે કાન કરડતા સાંભળ્યા.

"આ કાગદેવ !"

"મારો વહાલો ખરો ઉસ્તાદ !"

"પાસે ને પાસે અને આવે ને આવે."

"છતો ને છતો અને છૂપો ને છૂપો."

"ઠીક બનાવ્યા બધાને."

"અરે ખુદ આશ્રમવાળાને પણ ખબર નહિ કે પ્રસાદભાઇ તેજ કાગદેવ."

"અરે એમ તો એ ચૌટે ને ચકલે કાગદેવને ગાળ દેતો હતો."

"ગાળ નહિ દે તો કોઇને વહેમ આવે ને શું?"

"બહુ સતો થતો ફરતો તે તેથી જ હશે."

"ગમે તેમ કહો પણ એ એની મોટાઈ, કે કામ કરે એ ને જશ જમા કરાવે બીજાના નામે."

આવાં આવાં અનેક પ્રશંસાયુક્ત વાક્યોએ પ્રસાદના કાન

ઊભરાયા. આ વાત બહાર પણ પ્રસરી હશે એટલે પ્રસાદચંદ્રની જયના સ્થાને કામદેવની જય બોલાતી હતી. એ જયનાદની ઘોષણા પળે પળે વધતી ચાલી. પ્રચ્છન્ન કામદેવ પકડાયા છે એ વાત ગામડે ગામડે વાના વેગે પ્રસરી હશે તેથી વિરોધી અને મિત્ર બંને જાતનાં ગામો કામદેવનાં દર્શને આવ્યાં હતાં. મિત્રો અને તેની ભલાઈનો લાભ પામેલાઓ તેનાં ગુણગાન ગાવા આવતાં હતાં, વિરોધીઓ અને તેના તાપની ઝાળે દાઝેલાં તેની નામોશી જોવા આવતાં હતાં.

કચેરી બહારના મેદાનમાં માણસો માતાં ન હતાં, જાણે કે જાત્રાનો મેળો ભરાયો. જગન–વરામાં નાતો ભેગી મળી. મહાસભાની તાલુકા પરિષદનું અધિવેશન શરૂ થયું. બધાના મુખે કામદેવના પરચાની જ વાત. કામદેવનાં કામો અદ્ભુત હતાં તેવું જ અદ્ભુત એનું શરીર છે, એવી કલ્પના પણ વહેવા લાગી—એક મુખેથી અનેક મુખે, અનેક મુખેથી અસંખ્ય મુખે. કોઈએ કહ્યું એને બાવીશ આંગળી છે, તો કોઈએ કહ્યું એને ત્રણ આંખ છે. કેટલાકે એને રાવણનાં માથાં બક્ષ્યાં તો કેટલાકે એને બાણાસુરના હજાર હાથ. પ્રસાદનું, એ તો એ ભયંકર માયાવીનું પ્રાસાદિક સ્વરૂપ હતું, બાકી એનું ખરું રૂપ તો વૈતાલભૂતનું, તાંડવની કાળીનું.

આવી આવી કલ્પનાઓએ ટોળાની ઉત્સુકતા વધારી મૂકી. તેણે કામદેવને જોવા માગણી કરી. કચેરીના દરવાજા બંધ કરી દેવામાં આવ્યા. પણ બંધ કરનારને શંકા પડી કે આ વિશાળ માનવઘોધ આગળ આ અવરોધ કેટલી ઘડી ટકશે? લાઠીબંધ સિપાઈઓ અંદર જવાનો રસ્તો આંતરી ઊભા, પરંતુ તેમના પગ પૃથ્વી પર ઠરતા ન હતા. જનસાગરનો જુવાળ જાણે કે હમણાં તેમને ઊંચકી કાઢશે ને કોણ જાણે ક્યાં ક્યાંક ફેંકી દેશે એ ભયે તેમનાં તન મન બંને કંપી રહ્યાં હતાં.

અંદરથી પ્રબોધચંદ્ર બહાર આવ્યો પણ તેને જોઈને તો ટોળું

હિલોળે ચડયું. ' એ ચંડાળે જ પ્રજાના પરમેશ્વરને કેદમાં પૂર્યો છે.' ' ઓ ફોજદાર! યાદ રાખજે, તારી તો રેવડી દાણાદાણ થશે.' ' આજે રાતેજ ખોડિયારમાનું ખપ્પર તને ભરખી જશે.' 'હજુ ચેત અને લોકોના લાડકાને છોડી દે, નહિ તો કફન અને લાકડાની અવસ્થા કરવા માંડ.'

આ વાકયધસારાનો માર પ્રબોધચંદ્રની વજ્જર છાતી પણ ઝીલી ન શકી. તે વિચારવા લાગ્યો, " આ પ્રસાદ ઉપર તો હજુ શંકાજ છે. એજ કાગદેવ છે તે તો પુરવાર થાય ત્યારે. પણ તે પહેલાં આ પ્રજા એના પર કેટલી વારી જાય છે. કાગદેવ સાચે જ શું મંત્રતંત્ર જાણતો હશે? તેણે વસતી પર વશીકરણ તો નહિ કર્યું હોય?"

લાગતું તો એવુંજ હતું. બાકી સાવિત્રી જેવી લોકપ્રિય સેવિકાનો પણ વક્કર ન પડે એવું બને? તે ટોળાંને શાંત રહેવા સમજાવતી હતી. તે વળી કહેતી હતી કે, પ્રસાદ એ કાગદેવ નથી, પણ તેનું કહ્યું માને કોણ?

" તે તમે નહિ જાણો બહેન!"

" પોતે કાગદેવ છે એવું જો તમને કહે તો એ છૂપો રહી શકે?"

" તમે સત્યના આગ્રહી પછી એને છૂટથી ફરવા દો?"

એક બે જણે તો સીધો આરોપ પણ મૂકયો. ટોળું આજે સારાસારનું ભાન ભૂલ્યું હતું. દિવસોના દિવસો જેનાં દર્શન માટે ઝંખના કરી તે પ્રગટ થાય છતાં સરકાર અને સાવિત્રી તેનાં દર્શન કરવા ન દે એ લોકો કેમ સાંખી લે?

"પ્રસાદભાઈને કાગદેવની કીર્તિ મળે છે તે તમને ખૂંચતું હશે!"

" આવી વાહવાહ પામવી હતી તો થવું હતું ને કાગદેવ."

" તો ભટકવું હતુંને જંગલેજંગલ."

ટોળું વીફરે ત્યારે ભલાભલાનું માન રાખતું નથી. તે પોતાની

સાચી યા ખોટી જીદ છોડતું નથી. એ વંટોળની ધૂળ પેઠે ડમરીએ ચડે છે, આડમાં જે કોઇ આવે તેને ઘૂમરી ખવડાવે છે ને ઊંચે લઈ જઇ પછાડે છે. આંધીના તુફાનને નમી પડે તે બચી જાય, જે સામું થાય તે ઝાડનાં હાડપાંસળાંય જોવા ન મળે.

કાગદેવના દર્શન માટે ઉલટેલા ટોળાની આજે એવી દશા—મનોદશા હતી.

તેથી સાવિત્રી સમજી ગઇ કે આવા સમૂહનો ભ્રમ ભાંગવો સહેલ નથી. ભ્રમ? ના, ના. લોકોની તો હવે એ અચળ શ્રદ્ધા હતી: પ્રસાદ તેજ કાગદેવ. હજાર હજાર લોકોનો એવો અડગ વિશ્વાસ જોઈ ઊલટો સાવિત્રીનો પોતા પરનો વિશ્વાસ ઘડીભર ડગ્યો. હું પોતેજ કદાચ ભ્રમમાં કેમ ન હોઉં? પ્રસાદ પ્રચ્છન્ન કાગદેવ હોય પણ ખરો. પ્રસાદ પણ જેલમાં બેઠો બેઠો એવી શંકા કરી રહ્યો હતો. અગણિત મનોની પ્રબળ ઘોષણાએ તેના મન પર પણ અસર કરી હતી. "હું જ કાગદેવ હોઉં પણ ખરો; મારૂં એ સૂક્ષ્મ શરીર કેમ ન હોય? મારી ઉત્કટ દેશભાવનાએ જ એ રૂપ કેમ ધાર્યું નહિ હોય."

સાવિત્રી સરી ગઇ કે પાછું લોકોનું ઘૂમરાણ શરૂ થયું.

"અમારે કાગદેવનાં દર્શન કરવાં છે."

"અરે! એ પ્રસાદને તો જોઈ જોઈ જૂનો કરી મૂક્યો છે, હવે નવું શું દેખવાનું છે?" મામલતદાર સાહેબે દલીલ કરી.

"પણ અમારે એને કાગદેવના રૂપે જોવો છે."

"અમારે એને હજાર હાથવાળો જોવો છે."

"અમારે એનું ત્રીજું નેત્ર જોવું છે."

પ્રજાની ગાંડી ઘેલછા જોઈ રાવસાહેબ હસ્યા. માણસ ભ્રમમાં ભૂલે છે ત્યારે કેવો બધિર બને છે! પછી હસતાં હસતાં તે બોલ્યા:

"તમારે તમારો શીંગડિયો ને દંતુડિયો દેવ જોવો હોય તો સવારે બતાવીશું. અત્યારે તો કેદના દરવાજા બંધ થઈ ગયા."

"બંધ થઈ ગયા હોય તો ઉપાડો."

"તમારો ભરોસો શો?"

"રાતોરાત તમે એને અમદાવાદ ઉપાડી જાવ તો?"

"તરત દાન ને મહા પુણ્ય"

"શુભસ્ય શીઘ્રમ્."

આવાં આવાં વાક્યોનો વરસાદ વરસ્યો. અંતે અમલદારો હાર્યા, પ્રજાહઠ જીતી. રાજહઠ કરતાં ટોળાની હઠ બળવાન છે તે પુરવાર થયું.

પ્રસાદને એક સળિયાવાળી બારી આગળ લાવવામાં આવ્યો.

'કાગદેવની જય' થી આકાશ ગાજી ઉઠ્યું. એ જયકારનો ઇન્કાર કરવો પ્રસાદ માટે અશક્ય હતો. કદાચ તેણે તે ઇચ્છ્યો પણ નહિ હોય.



## પ્રકરણ ૪૨ . . . . પ્રસાદ કે કાગદેવ ?



પ્રસાદની લોકપ્રિયતાએ દયાશંકર પરના પ્રજાના પ્રેમને પણ આવરી લીધો, નહિ તો દયાશંકર છૂટીને આવ્યા તેને લેવા સ્ટેશન પર સાવિત્રી એકલી જ હોય? પ્રજાવર્ગ કચેરીના બારણે કાગદેવના દર્શન માટે ઉપર તળે થતો હતો ત્યારે સ્ટેશન પર માત્ર બેજ જણાં હતાં. એક ઊતારૂ દયાશંકર અને બીજી, તેને લેવા આવનાર સાવિત્રી. કેદખાનાનું કંપાઉંડ પ્રસાદ ઊર્ફે કાગદેવના જયનાદથી ગોરંભતું હતું ત્યારે સ્ટેશન સૂનકારે સમસમતું હતું. દયાશંકરને વિદાય આપી તે દિવસની ભીડ ક્યાં અને આજની આ નિર્જનતા ક્યાં? પ્લેટફોર્મ પર કદાચ ગિરદી હશે એવી દહેશતથી વ્યવસ્થા જાળવવા ઊતરેલા રેલ્વે સિપાઇ અચરજ પામ્યા. સત્યાગ્રહનો જુવાળ ઊતરી ગયો?

પ્રજાના ઉત્સાહની ઓટ આવી? નહિતો કોઇ ચકલુંય કેમ ફરકતું નથી?

દયાશંકર સરઘસ–સામૈયાના અને જયજયકારના ભૂખ્યા ન હતા. એ સાધુવૃત્તિના સાચા સત્યાગ્રહી 'વાહ વાહ'ની અપેક્ષાથી પર હતા. છતાં એમનેય આશ્ચર્ય તો થયુંજ. સ્ટેશન સૂનું કેમ? સાવિત્રી એકલી કેમ? પ્રથમ વિચારે એમને અમંગળની શંકા આવી. કોઇનું મૃત્યુ તો થયું નથીને? આખો રસાલો મૈયતમાં તો નથી ગયોને? દ્વિતીય વિચારે તેમને આનંદ થયો. ચાલો ઠીક થયું, શાંતિથી આશ્રમે પહોંચી જવાશે. દાદુ દૌહિત્રીને એકચિત્તે મળી શકશે, વગર વિક્ષેપે સુખદુઃખની વાતો કરી શકશે.

ગાડીમાંથી દાદુ ઊતર્યા–ન ઊતર્યા કે દૌહિત્રી પગે પડી. તે કેવળ દ્વયક્ષરી શબ્દજ બોલી શકી:

"દાદુ!"

"બેટા!" પ્રણામ કરતી દૌહિત્રીને છાતીમાં શમાવી વૃદ્ધ દાદુએ પણ દ્ર્યંક્ષરીજ ઉદ્‌ગાર કાઢયો.

ઘડીભર બંને એકમેકમાં લીન થઇ રહ્યાં. દિશાઓની ગોદમાં કોઇ ઉષા એકાકાર બની? કોઇ સંધ્યાએ સમુદ્રમાં આત્મસમર્પણ કર્યું? કોઇ તારિકાએ ચંદ્રિકામાં તેજ–નિમજ્જન કર્યું? કે પછી દરિયા દાદાએ કોઇ નાનકડી નદીને અંતરમાં ઊતારી દીધી યા કોઇ ડુંગર દાદાએ વિખૂટી હિમ–વાદળીને ઉદરમાં શમાવી દીધી?

બંનેનો મિલનનો હર્ષોદ્રેક શમ્યો એટલે દયાશંકરે જિજ્ઞાસા બતાવી:

"એકલીજ આવી?"

"એકલીજ છું એટલે એકલીજ આવું ને!"

"પ્રસાદ ક્યાં ગયો?"

"આજે પકડાયો છે."

"કોણે પકડયો?"

" પ્રબોધચંદ્રે."

" એણેય ઠીક મોકો સાધ્યો. હું છૂટવાનો છું એ જાણીને જ એણે આ ધરપકડ કરી હશે. મને, એના એક વખતના દાદાને, પ્રસાદને મળવાહળવાનો જરા તરા આનંદ મળે તેટલુંય એને ખૂંચ્યું હશે ?"

બંને બહાર આવ્યા.

" દાદુ ગાડી કરી લઇએ ?"

" ના બહેન, આ શાંત ચાંદનીમાં પગે ચાલીએ એ ઠીક છે."

" તો જેવી તમારી મરજી."

બંનેએ છાવણી તરફ પગ ઉપાડયા. બજાર, રસ્તા બધું નિર્જન હતું. તે જોઈ દયાશંકરને વિચાર આવ્યો: આઠ વાગ્યામાંજ બધાં સૂઈ ગયાં ?

સાચે જ, એવો વિચાર ઉપજે એવી નિર્જનતા ભરવસતીમાં બરાઇ પડી હતી. શેરીઓ સૂનકાર હતી. માત્ર થોડી થોડી વાર એ સૂનકાર વચ્ચે ચોગાનમાં ચાલતા હોકારાના પડઘા ગર્જી ઊઠતા તે ભેંકાર વધારતા, મરવા સૂતેલાના ઓરડાની શાંતિમાં કટકે કટકે કપાતા જીવની ચિત્કાર વાણી પેઠે.

" બહેન ! બધું સુમસામ કેમ છે ?"

" સર્વે સહકુટુંબ દર્શને ગયાં હશે."

" ક્યાં ? આજે એવો તો કયો તહેવાર છે કે બૈરાંછોકરાં બધાંય દર્શન કરવાં ગયાં ?"

" આજે દેવ પ્રગટયા છે."

" ક્યા દેવ ?"

" કામદેવ."

" એ વળી કયો દેવ ? ક્યાં પ્રગટયો છે ?"

" કાચી કેદમાં, કચેરીમાં."

" પેલા અસહકારી બારવટિયા કામદેવની વાત કરે છે ?"

" હા, તેની જ. "

" તે પકડાયો ? "

" હા, પોલિસ એવું કહે છે; અને પ્રજાએ તે માની લીધું છે."

" પ્રજાનો એ બહુ વહાલો છે, નહિ ? "

" હા, પ્રજાને મન એ બીજો ભોજરાજા છે, કર્ણ દાનેશ્વરી છે, પરદુઃખભંજન વિક્રમ છે. "

" વારાફરતી જેલમાં આવતા લોકો પાસે મેં એનાં બહુ વખાણ સાંભળ્યાં છે, એ સાચાં છે ? "

" એનાં સાધનનો વિચાર છોડીએ તો એની સાધના અભૂત-પૂર્વ છે. રોમાંચક રાજપૂત-યુગની યાદ કરાવે એવી છે. "

" એ છે કોણ ? "

" જરાક કાન દઈને એના જયનાદના પડઘા સાંભળો એટલે જાણી શકશો."

" પ્રસાદચંદ્રની જય, કાગદેવની જય !"

એ હર્ષઘોષથી જાણે આખા વાતાવરણના તાર હર્ષ-થડકારે થડક્યા, અને દયાશંકર ચમક્યા.

" શું પ્રસાદ તે જ કાગદેવ ?"

" એવો એના પર આરોપ છે. તેટલા જ માટે તો એની ધરપકડ થઈ. "

" પ્રસાદ કાગદેવ ? સ્વભાવે સુંવાળો, સાહસોથી સો ગજ દૂર રહેનારો અને સત્યનો આગ્રહી પ્રસાદ તે કાગદેવ? માની શકું કે પ્રબોધચંદ્રનું પતન ન થયું હોત તો તે કાગદેવ થઈ શકત, પણ પ્રસાદ કાગદેવ ? આમ તો એકે એકથી નહિ પણ સોથી બોલવા પડશે. "

" દાદુ ! આમ આશ્ચર્ય ન પામો. દુનિયામાં ઘણી વસ્તુ દેખાય છે તેવી અંદર નથી હોતી. સુશોભિત ઇંદ્રવરણાંનો ગળ હોય છે ધુમાડો જ્યારે કાંટાળાં ને ખરબચડાં અનનાસનું અંતર હોય છે

ગળ્યું ગળ્યું. માનવીનું મન કોઈ માપી શક્યું નથી, નહિતો કોણ માનત કે પ્રબોધચંદ્ર દેશીનો મટી પરદેશીનો થશે, પ્રિયજનને તજી અપ્રિયજનોને સ્વજન કરશે, આદર્શોને મરછરી અધમતા પહેરશે !''

"પ્રબોધ જેવો ઉત્પાતિયો ને મરણિયો દ્વિમુખી તો શું પણ ચતુર્મુખી જીવન જીવી શકે એ માની શકાય, પરંતુ પ્રસાદ પરાક્રમ કરે એ હજુ ગળે ઊતરતું નથી.''

"મને તો એનાં પરાક્રમો કરતાં એની એ રૂપે જીવવાની શક્તિ માટે વધારે આશ્ચર્ય થાય છે. હું પાસે ને પાસે છતાં મને ખબરે પડવા ન દીધી! પડદા પાછળ બીજું જીવન હતું તેને ઢાંકવા જ એણે પ્રસાદરૂપે સત્યનો અને શાંતિનો અતિ આગ્રહ સેવ્યો હતો, અને કાગદેવનો ઉગ્ર વિરોધ કર્યો હતો.''

"સાવિત્રી ! મારા આ બંને શિષ્યો દ્વિમુખા નીકળ્યા. એક સત્યાગ્રહીમાંથી સરકારી થયો અને બીજો અ-સત્યાગ્રહી. મને નવાઈ લાગે છે તે એ, કે મારા પ્રેમધર્મનાં સત્યધર્મનાં શિક્ષણના પરિણામ આવાં કેમ આવ્યાં ! હશે હરીચ્છા. પણ સાવિત્રી ! તું પ્રસાદને મળી આવી ?''

"ના, કોઈને મળવા દેતા નથી.''

"હજુ તો કાચી કેદમાં હશે ને ?''

"ખરી વાત. પણ એનો અપરાધ એવો છે કે જેની સાબિતી સહજે ના મળે એટલે એને વગર કેસ ચલાવ્યે નજરકેદમાં રાખવાનો છે. આમ કાચી કે પાકી જેવી કહો તેવી કાયદેસરની કેદ એને મળી ચૂકી.''

"ત્યારે હું એને મળી નહિ શકું ?''

"લાગે છે તો એવુંજ. આજે રાતે એને અમદાવાદ કે ક્યાંક ઉપાડી જશે.''

"એણે અપરાધ કબૂલી લીધો ?''

"તે તો શી ખબર પડે ? પણ એ અપરાધ-સ્વીકાર કે ગૌરવ-સ્વીકાર ? ''



## પ્રકરણ ૪૩ . . . . . પ્રમુખપદને પાત્ર



રમતારામને જે સ્વરાજની બીક હતી તે આવી પહોંચ્યું. તેઓ કહેતા ફરતા કે પ્રજા તો પડું પડું થઈ રહી છે પણ ત્યાં તો તે ઉઠી, ફરી ટટાર થઇ ગઇ. પડેલા હતા તેય વગર ટેકે ઊભા થયા, જાણે કે કદીય પડ્યા નહિ હોય એમ છાતી કાઢી ચાલવા લાગ્યા. સાચા શૂરાઓ તો બિચારા પાછળ રહી ગયા અને તિસમારખાંઓજ "વાઘમારુ"નો ચાંદ પહેરી ફરવા લાગ્યા.

ગાંધી-ઇરવિન તહનામા પર સહી થઈ એ સ્વરાજના ખરડા પરજ દસ્કત થયા એમ ઘણાએ માન્યું. પ્રજામાં ઉત્સાહની ભરતી ચડી. ઘરેઘર દિવાળીના દીવા થયા. કેટલાંય ઘરોમાં રહ્યાં સહ્યાં વિદેશી લૂગડાંની હોળી થઈ. રસોડામાં હોળી દિવાળીનાં પરબો એક સાથે મંડાયાં. ત્યાં પકવાન અને રસપાકના થાળો ઉભરાવા લાગ્યા. શોકનાં સૂતક ઊલતાં આનંદના ઓચ્છવો શરૂ થયા. હિજરતીઓ આવ્યા, તેમણે અવાવરા ઘરમાં રંગરોગાન કર્યાં. કેદીઓ આવ્યા, તેમણે પાતાળે પહોંચેલા પેટને હિમાલયે પહોંચાડયાં. સ્વયંસેવકો આવ્યા, તેમણે અતિશ્રમિત શરીરોને સુખાસનને સ્વાધીન કર્યાં. સેવિકાઓ આવી, તેમણે રસજીવનમાં નવી મધુરજનીઓ શરૂ કરી.

ઘર ઘરના ઉત્સવો પૂરા થયા પછી સામાજિક સંમેલનો શરૂ થયાં. સાથે શરૂ થયાં તેરમાના વરાને લજવાવે એવાં પંચ-ભોજનો, લઘુરુદ્રનાં અનુષ્ઠાનોને આંબે એવી સત્યનારાયણની કથાઓ, લગ્નના માંડવાના મોઢે મેશ ચોપડે એવા સભા-શણગારો, તથા ડાયરા દરબારને દબાવી દે તેવી મિજલસો.

ઉપકંઠ તાલુકામાં પણ આવું એક સંમેલન યોજાયું હતું. સભા માટે એક મોટો માંડવો બાંધવામાં આવ્યો હતો. લાકડાં લાવ્યા ઇમારતી લાકડાની લાતીવાળા મહીજીભાઇ, તો કપડાં લાવ્યા કાપડ

મહાજનના પ્રમુખ વિશ્વમોહનદાસ. વહોરાજીઓ બત્તી લાવ્યા અને પારસીબાવાઓ ખુરશી ટેબલ લાવ્યા. જોતજોતામાં માંડવો તૈયાર. પછી પાણી છંટાયું, જાજમ પથરાઇ, ખુરશી ટેબલો ગોઠવાયાં.

સભાના સમયથી એક કલાક પહેલાં ગામડે ગામડેથી લોકો આવતાં હતાં, કોઇ પગપાળાં તો કોઈ ગાડાંમાં. કોઇ જીવતા ઘોડે ચડી તો કોઈ યંત્ર–ઘોડાની તેલગાડીએ ચડી. અઢારે વર્ણ આવતી હતી. સવર્ણો અને અવર્ણોમાંની અસંખ્ય વર્ણોનો જાનમાં જતા હોય તેવો ઉત્સાહ હતો. મિયાં–મુલ્લાંઓ જાણે ઇદેમિલાદના મેદાનમાં જતા હતા, જરથોસ્તી બિરાદરો જાણે પતેતીના મેળાવડામાં આવતા હતા.

સભાસ્થાન ચિકાર હતું. મોટા મોટા મોવડીઓ મોડ પહેરીને મોવડે બેઠા હતા. એમના પછી નગરજનો, શિષ્ટજનો અને ગૃહસ્થ-જનોની હાર હતી. પહેલી હાર ખુરશીઓ પર હતી, બીજી હાર જાજમ પર હતી, અને ત્રીજી હાર—જે ભીલ અને ભરવાડની હતી, હાળી અને હેલકરીની હતી, ગરીબ અને ગરબાંની હતી, ઓરમાયાં જેવાં વસવાયાંની હતી—છેલ્લે ઉઘાડી જમીન પર હતી. સામે ચાલી આવતા સ્વરાજમાં–કહેવાતા સૌ–રાજમાં–સર્વની શી વ્યવસ્થા થવાની હતી તેનું અત્રે પહેલાંથી પ્રતિબિંબ પડ્યું હશે ?

સભાસ્થાને શાંતિ જાળવવા પોલિસો આવ્યા હતા તે ઓરમાયા અને ઓશિયાળા જેવા દૂર ઊભા હતા. એમનું સ્થાન હવે સ્વયં-સેવકોએ લીધું હતું. એમની લાઠીઓથી વધારે સારી ને વધારે તેલ પીધેલી લાઠીઓ તેમના ખભે હતી. જેમના ખભે તે ન હતી તેના હાથમાં ચાંદીની ખોળીવાળા નેતરના સટકા હતા. તે વા સાથે વાતો કરતા હોય એમ ડોલ્યા કરતા હતા. નવતરા કસરતબાજની પેઠે જ્યાં ત્યાં કમાન પડતા ને બેઠા થતા હતા. પરંતુ આ શાંતિ–રક્ષકો શાંતિ જાળવવા માટે હતા કે શોભા માટે હતા તે એક પ્રશ્ન હતો. કારણ માંડવાનું મહૂરત થયું ત્યારથી હોકારાનું પણ સંગલાચરણ

થયું હતું. માયાવી રાક્ષસના જેવું તેનું કદ વધતુંજ જતું હતું. હવે તો સર્વે સ્વાધીન. એ નવપ્રાપ્ત સ્વાધીનતાનો પ્રથમ ઉપયોગ સૌ જાણે છૂટી જીભે વાતો કરવામાં કરતા હતા.

સભા સમસ્તને આ અશાંતિ અજુગતી ન લાગી. લાગે પણ ક્યાંથી? એને અવતાર અને આકાર આપવામાં સર્વનો સમાન હિસ્સો હતો, પરંતુ એમાં જેનો ભાગ ન હતો તેવા દૂર ખૂણા ઊભેલા પ્રબોધચંદ્રને તે કર્ણકટુ લાગી. પોતાની જૂની અમલદારની ટેવ મુજબ તે તેનાથી સહન ન થઈ, તેથી તે આગળ આવ્યો.

પણ તેના માટે દરવાજા બંધ હતા. દરવાજે ઊભેલા સ્વયંસેવકોએ તેને રોક્યો.

"અહીં તમારૂં શું કામ છે?" હાથમાંનો સટકો હલાવી એક નાયક જેવા લાગતા બિરાદરે તેને રોક્યો.

"કેટલી ગરબડ?"

"તે જોવાનું કામ તમારૂં નથી. તમારાં રાજ હવે આથમી ગયાં."

"ભલે ગયા, પણ તમારાં નવા ઊગ્યાં છે તેમાં આવું અંધેર?"

"એ છે ઉત્સાહનું પૂર–પહેલા વરસાદનું હાથીપૂર!"

"પરંતુ એ હાથીને વશમાં નહિ રાખવાનો?"

"રાખીએ કે નહિ રાખીએ તે અમારી મરજી. તમે વચ્ચે શાદને માથું ખાવ છો? એ કેદી હાથી છૂટચો છે તો ભલેને એ ચઢી પગ છૂટા કરે!"

પ્રબોધને પાછા આવવું પડ્યું. લોકોમાં રહેલો ગાંડો હાથી એની જ વાટ જોતો હતો કે શું? તે બરાડી ઊઠ્યો:

"શરમ છે એ દેશદ્રોહીને–"

"ધિક્કાર છે એ ઘરભેદુને–"

"તારી ઘોર ખોદાય, ઓ ઘરખોદુ!"

"તારી ચેહ ખડકાય ઓ કાટીમુવા!"

આવાં આવાં તો અનેક ક્રૂરોની સ્વસ્તિ–વચનોની વર્ષા વરસી.

બીજો હોત તો શરમનો માર્યો મરી જાત અથવા કાળનો માર્યો ફોજદારનું પાણી બતાવત. પણ પ્રબોધ તો પ્રબોધ જ હતો, શાંત અને સુશીલ, સૌમ્ય ને સસ્મિત. તે માત્ર એકજ વાક્ય બોલ્યોઃ 'ભલે મારાં પાતક ધોવાતાં !'

પ્રબોધે તો આ ફિટકાર ખમી લીધો પણ સભામાં બેઠેલા રામલાલ–મણિલાલથી તે ન ખમાયો. પ્રબોધભાઇનું અપમાન ? પ્રબોધ દેશદ્રોહી ? એ દેશદ્રોહી તો આ બધા કયા સાધુના સરદાર છે ? તેમણે પ્રબોધના અપમાનનો બદલો લેવાનો નિર્ણય કર્યો.

બંને સભા વચ્ચેથી ઊઠયા. ચારે તરફ જોવા લાગ્યા. તેમણે જોયું કે પ્રમુખની ખુરશી ખાલી છે. બસ, એકજ પળમાં તેમણે સામસામી ઇશારો કરી કંઇક રમત ગોઠવી કાઢી. બંનેએ વ્યાસ-પીઠ તરફ પગ ઉપાડયા. આગળ રામલાલ ને પાછળ મણિલાલ. સભા ચૂપ થઇ જોવા લાગી કે શું થાય છે.

સભા–મંચ ઉપર પહોંચતાંજ મણિલાલે બોલવા માંડયું: "તમારી સંમતિથી પ્રમુખની ખુરશી પર બેસું છું."

"તમે પ્રમુખપદે ?" પહેલી હારમાંના મોવડીઓ ઊભા થઇ ગયા.

"અરે, આજે તો રમણ દાક્તર પ્રમુખ થવાનો છે." સભા-માંથી કોઇ બોલ્યું અને રમણ દાક્તરે પ્રસન્ન મુખે પોતાની ખુરશી પરથી ઊઠી એક ડગ પ્રમુખપદની ખુરશી તરફ ભર્યો.

"રમણ દાક્તર મોટા પૂછડાવાળા કરતાં હું શું ખોટો ?"

મણિલાલ ખુરશી પચાવી બેઠો. રમણ દાક્તરના સાથી તેને ટાંગાટોળી કરી ઉઠાડવા આવ્યા. તેઓમાંથી એક જણુ તુચ્છકારથી બોલ્યું: "દાક્તર સાહેબ ક્યાં ને તું ક્યાં ?"

"હા, મારે બે હાથ છે અને ડાકટરને ચાર હાથ છે. એક દવા આપવા, બીજો પૈસા ખેંચવા અને ત્રીજો–ચોથો બેઉ બાજુની ડુગ-

ડુગી વગાડવા." અને એ સાહેબ ખુરશી પર બેઠા બેઠા ટેબલની બંને બાજુ વગાડવા લાગ્યા.

"અરે, દાક્તરને તો પ્રમુખ નથી થવું ત્યારે!" રામલાલે પાછલે પગલે સ્વસ્થાને પહોંચી બેસી ગયેલા દાક્તર તરફ નજર કરી કહ્યું.

"તો પછી વિનોદ વકીલનો વારો. તું વચ્ચે ક્યાંથી ઘૂસી આવ્યો ?" સભામાંથી અવાજ ઊઠ્યો.

"વિનોદ વકીલ કોણ ?" મણિલાલે ઊભા થઇ ચારે તરફ નજર કરી.

"હું. વિનોદરાય વૈકુંઠરાય વૈષ્ણવ." વકીલે ગૌરવભેર ઊભા થઈ સ્વપરિચય આપ્યો.

"તમે હજી વકીલ છો ? પણ તમે તો વકીલાત છોડી દીધી છે." રામલાલે નવી વાત આગળ આણી.

"જૂઠ્ઠી વાત. બનાવટી વાત."

"તો તમને બે જીભ છે ?"

"અપમાન ! અપમાન ! તમે છો કોણ ? મને બે જીભ ?"

"જરૂર, એક જીભે પૂ. ગાંધીજી આગળ વકીલાત છોડી હતી અને બીજી જીભે કચેરીમાં તે ચાલુ કરી હતી."

"તમારી પાસે પુરાવો છે ?"

"છે, જુઓ આ તે દિવસનું છાપું. વાંચું ?" રામલાલે ગજવામાંથી પસ્તીનું એક પાનું કાઢી વિનોદરાયને પૂછ્યું, પણ તેનો જવાબ આપ્યા પહેલાં જ વિનોદરાય નીચી મુંડી કરી બેસી ગયા હતા.

પછી ઉઠ્યા એક પારસી શેઠ, ખાદીધારી ને દેશનેતાઓના ખિદમતગાર; પરંતુ તેમણેય ગવર્નર સાહેબને આપેલા માનપત્રમાં સહી અને ખર્ચ આપેલાં તે આડે આવ્યાં. એ જોઈ એક શેઠીઆલાલ ઉઠ્યા, પણ એ લાલાના મુખની લાલી પણ ઊતરી ગઇ, કારણ કે

સરકારે હરાજ કરાવેલો માલ એમણે બીજાના નામે રખાવી લીધો હતો.

"અરે તમે છો કોણ?" સભાએ એકી અવાજે પૂછ્યું.

"અમે સત્યાગ્રહના વહીવંચા ભાટ છીએ. કોણ કઈ ખુરશી માટે લાયક છે તેનો અમે હિસાબ રાખીએ છીએ." મણિલાલે ખુલાસો કર્યો અને રામલાલે વીંટો વાળેલો એક ચોપડો ઉકેલીને મેજ પર મૂક્યો.

"તો શું તમે જ પ્રમુખપદને લાયક?" એક ચીડાએલા સ્વરે રોષ દર્શાવ્યો.

"ના, અમે એમ કહેતા નથી. પણ જો આ દાકતર વકીલ જેવા પ્રમુખ થવાના હોય તો અમે શું ખોટા? બાકી એ પદને લાયક તો બીજા છે."

મણિલાલે ચોપડો ઉંચક્યો. થોડાંક પાનાં ફેરવ્યાં ને બોલવા માંડ્યું: "પહેલો લાયક છે માવલો મજૂર. બબ્બે દિવસની લાંઘણ હતી છતાં તેણે જમીનો માલ ન ઊંચકેલો. સાહેબે આપવા માંડેલી ચારગણી મજૂરીના પૈસા પર તે થૂંકેલો."

"સાબાશ!" સભામાંથી આનંદધ્વનિ ઊઠ્યો.

"બીજો લાયક છે ભલો ભરવાડ. હિજરતીઓનાં ઢોરને નદીનાળે તે ચારી લાવતો. ઘરનાં છૈયાં–છોકરાં ભૂખે મરતાં તેની તે પરવા ન કરતો."

"ખરો ત્યાગી!"

"ત્રીજો લાયક છે ગુલબો ગોવાળ. ગાયો જપ્તીમાં ગઈ, કસાઈને ત્યાં વેચાઈ છતાં તેણે સરકારી અમલદારોને દૂધ ન જ વેચ્યું."

"બહાદૂરે."

"ચોથો લાયક છે ખાલપો ખેડૂત. એક જ વીઘું તેની જમીન. તે હરાજ થઈ છતાં તેણે મહેસુલ ના ભર્યું."

"ખરો વીર."

"સત્યાગ્રહ ટક્યો છે તે એવાના ત્યાગે. તમે જીત્યા છો તે

એવાના બલિદાને, માટે જીત્યા પછી માનપાત્ર સ્થાન હોય તે એમને ઘટે."

મણિલાલે ચોપડો બંધ કર્યો.

"પણ તેઓ તો સભામાં આવ્યા નથી." એક સ્વયંસેવકે તપાસ કરી જાહેર કર્યું.

"નહિ જ આવે. સાચા યોદ્ધા સત્કાર સારુ પડાપડી કરતા નથી. તેમનાં કામ નિષ્કામ હોય છે. તેઓ દેશપ્રેમની જાહેરાત કરતા નથી. તેઓ પડદા ઓથે રહે છે."

"ત્યારે હવે? પ્રમુખપદ માટે કોઈ જ યોગ્ય નથી?"

"છે, કાગદેવ."

કાગદેવના નામનો ઉલ્લેખ થતાં તેની જયઘોષણા થવા લાગી.

"પરંતુ તે તો કારાવાસમાં છે."

"ના, તે છૂટા છે." મણિલાલે સ્પષ્ટતા કરી.

"શું પ્રસાદભાઈ છૂટા?"

"ના, કાગદેવ છૂટા."

"તે એક જ થયું ને."

"કોણે કહ્યું?"

"તો શું પ્રસાદભાઈ કાગદેવ નહિ?"

"ના."

"ત્યારે એને પકડ્યા શામાટે?"

"ખરો કાગદેવ ન જડ્યો એટલે ફોજદારે એને એક ખોટા નરીકે પકડી લઈ ઉપરી અમલદારોને શાંત કર્યા છે."

"તો પછી ખુદ ગાંધીજીએ વાઇસરોયને લખ્યું તોપણ એને છોડતા કેમ નથી?"

"ઉપરી અમલદારો હજુ એને જ કાગદેવ માને છે તેથી."

"તો તે કાગદેવ નથી એની સાબિતી શી?"

"આ ચિત્રગુપ્તના ચોપડાનો બીજો ભાગ જોશો તો તેય જડશે."

"તે ક્યાં છે?"

"કાગદેવની ગુફામાં."

"તે વળી ક્યાં છે?"

"અહીંથી બહુ આઘે નથી."

"તમે જોઈ છે?"

"જોઈ જોઈ જૂની કરી છે."

"અમને બતાવશો?"

"જરૂર, ગુફાય બતાવીશું ને પેલો ચોપડોય બતાવીશું, પણ એક શરતે. સભા તરફથી ચાર જ જણા આવે, ને તેમને અમે આંખે પાટા બાંધી લઈ જઈશું."

"કેટલી વાર લાગશે?"

"અડધો કલાક, મોટરમાં જઈશું તો."

"ભલે, તો ચાર સ્વયંસેવકોને લઈ જાઓ. ત્યાંલગી સભામાં રામધૂન ને ભજન ચલાવીએ છીએ."

"કાગદેવ મળે તો લેતા આવજો."

ચાર સ્વયંસેવકો તથા મણિલાલ ને રામલાલ મોટરમાં બેસી ઉપડ્યા. તેમની પાછળ ફોજદારે પણ મોટર છોડી. એ જોઈ લોકોનું કુતૂહલ વધી પડ્યું. "એ દેશદ્રોહી ખરા કાગદેવને પકડશે કે શું? એકવાર એ આ સભામાં હેમખેમ આવે તો પછી જિક્કર નથી સરકારની કે આટલા માણસોમાંથી એના દેવને પકડી શકે."



## પ્રકરણ ૪૪ . . . . . . . ગુપ્ત પંથ



**બે** ત્રણેક માઇલ દૂર જતાં એક કોતર આવ્યું. રામલાલ તથા મણિલાલે ત્યાં સ્વયંસેવકોને મોટરમાંથી ઉતાર્યા.

કોતર ઊંડું હતું, ઝાડઝાંખરાં અને વેલાવનસ્પતિએ ઢંકાએલું હતું. કરાડા સીધા અને લપસણા હતા. ઘડીભર ચોપગાં પ્રાણી બની બધા અંદર ઊતર્યા. ઊતરતાં ઊતરતાં સ્વયંસેવકો એક બે વાર તો લપસ્યા પણ ખરા. ધોબીનાં ધોએલાં ને કડક :અસ્ત્રીવાળાં કપડાં પર ડાઘા પડ્યા. ગજવામાંથી રૂમાલ કાઢી જલદી જલદી તેને લૂછી નાખ્યા.

અંદર ધોળે દિવસે રાત્રિ હતી. માણસનો પગરવ થતાં અવાવરૂ ઓરડીમાંથી ચામાચીડિયાં ઉડાઉડ કરે તેમ અહીં એકાંતપ્રિય પંખી ને જીવજંતુ આરામ કરતાં હશે તે ચંચળ બન્યાં, ક્ષુબ્ધ બન્યાં, નારાજ બન્યાં. પારકી બોડમાં ઘૂસી આવનાર આ ચોરો તરફ તેમણે અણગમો દર્શાવ્યો. સેવકોના માથા પર ઊડી તેઓ તેમની ટોપી પર ચરક્યાં. ઊતરતાં ઊતરતાં પાયજામો બગડ્યો, હવે શિરજામો બગડ્યો અને અંધિયાર ભેજવાળી જગ્યાની દુર્ગંધે નાક અને અંતરનો ખંડેખંડ તો ક્યારનાંય બગડ્યાં હતાં. પરિણામે તેમનો સ્વભાવ બગડ્યો.

"કાગદેવને શું આવો જ રસ્તો જડ્યો છે?"

"ગુપ્તવાસીને આવોય રસ્તો જડ્યો છે એ સદ્‌ભાગ્ય. બાકી ગુફાવાસીને તો પેટે ઘસડાઇને પેસવું પડે, કાંટાની ઢગલીઓ પર સૂતાં સૂતાં સરકવું પડે. આ કંઇ મોટરમાં બેસી હર્યાફર્યા ને દેશ-સેવા કરી એવું નથી." રામલાલે એક ભાષણ સંભળાવી દીધું.

"હશે ભાઈ, અત્યારે તમારા કબજામાં છીએ. મારવા હોય તેટલા ટોણાં મારી લો." બોલતાં બોલતાં આ સ્વયંસેવકે મ્હો કટાણું કર્યું.

"હજી તો પાશેરામાં પહેલી પૂણી છે અને તેમાંય પહેલો તરાગડો છે. આ માર્ગ તો દેહતોડ કષ્ટનો છે. એમાં તો જાતને તાવી નાખવી પડે. અંગને કંતાવા દેવાં પડે. વિચાર કરી લો. પાછા જવું હોય તો હજુ મોડું નથી થયું. પછી એક વાર આગળ

વધ્યા તો આ કેડી એવી છે,–અસિધારા જેવી છે, પર્વતની પાતળી પગદંડી જેવી છે, કે એ પરથી પાછા નહિ ફરાય. કદાચ ફરાય તોપણ આ પંથની ગુપ્તતા જાળવવા ખાતર અમે જ પાછા ફરવા નહિ દઈએ.''

"ભાઈઓ! તમે તો અમને ગભરાવી મૂકવા માગો છો. તે શું અમે કષ્ટ નથી સહ્યાં? અમે જેલ નથી ભોગવી?" એક સ્વયંસેવકે પોતાની પ્રશસ્તિ આરંભી.

"આ તો સત્ય વાત પ્રથમથી કહી દેવી એ અમારો ધર્મ છે, પછી ભલે તે ભય પેદા કરે કે આકરી લાગે. બાકી છાવણીની ભૂમિશય્યા, જેલની કાંજીભાખરી વગેરે કષ્ટના ઉપર મદાર બાંધી આ ભીષણ યાત્રાએ પગલાં ધરવાં હોય તો બહેતર છે કે એકડો લખ્યો છે તે જ ભૂંસી નાખો. કારણ આ પંથ તો ભીષ્મની બાણશય્યા છે, કંટકબિછાનાં છે, અને તેમાંય બાણ ઝેર પાએલાં અને કાંટા કોહેલા છે. વજ્રની દેહ હોય તે જ તે પર સૂઈ શકે. અને ખાવા કરવામાં તો વગર રમઝાને રમઝાનના મહિના પાળવા પડે છે."

"હશે. અમારે કયાં અહીં રોજ આવવું છે? આ તો કાગદેવની ગુફા જોઈશું એટલે બસ. પછી તો સ્વરાજ આંગણે આવ્યું છે! અમો શીદને આવી ગુફાઓમાં તપ કરીએ, તપના ભોગે મળેલી હવેલીઓના હિંડોળા છોડીને?"

"તો ચાલો, આંખ મીંચી દો. અમે પાટા બાંધીએ છીએ."

ચારે સ્વયંસેવકોની આંખે અંધારી બાંધી મણિલાલ અને રામલાલ તેમને દોરવા લાગ્યા.

"હં! હં! સંભાળજો, માથું ભટકાશે." દોરાનારા પ્રાથમિક શાળામાં અંગૂઠા પકડવા વળતા હોય તેમ ઝૂકી ગયા.

"જો જો પેલો સાપ પડેલો. બિચારાને કચડશો તો ડંખ દેશે." સ્વયંસેવકો સરકસના ખેલાડી કૂદે તેમ કૂદ્યા. હનુમાન કૂદકામાં ઊતર્યા હોય તો એ કૂદકા પહેલું ઇનામ અપાવે.

"ચાલો પેટ પર સૂઈ જાઓ, અને ભોંયમાં આંગળાં ખૂંપવી ખૂંપવી ઉપર સરકવાનું છે."

"આ શું છે? રસ્તો છે કે ઉંદરનું દર."

"તેથીય ભયંકર."

"અરર ! અહીં તો માંસ ગંધાય છે."

"તો જરા પ્રાણાયામ કરી લો. એક લાંબા કુંભકે શ્વાસ રૂંધો એટલે વાઘની બોડ પસાર. એ પછી તો રીંછની બખોલ આવશે, ત્યાં રેચક કરજો."

"આ તો તમે મશ્કરી કરો છો કે હકીકત કહો છો?"

"કેમ શંકા પડી?"

"શંકા ન પડે? કાંઠાપોરના સીમાડામાં તમે તો નવાપોરના જંગલમાં ને સાતપૂડાના ડુંગરમાં હોઈએ એવી વાત કરો છો."

"ભાઈઓ, આકળા ન થાવ. જ્યાં ગુપ્ત સમિતિઓ, ગુપ્ત પંથો સ્થપાય છે ત્યાં ન જંગલનાં જંગલ, ન ભૂલભૂલામણીની ભૂલભૂલામણી અને ન વાઘના વાઘ ઊભા થાય છે. ગુપ્ત ગુફાઓની કેડીઓ આવી અઘરી અને અટપટી ન હોય તો એની ગુપ્તતા જળવાય પણ શી રીતે? એ જો લસણપોર અને પાદરાના રસ્તા હોય તો પ્રજા અને સરકાર એક દિવસ પણ આવી મંડળીઓને જીવવા દે?"

આમ ને આમ આખી મંડળી માર્ગ કાપતી રહી. સ્વયંસેવકોને ન તો દિશાનું ભાન રહ્યું કે ન તો સમયનું કે અંતરનું. આખા દિવસથી ચાલ ચાલ કરીએ છીએ એવો તેમને ભાસ થયો. તેમના થાકેલા હાથપગ એ ભાસને ટેકો આપતા હતા. ચાલતાં ચાલતાં જાણે શીતમાંથી ઉષ્ણમાં ને ઉષ્ણમાંથી હિમાળુ કટિબંધ તેઓ પસાર કરે છે એવો ખ્યાલ પણ તેમને ઊપજ્યો. તેઓ ક્યાં જઈ રહ્યા છે? દરિયાપારના સહરામાં કે હિમાલયપારના ગોબીમાં, સુંદરવનની કાદવકલણોમાં કે નળકાંઠાની પાણીપોચી ખાંજણોમાં? દિશા ભૂલ્યા જેવા તેઓ ઘસડાતા હતા.

"આનો અંત આવશે કે નહિ?" સામે પત્થરની દીવાલમાં માથું ભટકાયું ત્યારે એક જણ ચિત્કાર કરી ઊઠચો.

એ ચિત્કારના ચારે દિશાથી પડઘા ઊઠ્યા, જાણે કે તે થાક્યા પાક્યા સેવકોનો ઉપહાસ કરતા હતા: 'ભાઈઓ! જોયું ને? આના હિસાબે સત્યાગ્રહ તો સુખની સેજ. અહિંસા–પંથની તપસ્યા કરતાં આ પંથે ઓછી તપસ્યા નથી. સત્યાગ્રહીને કંઈ નહિ તો સાદડી સૂવા ને ભાખરી ખાવા મળે છે, પરંતુ આ માર્ગે તો સૂવાની પથારી તે કાતર–ધારી કવચીની, ને ખાવાના રોટલા તે જીભમાં કાપરા પાડે તેવા છીણી જેવા. સત્યાગ્રહીને તો સરકાર પણ સન્માનથી રાખે અને પ્રજા તો આદરથી ઓવારણાં લે. જ્યારે આ "અ–સત્યાગ્રહીને" તો રાજ્યતંત્ર ને પ્રજાતંત્ર બંને ગાળ દે, ગોળીએ દે, તોપના મોઢે દે. આવાં કષ્ટ સામે ચાલી વધાવી લે તેનો દેશપ્રેમ વધારે? કે સરળ ને સસ્તી વાહવાહ માટે સરદારી કરે તેનો?'

આવા પડઘા કેવળ દિશાની દીવાલોમાંથી નહોતા ઊઠતા, આ સ્વયંસેવકોના અંતરમાંથી પણ એવો અવાજ ઊઠતો હતો:

'અમે તો માન્યું હતું કે જે શેઠીઆઓને લૂંટે છે તે છત્ર પલંગે સૂતા હશે. પણ અહીં તો પત્થરના પલંગો પણ નહિ મળતા હોય. એઓ પથભૂલ્યા હશે, ઉત્પાતિયા હશે, અવળંપથી હશે છતાં એમનાં જીવન સાધુને શરમાવે તેવાં છે. એમની તપસ્યા તપસ્વીઓને ઝંખવે તેવી છે.'

સેવકો દીવાલ આગળ થંભી ઊભા હતા. આગળ રસ્તો થતો ન હતો. માર્ગ–નાયક મણિલાલ ને રામલાલ પણ અદશ્ય થઈ ગયા લાગતા હતા. તે રસ્તો શોધવા ગયા હશે કે અંદરના ચોકીદારને જગાડતા હશે કે પછી એકાદી શીલાએ ગુફાનું મ્હોડું ઢંકાઈ ગયું હશે તેને ખસેડતા હશે?

પરંતુ એવી એવી કલ્પના ક્યાંસુધી આશ્વાસન આપે? સેવકો

અધીરા થતા ગયા. તેમને દોરનારા પાછા ન જ આવ્યા. અંતે તેમણે આંખના પાટા છોડ્યા. ચોમેર પ્રકાશ પ્રકાશ પ્રસર્યો હતો. અંધારીએ અંધારામાં રહેવા અભ્યાસી થયેલી આંખો એ ઊજળા અજવાળામાં અંજાઈ ગઈ. ઘડીભર તેમને અંધાપો આવ્યો કે શું તેવો ભય લાગ્યો. પણ ના, એ ભ્રમ હતો, ઊલટી આજે તો તેમની નવી આંખ–અંતરચક્ષુ ઊઘડ્યાં હતાં. તેમના અંતરે ગુપ્તમાર્ગીઓનું ગૌરવ ઓળખ્યું હતું.

"અરે આ તો કોઈની દાણાની વખાર!"

"આ જ કાગદેવની ગુફા?"

"જે હશે તે, ચાલો તો ખરા અંદર."

"પણ પેલા મણિલાલ–રામલાલ ક્યાં?"

"ભાગી ગયા હશે. આપણને રસ્તો બતાવી દીધો તેથી તેમને કાગદેવનો ભય લાગ્યો હશે, અથવા કદાચ તેઓ જ કાગદેવ નામધારી કેમ નહિ હોય?"

આમ અંદર અંદર વાતો કરતા સેવકો વખારમાં પેઠા.



## પ્રકરણ ૪૫ . . . . કાગદેવની ગુફા



તેઓ વખારના પાછલા ભાગ આગળ ઊભા હતા. વખારની ચારે દિશા મોટાં મોટાં ઝાડોથી ઘેરાએલી હતી. એ ઝાડોની પાર કાંટાળા તારની ઊંચી વાડ હતી અને તે પર મોટાં મોટાં પાંદડાંવાળી વેલો વીંટળાઈ વળી હતી. આમ વખાર એક સુરક્ષિત લીલા કિલ્લાની વચ્ચે દુર્ગ જેવી લાગતી હતી.

તેઓ ઊભા હતા ત્યાં એક નાની ડોકાબારી દેખાઈ. એ વાટે તેઓ અંદર પેઠા. અંદર કપાસિયા, તલ, અળસી, દીવેલી

વગેરે તેલી બિયાંની ગુણોના ડુંગર હતા. એક ગુણ પર બીજી ગુણ એમ ઊંચી ઊંચી થપ્પીઓ મારેલી હતી. એવી બે બે થપ્પીઓ વચ્ચે–છાપરાને અડતી દીવાલો વચ્ચે, એક માણસ ગરકી શકે એવી પગદંડી–નેળ હતી. એ થપ્પીઓની હાર આડી ને ઊભી, વાંકી ને ચૂંકી, સાપના ગુંચળાના આકારે, ચક્રાવાના કોઠાના આકારે ગોઠવેલી હતી. તેથી એ ઊંડી નેળમાંથી અંદર પ્રવેશતાં એમ લાગે કે આપણે ભૂલભૂલામણીમાં પેઠા. માથે છાપરામાં હવાબારિયાં ના હોત તો અંદર પ્રવેશનાર અથડાઈ મરે અને તેમ ના મરે તો ગૂંગળાઈ મરે.

આ ચક્રાવાના ચક્કરમાં પેસવું કે કેમ એના વિચારમાં ને વિચારમાં વખત જતો હતો, પણ જે વિકટ માર્ગે તેઓ આવ્યા હતા તે માર્ગે પાછા વળવા કરતાં આ સાંકડી નેળ, કૃત્રિમ કોઠો વધુ મુશ્કેલ નહિ હોય; અને તેઓ કાગદેવની ગુફા જોવા આવ્યા છે તો હવે બારણે આવીને પાછા વળી જવામાં અર્થ ન હતો. સભામાં વીલે મુખે ને ખાલી હાથે પાછા ફરવું એ શરમભર્યું થશે એ દહેશત તેમને કઠણ જીવ કરી ગુફાપ્રવેશ કરવા કહી રહી હતી. પોતાને પ્રથમ પ્રવેશેજ ઘામ છૂટે છે, ગુંગળામણ થાય છે તો પછી કાગદેવ અહીં રાત દિવસ પડયો પાથર્યો રહ્યો હશે તે કેવી રીતે? એ વિચારે તેમના ઢીલા પડતા મનને ફરી ટટાર કર્યું. અંતે તેઓ પ્રવેશ્યા. કોણ પહેલું જાય–એકી સાથે એક એકની હારમાંજ અંદર ગરકી શકાય એમ હોવાથી–એની ખેંચાખેંચ કરી નામની ચિઠ્ઠીઓ ખેંચી તેના પરિણામ મુજબના ક્રમે તેઓ પ્રવેશ્યા.

સાપના ગૂંચળાના ગોળાકારમાં પૂછડેથી પેઠેલા એ સેવકો બહુ સાવચેતીપૂર્વક મુખડા તરફ આગળ વધતા હતા. અત્યારે કાગદેવ ધારે તો–તે એક ને તેઓ ચાર છીએ છતાં–તેમને સ્વધામ પહોંચાડી શકે; કારણ કોઇ અગમ્ય ખૂણેથી તે થપ્પીઓ પર ચડી જાય અને થપ્પીએ થપ્પીએ કૂદી માથા પર આવી કોઇક શસ્ત્ર ફેંકે તો તેની, તેનો ઘા પડે નહિ ત્યાં લગી ખબરે ન પડે; અને ઘા

કરવા શસ્ત્ર પણ શા માટે વાપરવું પડે? આગળ પાછળ થોડી થોડી ગુણો ગબડે કે દુશ્મન કેદ બને અને પછી તેના પર ગુણોનો જ વરસાદ! વિરોધી એક પળમાં તો ચબદાઇને ચપટો બની જાય. પાણી વગરની પખાલ થઈ જાય. લોહી તળિયાની જમીન ચૂસી લે ને બાકી રહે કેવલ માંસના રોટલા અને હાડકાના કટકા. તેની ખાડી–કોતરમાં ગીધડાંને મિજબાની આપી દેવાય. મરનારનાં સગાંને, સરકારને અને કોઇનેય ખબર ન પડે કે ફલાણા ભાઈ ક્યાં ગયા? અલોપ થઇ ગયા? જાદુથી અંતર્ધાન થઈ ગયા?

ડરતા દિલની આવી આવી કુકલ્પનાઓ સેવકોને ડરાવી રહી હતી. કાગદેવે કિલ્લો તો આબાદ રચ્યો છે. કિલ્લાનો કાંકરે કાંકરો જરૂર પડયે કારતુસનું કામ આપે. કપાસિયાનો દાણેદાણો બંદૂકની ગોળી બની શકે. એકસે હાથે એ એકસો આદમીઓને પણ ભારે પડે. આપણે તો ભક્તિભાવે પ્રવેશીએ છીએ છતાં આટલું ડરીએ તો પછી વેરીભાવે આવનારનાં તો છાતીનાં પાટીઆં બંધ થઈ જાય.

ગોળ ગોળ ગલીઓ વટાવતાં વટાવતાં તેઓ અચાનક એક મોટા કુંડાળામાં આવી પહોંચ્યા. એક મોટા દીવાનખાનાના ગોળ ઓરડા જેવડું એ કુંડાળું હતું. ઉપરના છાપરામાં એટલા ભાગમાં નળિયાં ન હતાં તેથી અહીં હવા ઉજાશ પણ પુષ્કળ હતાં.

ત્યારે આ કાગદેવની ગુફા? દેવીના ભકતનો આશ્રમ?

હા, ત્યાંનાં દર્શન આશ્રમનોજ ખ્યાલ આપતાં હતાં. એક ખૂણામાં પાણીનું માટલું હતું પણ તેનો કાંઠો તૂટેલો હતો. ઉપર ઢાંકણના અભાવે ગડીબંધ છાપું ઢાંકેલું હતું. માટલા પાસે પાણી-પાત્રો હતાં: સોનાનાં ન હતાં, રૂપાનાં ન હતાં–ધાતુપાત્રો સંન્યાસીને શોભે નહિ–માટીનાં ન હતાં, કાચનાં ન હતાં–માટી ને કાચ તો બરડ એટલે વારંવાર નવાં વસાવવાની માથાફોડ પડે–એ પાત્રો હતાં કાચલી અને તૂંબડીનાં. સેવકોએ માટલીનું પાણી જોયું. કદાચ તે ત્રણ ચાર દિવસનું વાસી લાગ્યું. આટલી બધી ગલીકુંચીઓનાં ચક્કર

વટાવે ત્યારે પાણી લેવા જવાય ને? તેથી પાણી તાજું ક્યાંથી હોય? એ જોઈ સેવકોને પોતાનાં શરબતપાન, રસપાન અને બરફનાં પીણાં યાદ આવ્યાં. 'અમારૂં જીવન ક્યાં અને આ તપસ્યા ક્યાં?'

પાણિયારા—ના, ના, સમ ખાવાના એક ફૂટેલા માટલા—થી થોડે દૂર સાદડી હતી. સાદડી પર લાકડાનું ઓશીકું હતું. બસ પાથરણું પૂરૂં થયું અને ઓઢણું તો ઉપરનું આકાશજ હશે. સાકટા પકવાસાની જાળીમાંથી દેખાતું આકાશ નીચે સૂતાં સૂતાં જોનારને કદાચ ચોકડીવાળા ચોરસા જેવું દેખાતું હશે, અને એવા દર્શનથીજ કદાચ ચોરસો ઓઢવાનો સંતોષ થતો હશે.

રાંધણીનું તો આવું ભાંગ્યું તૂટયું અસ્તિત્વ પણ ન હતું. તેલી બિયાંના ડુંગર વચ્ચે ચૂલો પેટાવનાર પોતાના હાથેજ પોતાની ચેહ ચેતાવનાર થઈ જાય એટલે બહારથી આણેલા સૂકા પાકા રોટલા ને ડબલરોટી પરજ આ ગુફાનિવાસીનો નિભાવ થતો હશે તેવું છાશવારે છાશવારે 'રચનાત્મક' આરોગતા સેવકોએ બહુ શરમ સાથે અનુભવ્યું. પથારી પાસે એક અડધી ખાધેલી સૂકી પાઉં પડી હતી અને પાસેજ પાણી ભરેલું એક કોટલું હતું, તેમાં તેના થોડા ટૂકડા હતા. માખણના અભાવે આ પાણીમાં બોળાઈ પાઉં પોચો થયો હશે એ કહેવાની જરૂર ન હતી. આજના સંમેલન પછી દૂધપાક, પૂરી ને પતરવેલિયાંનું ભોજન હતું. સેવકોને લાગ્યું કે તે આજે આ પાંઉ જોયા પછી ગળે ના ઊતરે.

કાગદેવના પરોપકારનાં પરાક્રમો વિષે તેમણે ઘણું સાંભળ્યું હતું, પરંતુ એનું ખાનગી જીવન આવું કઠોર છે, ભલા ભલા હઠયોગીને ના કહેવાડે એટલું કષ્ટભર્યું છે તેની તેમને કલ્પના ન હતી. કેવળ સેવકો જ એટલા અજાણ ન હતા. એઓ તો સત્યાગ્રહી હોઈ સિદ્ધાંતની દૃષ્ટિએ કાગદેવની ટીકા કરનારા હતા. પરંતુ જેઓ એના પક્ષકાર હતા, જેઓ એના આભારી હતા, તેઓ પણ આ કઠણ તપથી અજાણ્યા હતા.

આ ઓરડામાં એક બાજુ યોગી બાવાનો આશ્રમ હતો તો બીજી બાજુ હતું કાગદેવનું કાર્યાલય. ત્યાં કાગળો હતા, કલમ હતી, શાહીના સીસા હતા, નાનકડું એવું પેટી–છાપખાનું હતું, પત્રિકાનો થોકડો હતો. લખવાનું ઢાળિયું હતું, પેટીનો ઈસ્કોતરો હતોઃ ટુંકમાં એક વ્યવસ્થિત કચેરી હતી.

આ બધું કામ તે ક્યારે કરતો હશે? તે પરગણામાં દોડાદોડ કરતો હશે કે અહીં બેસી પત્રિકા કાઢતો હશે? તે પરદુઃખભંજન વિક્રમ પેઠે વેશ બદલી નગરચર્ચા કરતો હશે કે અહીં આવી લખાપટી કરતો હશે? વળી પત્રિકાઓ ન પકડાય તેમ ધારેલા ગામે પહોંચાડવાનું કામ તે વળી ક્યારે કરતો હશે? ખરેખર કાગદેવ તો હશે કોઈ એક પણ આ કામ તો દશ જણાનું. શું એણે એકાદ ટોળી જમાવેલી હશે? પેલા રામલાલ ને મણિલાલ એઓમાંના તો નહિ હોય?

સેવકોએ ગુફા જોઈ લીધી, અને બધું હતું તેમ ને તેમ રહેવા દીધું. કારણ, આ સ્થળનાં તો હવે હજાર હજાર ભાવિકો દર્શન કરશે; અહીં તો હવે દર વર્ષે મેળો ભરાશે; સ્વરાજની સરકાર આ કિલ્લા ઉપર એકાદ દેવળ ચણાવશે! એટલે જે હતું તેને ખેરવિખેર કરવું એ પાપ છે એવો ખ્યાલ સેવકોના મનમાં રમતો હતો.

તેઓ જે બાજુના ચકાવામાં ચક્કરે ચડી અંદર પેઠા હતા, તેની સામી બાજુ પણ એવોજ બીજો એક કોઠો હશે એવું તે કલ્પી શક્યા. તેના મુખ વાટે તેઓ બહાર જવા ચાલવા લાગ્યા. આ માર્ગે ક્યાં નીકળાશે તેની હજુ તેમને કલ્પના હતી. ખાડી–કોતરની વિકટ વાટે અંધ બનીને યાત્રા કરતાં તેઓ દેશ અને કાળનું ભાન ખોઈ બેઠા હતા. તેઓ કાંઠાપોરની પાસે છે કે આઘે, તેઓને આવ્યાને કલાક થયો હશે કે પહોર તેનો તેઓ ખ્યાલ કરી ન શક્યા. કામદેવની ગુફાનું વાયુમંડળ જ એવું હતું કે બહારનું બધું જ્ઞાન અને માપ લોપ પામે.

તેથી તેઓ જેવા બહાર નીકળ્યા તેવા ચમકી ઊઠ્યા, કારણ કે તેઓ ખુદ ફોજદારના–માણેકચંદ શેઠવાળા–બંગલાની પાછળની આંબાવાડીમાં નીકળ્યા હતા. "કમાલ! કાગદેવ! કમાલ! શત્રુના કિલ્લામાંજ તમારો કિલ્લો! માણેકચંદ શેઠની બંધ વખારોના પેટમાં જીવ આવ્યો હતો, એની બિચારા ફોજદારને શંકાય આવે? શિકાર વાઘની થાળમાંજ છુપાઈ બેઠો હશે તેવી કલ્પના વાઘને ક્યાંથી હોય? કાગદેવ! પ્રસાદભાઈ કહેતા કે કાગદેવ બંગાળેથી આવ્યા છે, એવો બંગાળેથી કાગળ છે. તમારી પત્રિકાની ભાષા અને તળપદા વહેમોનું જ્ઞાન જોઈ અમે તે માનતા નહિ, પણ આજે કાન પકડીએ છીએ. વિરોધીના પેટમાં પેસીનેજ તેને પૂરો કરવો એવી વિદ્યા તો બંગાળીને જ આવડે! બંગાળી બાબુઓજ પોલિસ થાણાના આંગણામાં બંબગોળાનાં છૂપાં કારખાનાં કાઢે. કાગદેવ! જરૂર તમેય તેમના ચેલા! નહિતો ફોજદારના માથામાં જ તમે જૂ થઈ ઘૂસી ના જાત."

આવા આવા હર્ષોદ્‌ગારે ગાંડા થઇ ગયા હોય તેવા સેવકો સડક પર આવ્યા. ત્યારે ફોજદાર સાહેબને લઇને એક મોટર થાણા તરફ ઊપડી અને બીજી એક મોટર તેમને જોઈ ઊભી રહી તેમાંથી સાવિત્રી ઊતરી. મુંબઈની ગાડી મોડી થવાથી તે સભામાં હમણાંજ આવી હતી, અને આવતા વેંત કાગદેવની ગુફાની ને પ્રસાદ કાગદેવ નથી એ વાત સાંભળી સેવકોને લઇને ગએલી મોટરના ચાલે ચાલે તે કાગદેવની ગુફા જોવા આવી હતી. તે મોટરમાંથી ઊતરી કે તરતજ ફોજદારનો ચપરાશી એક બંધ કાગળ આપી ગયો. તેના પર લખ્યું હતું:

"ખાનગી: શ્રી. સાવિત્રીદેવીને, લી. પ્રબોધચંદ."



## પ્રકરણ ૪૬ . . . . . . . છેલ્લો કાગળ



સલામ, છેલ્લી સલામ, વિદાયની—તમારા અંતરને વેદના થાય તો વિરહની, નહિતો ઔપચારિક—છેલ્લી સલામ.

હું જઉં છું. ચાર દીવાલો વચ્ચેની એવી અંધારી કોટડીમાં જઉં છું કે ત્યાંથી મારો કાળો પડછાયો હવે અહીં લગી, તમારા લગી નહિ પહોંચે. તમે બધાં દેશપ્રેમી અને હું દેશદ્રોહી, તમે ભારતમાતાની કૂખ દિપાવી ને મેં વગોવી—મેં માતાના મુખે મેશ ચોપડાવી. મારે લીધે તમારે સાંભળવું પડ્યું છે. તમારો મિત્ર આવો અધમ, નિમકહરામી, તે માટે ક્ષમા માગું છું. હવે તમારે લજવાવું નહિ પડે. મારો તો હવે કક્કોય કાઢી નાખશો તો ચાલશે.

વળી હવે તો સ્વરાજ હાથવેંતમાં. તે આવશે એટલે નવા રાજા—રાજાઓ જૂના વેરીઓને વીણી વીણીને પાંસરા કરશે. એ ખપ્પરમાં પહેલો તો હું જ ઝડપાઈશ ને ? ત્યારે તમારે મારી વિરુદ્ધ સાક્ષી આપવી પડે, એ કેવી કફોડી સ્થિતિ ! એના વિચાર માત્રથી હુંય કંપું છું તો તમને તો શું નું શું થતું હશે ? એક બાજુ દેશ પ્રત્યેની ફરજ અને સત્ય બોલવાની પ્રતીજ્ઞા તથા બીજી બાજુ મારા પ્રતિ મૈત્રી અને મમતા—એ બે વચ્ચે ઝોલાં ખાવાં પડે એવી આકરી મુંઝવણ અને કસોટી તમને દુ:ખ દે તેમ હું નહિ થવા થઉં. તેથી જ તો તે પહેલાં ચાલ્યો જઉં છું. સ્વરાજના રાજાઓ સજા કરે તે પહેલાં જ હું સજા વહોરી લઉં છું.

હું જેલમાં જાઉં છું. ત્યાં જઈ પ્રસાદને છોડવીશ. પ્રસાદ સાચો અપરાધી નથી. એ કંઈ કામદેવ નથી. પણ વારંવાર હાર પામી સરકાર ગાંડી થઈ. તેને કામદેવ નહિ તો તેનો કાકો ગમે તે એક કેદી જોઈતો હતો. મેં તે આપ્યો. એ પારકાના પાપે—ના, ના, પુણ્યે પકડાએલા કેદી પર પ્રજા ઓવારી જશે

તે હું જાણતો હતો, એટલે એ ઓવારણાંનો મહાલાભ મેં પ્રસાદને સમર્પ્યો. જેવો હશે તેવો છતાં એ આપણો કાગદેવના હક્કનો જશ અને જયકાર બીજાને મળે તે કરતાં પ્રસાદને મળે તે શું ખોટું? એ દેશસેવક છે, સત્યનો ઉપાસક છે, સ્વયંસેનાનો સેનાપતિ છે. એના કાર્ય માટે આવો બદલો મળ્યો એ ઠીકજ થયું. પ્રજામાં એની વાહવાહ થઈ. એના દર્શન માટે પડાપડી થઇ. એ એવા જશનો ભૂખ્યો હતો અને તે મેં એને મેળવી આપ્યો. મને તો એ ગાળ આપતો ફરતો: "દેશદ્રોહી," "લૂણહરામી," "પરદેશનો પોઠિયો," "સરકારનો સાંઢ" એવા એવા ઇલ્કાબ, એણે મને આપ્યા છે. ભલે, મને તેનો રોષ નથી. એ નહિ તો અન્ય કોઇક તો મારા પૂછડે એ ચાંદ લટકાવત જ ને? તો પછી તે કાર્ય પ્રસાદ સમો મિત્ર કરે તેથી મારે શામાટે ગુસ્સે થવું? વળી મેં એને 'મગતરૂં' 'પૂતળું' વગેરે તો કહ્યું છે જ. એટલે બંનેના નવા વિરોધનો પરસ્પરની બાદબાકીમાં છેદ ઊડી ગયો, અને બાકી રહી અમારી જૂની ભાઇબંધી. તેને યાદ કરી મેં એને કાગદેવનો જભ્ભો પહેરાવ્યો છે.

એ કાગદેવ પર તો નાખુશ હતો, કારણ કે એ અજાણ્યો પરદેશી પ્રજાનું હૃદય અને સંગ્રામનો ભાર પચાવી બેઠો હતો. પરંતુ તેની કમાણીની કીર્તિનો મુગટ પોતાને મળ્યો ત્યારે એણે જરાય આનાકાની ન કરી, પ્રજાએ એનાં કાગદેવરૂપે દર્શન માગ્યાં ત્યારે એને જરાય સંકોચ ન થયો કે પોતે તો બનાવટી રૂપીઓ છે. ભલે, એને કીર્તિની કામના હતી, તે ફળી છે.

એને કાગદેવ સમજી સરકાર છોડતી નથી. પૂ. ગાંધી બાપુએ સંધિની શરતો યાદ કરાવી છતાં તે મક્કમ છે. તેમનું કહેવું છે કે એ કંઇ સત્યાગ્રહી કેદી નથી, એ અમારામાંનો નથી, કોઇ બહારવટિયો છે, સત્યાગ્રહના નામે છળ કરી રળી ખાવા આવ્યો છે, આવું આવું તમારી પત્રિકાઓમાં તમારી સહી સાથે છપાએલું; એજ સરકારનો

મોટામાં મોટો પુરાવો બન્યો છે. બિચારા પ્રસાદભાઇની સ્થિતિ હવે સાપે છછુંદર ગળ્યા જેવી થઇ છે. પોતે કહે કે હું કાગદેવ નથી, તો સ્વરાજના રાજાનું પણ ન ગવાય એમ પોતાનું નામ ગવાય છે તેની શાખ શી રહે? અને કહે કે હું કાગદેવ, તો કપાળે કાયમનું કારાગૃહ ચોંટે છે. એ મુંઝાતા હશે.

હું જઉં છું. જવા પહેલાં પ્રસાદને છોડવવાની પેરવી કરતો જઇશ. હું સરકારમાં ખાનગીમાં સાબીત કરીશ કે એ કાગદેવ નથી, એ તો કેવળ એનું ઓઠું હતું; મારે ફોજદારી ખાવી ના પડે તેટલા માટે સરકારને મેં છેતરી હતી; મારો એકરાર પ્રસાદની મુક્તિનો કરાર બનશે.

છતાં એ એકરાર સરકારના ખાનગી ચોપડામાંજ રહેશે. તેને પ્રગટ કરી સરકાર પોતાની એબ નહિ ઉઘાડે. તે તો સંધિની શરતનો ઉદાર અર્થ કરીનેજ આ રહેમ કરે છે એવું જાહેરનામું બહાર પાડશે. ખુદ પ્રસાદને પણ તેની ખબર નહિ પડે, અને તમને તમારી વહાલામાં વહાલી વસ્તુના સોગન આપું છું. તમે પણ તે તમારા દિલમાં દાટી રાખજો.

આમ પ્રસાદ છૂટશે, તે કાગદેવરૂપેજ છૂટશે. પછી એનાં સામૈયાં થશે, ઓવારણાં લેવાશે, માનપત્રો વંચાશે, મેળાવડા થશે. થવા દેજો. કાગદેવના નામે અંધારી ઓરડીમાં ગોંધાયો છે તેનો બદલો, મબલક બદલો મળવા દેજો. ખરો કાગદેવ પોતે કોઇ દિવસ જાહેર થનાર નથી. તે માનનો ભૂખ્યો નથી. ગેબમાંથી પ્રગટ્યો, ગેબમાંજ ઝઝુમ્યો અને હવે ગેબમાં સમાઇ ગયો છે. માટે પ્રસાદને ખોટા કે ભોંઠા પડવાનો વારો નહિ આવે. ભલે પ્રસાદ સ્વરાજનો રાજા થતો, અને તમે તેનાં સહવાસી હતાં, સહકારી હતાં એટલે તમનેય તેની પડખે આસન મળશે. પ્રસાદ બેકદર નથી, પ્રજા નગુણી નથી; તે તમને રાણીનાં આસન આપશે.

તો હવે હું જઉં છું, કારાની કોટડીમાં અલોપ થવા જઉં

છું. જિંદગીમાં એ અનુભવ બાકી હતો, તેને વધાવી લઉં છું. મારો એ અનુભવ સત્યાગ્રહી કેદીઓના જેવો સુખદ નહિ હોય. તેમને તો ત્યાં અર્ધું સ્વરાજ હતું; કારણ કે તેઓ બિનફોજદારી ગુન્હેગાર હતા; પણ મારા પર તો ફોજદારી આરોપ છે. સત્યાગ્રહીઓ સત્ય માટે જેલ ગયા હતા, હું જઉં છું છેતરપીંડી માટે. મેં ખુદ સરકારને છેતરી છે, અને મેં કોને નથી છેતર્યા?

તમે જાણતાં હશો કે 'શાંતિ–ધામ'થી પાછા વળતાં મને સર બળદેવસીંગ મળેલા. તેમણે નોકરી માટે ભલામણપત્ર આપેલો. પણ એ બધું તરકટ હતું. સર સાહેબ અને તેમની પુત્રી ખોટાં નામધારી હતાં. 'શાંતિ–ધામ' ગયો ત્યારથી જ મુંબઇના એક બાહોશ ડીટેક્ટિવે મારો કેડો લીધો હતો. તેની આંખમાં ધૂળ નાખવા એ નાટક માંડ્યું હતું. તેણે જાણ્યું હતું કે હું હિંસાવાદી થયો છું, એટલે એ વાદમાંથી વફાદારી લગીની ગુલાંટ મારવાનો વેશ અમે ભજવ્યો. એ નાટ્યલીલામાં હું નાયક, મારા એક વડીલ મિત્રની પુત્રી નાયિકા અને બીજા તે વડીલ રામલાલ અને મણિલાલ વગેરે પાત્રો હતાં. કલકત્તાથી મુંબઇ લગી એ નાટક ચાલ્યું. ડીટેક્ટિવ ઇશ્વરલાલ બરાબર ઠગાયો.

તેણે નાટકને સત્ય માની પોતાના વડા આગળ તેવો રિપોર્ટ કર્યો. આમ મારા માટે નોકરી ને ફોજદારી મેળવવી સહેલી બની.

પરંતુ અમારા કમનસીબે ખરા સર બળદેવસિંગ મુંબઇ આવ્યા હશે તેમણે ભલામણપત્ર લખી આપ્યાનો ઇન્કાર કર્યો અને પોગળ ફૂટ્યું. પરિણામે હું જેલમાં જવા ટિપડું છું.

તમે પૂછશો, આ બધાં નાટક શીદને કરવાં પડ્યાં? તમે રક્તતિલક નહોતું કર્યું તો મને શીદને ખોટો પત્ર લખ્યો? શીદને 'શાંતિધામ'ને વગોવ્યું? અને પછી એ અસત્ય હિંસા–દીક્ષામાંથી બીજું અસત્ય–તરકટ શા માટે ભજવ્યું? તમે ફોજદાર શામાટે થયા? તમે

અમને ને પ્રજાને ગાળ દેવાને કારણ આપ્યું શા માટે? એની જરૂર હતી. મારી ફોજદારી પણ એ એક મહાનાટકનો અંક હતો. કાગદેવના અવતારને માટે એ નાંદી હતી, પૂર્વભૂમિકા હતી. ફોજદાર બની હું કાગદેવની ઢાલ બન્યો. લોકોને સતાવવાનું નાટક કરી મેં કાગદેવનો માર્ગ મોકળો રાખ્યો. કાગદેવ 'શાંતિ–ધામ' નો વિદ્યાર્થી હતો, મારે તેને રક્ષણ આપવાનું હતું. તેથી મેં વફાદારીનો વેશ લીધો. એ વેશની તૈયારી રૂપે મેં રક્ત–દીક્ષાનું પહેલું નાટક કર્યું. તમને મેં તેમ કરી છેતર્યાં. એમ છેતર્યાં ન હોત તો તમે મને ફોજદાર થવા ન દેત.

તમને હવે કુતૂહલ થશે કે એ કાગદેવ તે માણસ છે કે જાદુગર? એકજ માણસ ભીલ, ભંગી, માળી, કાવડિયા ને કાથુડિયાના વેશ લે, બોલી બોલે, છતાં પકડાય નહિ એ તો અદ્ભુત. હા, એ ચમત્કારિક તો ખરૂંજ. પણ કાગદેવ એક કુશળ નટ છે. 'શાંતિધામ'ના કળાનિકેતનમાં તે નાટ્યવર્ગનો રાજા હતો. વેશ ધરવા, પારકી બોલીનું આબાદ અનુકરણ કરવું એમાં તે એક્કો હતો. એની એ વિદ્યા અહીં કારગત થઇ હતી. પ્રજાને મદદ કરવામાં સહાયરૂપ બની હતી.

પ્રજાને મદદજ કરવી હતી તો સીધા ને પ્રગટ માર્ગે કેમ ન કરી એવો પ્રશ્ન તમારા હોઠે રમતો હશે, પણ વિચારો! કાગદેવે કર્યાં છે તેવાં કામ સરકાર ઉઘાડે છોગે કરવા દેત? કદી નહિ. અને વળી તમે, તમારા સત્યના આગ્રહ, અહિંસાના આટાપાટા પણ તેને પગલે પગલે બેડીરૂપ ના થતે? પ્રજાને ત્યાગના રસ્તે ભળાવવી પણ પછી તેના ત્યાગને ટકાવી રાખવા ટેકા ઊભા કરવા જોઇએ. જનતા કંઈ જોગી નથી કે જે ભગવાંધારીની પેઠે પોતાનીજ નિષ્ઠા પર ટકી રહે. તે તો પગલે પગલે બીજાનું પડખું શોધે છે. કાગદેવે તે પૂરૂં પાડ્યું. તેમાં તેણે દેશસેવા કરી કે દેશદ્રોહ, તેના સત્યાગ્રહને શોભાવ્યો કે વગોવ્યો તેનો વિચાર તેણે ઈશ્વર ઉપર

અને ભવિષ્યના ઇતિહાસ પર છોડ્યો છે.

લો ત્યારે, કામદેવ ગયો. નવો ફોજદાર પણ જાય છે. તે તમારી પાસે એકાદ આંસુ સિવાય વધારેની આશા નથી રાખતો. તમારી કુંળી લાગણીઓ પર મેં કુહાડાના ઘા કર્યા છે તે માટે મનેય બહુ લાગ્યું છે, પણ ઉપાય ન હતો. દાદાના દિલમાં બહુ દર્દ જગાવ્યું છે, તે માટે મારાવતી ક્ષમા માગજો. સલામ!

લી. નવા ફોજદાર,
ઉર્ફે પ્રબોધચંદ્ર,
ઉર્ફે કામદેવ,
ઉર્ફે હવે કારાવાસી.



# સ્વાનુભવેલો પ્રયોગ

અનુભવી:—**શાહ શાન્તિલાલ વસ્તાભાઈ** કાપડના વેપારી—બારી. (કાઠિયાવાડ)

માથાના વાળ માટે વપરાતાં તેલોથી કેટલીકવાર માણસોને નુકશાન થાય છે. વળી તેનાથી ફાયદો થવાને બદલે નુકશાન જ વધારે થાય છે. અમારા એક મિત્ર શાહ શાંતિલાલ વસ્તાભાઇને આ હેરઓઇલે ઘણો જ સરસ હાથ બતાવ્યો હતો. તેવા હેર ઓઈલના વપરાશથી તેમના બધા વાળ સફેદ થઈ ગયા હતા. ઘણા માણસોની આ બાબતમાં સલાહ લીધી છેવટે શાળાખાતાના એક અધિકારી રા. હરીભાઈ નારણભાઈ પટેલે એમને શીર્ષાસન સાથે ભાંગરાના તેલનો પ્રયોગ બતાવ્યો. તે પ્રમાણે તેલ બનાવી ઉપચાર કરવાથી તેમના વાળ ફરી કાળા થઈ શક્યા છે. પોતાને મળેલા આ લાભનો ફાયદો પોતાના સમાજબંધુઓને પણ મળે, ઉંધે રસ્તે દોરવાઈ જતા લોકોને સાચી વસ્તુસ્થિતિનો ખ્યાલ આવે તેવા ઉદ્દેશથી તેમણે તે પ્રયોગ પ્રમાણે વધારે પ્રમાણમાં તેલ બનાવી વેચવા રાખેલ છે. આ તેલ જેમને તૈયાર જોઈતું હશે તો તે પણ મળી શકશે અને ઘેર બનાવવાની ઈચ્છા હોય તો તેમને પત્ર લખી પુછાવવાથી બધી હકીકત તેઓ લખી મોકલે છે તો તે બાબતના વધુ ખુલાસા માટે ઉપરના સ્થળે પત્રવ્યવહાર કરવો. (**વ્યાયામમાંથી**) **જા. ખ.**